॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥

ગુર્જર કવિરત્ન પરમ ભક્ત શ્રી દયારામભાઈએ રચેલાં ઉત્તમોત્તમ
અપ્રસિદ્ધ કાવ્યોનો સંગ્રહ.

શ્રી

# દયારામકૃત કાવ્યમણિમાળા

( ભાગ ૧ લો. )

સંશોધક અને ટિપ્પણલેખક,
જોશી છોટાલાલ ઉર્ફે નાથજીભાઈ ગિરિજાશંકર કવિશ્રીના
શિષ્યપુત્ર, અને ડભોઈના શ્રી પુષ્ટિમાર્ગીય
પુસ્તકાલયના પ્રમુખ.

પ્રકાશક:—
નારાયણદાસ પરમાનંદદાસ શાહ ડભોઈવાળા.
કવિશ્રીના શીષ્ય પૌત્ર.

આવૃત્તિ ૧ લી. પ્રતિ—૧૦૦૦



અમદાવાદ
ટંકશાળમાં ધી "અ૦ યુનિયન" પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં
મોતીલાલ શામળદાસે છાપ્યું.

સંવત ૧૯૭૧. સને ૧૯૧૪.

નોછાવર રૂ. સવા રૂપીઓ.

॥ श्रीमद्वैश्वानराचार्या विजयन्ते ॥

# પ્રકાશકની પ્રસ્તાવના.

———x———

પ્રાતઃસ્મરણીય, કવિકુલકમલદિવાકર, શ્રીકૃષ્ણચંદ્રના પરમ ભક્ત શ્રી-દયારામભાઇનાં નામ અને તેમની રસમય અલૌકિક વાણીથી ભાગ્યે જ કોઇ ગુર્જર અજ્ઞાત હશે. કવિવરનાં નીતિ અને ભક્તિના–દિવ્ય શૃંગારનાં દર્શન કરનારાં કાવ્યોએ અસંખ્ય દૈવ હૃદયોને રસાર્દ્ર બનાવ્યાં છે, એમાં કાંઇ પણ સંશયે નથી. પાંડિત્યથી ઉદ્ભવેલી કવિત્વશક્તિ અને પરાત્પર પૂર્ણ પુરુષોત્તમના અનુગ્રહથી જ પ્રકટ થયલી કવનશક્તિમાં શું વિલક્ષણતા છે, એની ઝાંખી કરવા ઇચ્છનારે એકવાર અવશ્ય કવિવર ભક્તરાજની વાણીનો આસ્વાદ લેવો. પૂર્વે થઇ ગયલા મહાકવિઓના ગ્રન્થો જોઇને, તેનો સાચોસાચો અભ્યાસ કરીને સાહિત્યક્ષેત્રમાં ઉપસ્થિત થવાય તો સત્કારપાત્ર ગણવામાં કાંઇ વાંધો નથી, પરંતુ નૈસર્ગિક ઇશ્વરદત્ત દિવ્યશક્તિ અને અલૌકિક પરોક્ષ પદાર્થોનો સાક્ષાત્કાર વગેરે સાધનસંપત્તિનો સહભાવ જેટલો માનપ્રદ છે, જેટલો ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવામાં હેતુભૂત છે, તેટલો પૂર્વોક્ત અભ્યાસ નથી. કવિશ્રી દયારામભાઇમાં, મૂલ તો દૈવ હૃદય, મહાન્ પુરુષોનો સમાગમ, અલૌકિક ગુરુનો અનુગ્રહ વગેરે ઉત્તમોત્તમ પદ મેલવનારા હેતુઓ પ્રત્યક્ષ જણાતા હોવાથી તેમની વાણી ભક્તિથી અંકિત થયલાં સહૃદયહૃદયોને હૃદયંગમા થાય, તેમાં કાંઇ પણ આશ્ચર્ય નથી.

કવિશ્રી ૬૨ વર્ષ ઉપર ગુર્જરભૂમિને અલંકૃત કરતા હતા. તે વેળાએ જ તેમનાં દિવ્ય પારિજાતક કુસુમરૂપ કાવ્યોનો સુવાસ સમગ્ર ગુજરાતમાં એકસરખો મહેકી રહ્યો હતો. મનોહર માર્મિક વાણીથી ગુંથેલાં, સંગીતના માધુર્યથી યુક્ત, કવિના અનેક ભક્તિવિષયક પદોએ આબાલવૃદ્ધ ગુર્જરોના મનને આકર્ષ્યું હતું. તે સમયમાં મુદ્રણકલાનું સાધન જેવી જોઇએ તેવી સ્થિતિમાં નહિ હોવાથી, તેમ જ અધિકારિવિના રસ પ્રકટ થવા દેવો નહિ, એવી ખાસ સદાગ્રહથી માત્ર તે કાવ્યો લખાતાં અથવા તો ભકતોના હૃદયોમાં જ રહેતાં, અને અધિકારિપરત્વે તે પ્રકટ પણ થતાં. પરંતુ સમયના વહેવા સાથે, અન્ય દેશોનો સમાગમ વધવાથી આપણા દેશમાં પણ અનેક સામયિક પ્રગતિઓ શરૂ થઇ. અને મુદ્રણકલાનો વિકાસ થયો.

ગુર્જરસાહિત્યની વૃદ્ધિ તથા તેનાં સંરક્ષણ તરફ અનેક જનોનું લક્ષ ખેંચાયું. આદ્ય કવિ નૃસિંહમહેતાથી પ્રારંભીને થયલા અનેક કવિઓનાં કાવ્યો પ્રસિદ્ધિમાં આવવાં માંડયાં. એ પ્રમાણે એ પ્રગતિ પ્રતિદિન વધતી જ ગઇ, અને અત્યારે તદ્દન પાછળ પડેલાં ગણાતા ગુર્જરસાહિત્યમાં સારું જ ભંડોળ બાહાર પ્રકટ થયું છે, એમ કહેતાં અચકાઇશું નહિ.

કવિવર દયારામભાઇનાં કાવ્યો મુદ્રણ કરવાનો પહેલો પ્રયાસ સંવત ૧૯૨૫ની સાલમાં મુંબાઇના ગોપાલ પાંડુ શેઠ તરફથી શિલા છાપમાં થયલો હતો. ત્યારપછી સ્વર્ગસ્થ કવિ નર્મદાશંકરે પણ એક મહાન્ સંગ્રહ કરીને છપાવેલો હતો. વડોદરાના ના. ગાયકવાડ સરકાર, જેઓ ગુર્જર સાહિત્યની અભિવૃદ્ધિ માટે સારો પ્રયાસ કરે છે, તેઓના આશ્રયથી લુણાવાડા સ્ટેટના માજી દિવાન રા. બ. હરગોવિંદદાસ કાંટાવાલાએ, પ્રાચીન કાવ્યમાળાની સિરીઝમાં તથા ત્રિમાસિકમાં કેટલાંક કાવ્યો છાપ્યાં, ત્યારપછી 'ગુજરાતી' પ્રેસના આદ્ય તંત્રી મરહુમ સદ્‌ગત સાક્ષર રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ નર્મદના જ પુસ્તક ઉપરથી 'દયારામકૃત કાવ્યસંગ્રહ' પ્રકટ કર્યો. અને તે પછી છેવટે હરિભાઈ પટેલ તથા હરગોવિંદદાસ હરજીવનદાસ બુકસેલર અમદાવાદવાળાએ કેટલાંક પદો પ્રકટ કર્યાં. આ સર્વ પ્રયાસો જેવા જોઇએ તેવા ફલીભૂત થયા નથી, એમ મારું માનવું છે.

પ્રથમના મુદ્રયિતાના સમયમાં તો મુદ્રણકલાની ખીલવણીનો જ અભાવ હતો, તેથી સ્વાભાવિક રીતે તેમાં દોષો રહે જ. પરંતુ નર્મદે તો કવિના કાવ્યોનું મુદ્રણ કરવામાં બિલકુલ કાળજી રાખી નથી. રા. બ. હરિગોવિંદદાસે નર્મદ કરતાં કાવ્યો સારી સ્થિતિમાં છાપ્યાં છે, પરંતુ તે કાવ્યોનું રહસ્ય સમજી શકવાની શક્તિના અભાવે કેટલીક ગંભીર ભૂલો તેમણે પ્રકટ કરેલા પુસ્તકોમાં રહી ગઇ છે. જેનું દર્શન કરવાને ઇચ્છનારને આ ગ્રન્થમાલાના હવે પછી પ્રકટ થનારા બીજા ભાગમાં અવગાહન કરવાની સૂચના છે. નર્મદના જ સંગ્રહ ઉપરથી 'ગુજરાતી' પ્રેસે સંગ્રહેલા સંગ્રહમાં તો ભૂલોનો સંભાર ભરેલો છે. જેમ કે—

'કોટી ઉપાસન મલીનનું,'
'કંચન મોહોર વ્યુહુ હીરો,'
'કળી રૂડી આશયમાં'
'સ્વસ્તી અષ્ટકોણ અંબુ ફૅળ,
જવપત્રી ધ્વજ ઉર્ધરેખ વિક્ષાત;
ક્ષાત્ર અંકુશ અંબુજમ વ્યોમ.' ભક્તિપોષણ.

ઉપર બતાવેલા ફકરાઓમાં મોટા ટાઇપોમાં મુકેલા શબ્દો તદ્દન શુદ્ધ જ છે. આવી રીતે ગુર્જર સાહિત્યની સેવા ઈશ્વર ન કરાવે તો જ રૂં એમ વિદ્વદ્વર્ગની માન્યતા છે.

ઉપરનાં કાવ્યોના ફકરા શુદ્ધ રીતે આવા છે.

"કોડી ઉપાસન મલિનનું;
કંચન મહોર વ્યૂહ હરિ હીરો;
કલિરૂપી આશૌચમાં."
"સ્વસ્તિક અષ્ટકોણ, જંબુફલ, યવ,
પત્રિધ્વજ, ઊર્ધ્વરેખ વિખ્યાત;
ખ્યાત અંકુશ અંબુજ મત્સ્ય વ્યોમ."

કવિવરના કાવ્યોની આવી સ્થિતિ જોઇને મને ઘણો જ ખેદ થયો. મજ કવિશ્રીનાં જીવનચરિત્રો, પણ અનેક તરફથી માત્ર અટકળોને આધારે જ લખાયલાં વાંચીને પણ હું દીલગીર થયો, અને जीवाः स्वभावतो દુષ્ટાઃ [redacted] શ્રીવલ્લભાધીશ્વરની આજ્ઞાને અનુભવવા લાગ્યો.

શ્રીદયારામભાઈના શિષ્ય ભગવદીય જોશી ગિરિજાશંકરભાઈના આત્મજ, કવિશ્રીના સંપૂર્ણ ભક્ત, ભગવદનુરાગી પરમ ભગવદીય જોષી છોટાલાલ ઉર્ફે નાથજીભાઇ, જેઓ ડભોઇના નિવાસી ઔદિચ્ય ટોલકીઆ બ્રાહ્મણ છતાં એક અનન્ય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ છે, તેઓએ પોતાના પિતા, કાકા પાસેથી મલેલા સંગ્રહ ઉપરાંત કવિશ્રીના ગ્રન્થોના લેખક મેલાભાઇ અમીને કરી રાખેલા સંગ્રહને ભિન્ન ભિન્ન સ્થલે અસ્તવ્યસ્ત થઇ પડેલો જોઇને તેને એકત્ર કરીને અતિસ્તુત્ય પ્રયાસ કરીને જે સેવા બજાવી છે, તે શબ્દોથી હું વ્યક્ત કરી શકતો નથી. આ સર્વ સંગ્રહને યોગ્ય સ્વરૂપમાં પ્રકટ કરવામાં આવે તો હું ધારું છું કે આ ગ્રન્થ જેવાં લગભગ ૩૦ થી ૪૦ પુસ્તકો થવા જાય ! !

પરમ ભગવદીય જોષી નાથજીભાઈ મારા ઉપર ઘણો જ સ્નેહ તથા કૃપા રાખે છે. તેઓને મેં અશુદ્ધ રીતે છપાયલાં કાવ્યો શુદ્ધ રીતે પ્રકટ કરવાની વિનતિ કરી. તે વિનતિનો તેઓએ સ્વીકાર કર્યો, એટલુંજ નહિ પણ તે કાર્યમાં દરેક સહાયતા કરવાનું કબૂલ્યું અને અપ્રસિદ્ધ કાવ્યો પણ પ્રકટ કરવાની રજા આપી. આ ઉપરાંત કવિશ્રીનું શુદ્ધ જીવનચરિત્ર પણ લખવાની યોજના કરી છે, જે થોડા સમયમાં વાંચકો સમક્ષ મુકવામાં આવશે.

એમતી મારા પ્રત્યેની આ શુદ્ધ સ્નેહની મમતાભરી લાગણીથી હું તેમનો ઋણી છું.

સદર કાવ્યસંગ્રહમાંથી રા. જોષીજીની અનુમતિથી નહિ છપાયલાં કાવ્યો આ પ્રથમ ભાગમાં છાંપવામાં આવ્યાં છે. કાવ્યો અતિકઠિન હોવાથી સમજણ ન પડે તેવી જગાએ પ્રાચીન કાવ્યમાળામાં છપાયલાં ગ્રંથોની માફક રા. જોષીજીએ લખેલો સ્પષ્ટ અર્થ નીચે નોટમાં આપ્યો છે.

રા. જોષીની ટીકાનું વાચન દયારામભાઈનું હાર્દ સમજવાને અતિઉપયોગિ છે, કવિશ્રીનાં આ અપ્રસિદ્ધ કાવ્યોને વાંચકો યોગ્ય આશ્રય આપશે તો હવે પછી કવિશ્રીના બીજાં અપ્રસિદ્ધ કાવ્યો જેવાં કે, શ્રીમદ્ભગવદ્ગીતા, શ્રીમદ્ભાગવત, ભક્તિવિધાન, એકાદશીકથા, પિંગળસાર, પુષ્ટિપથસારમણિદામ, પુષ્ટિભક્તિરૂપમાલિકા, સિદ્ધાંતસાર, માયામતખંડન, રસિકરંજન તથા યુવતિશિક્ષાખ્યાન; ગુરુશિષ્યસંવાદ, હરિદાસમણિમાલા, શ્રીકૃષ્ણસ્તવનચંદ્રિકા વિજ્ઞપ્તિવિલાસ, અકુલચરિત્રચંદ્રિકા, શિક્ષાસાહિત્યવિહિતપ્રશ્નોત્તર ગ્રંથ પ્રશ્નોત્તર વિચાર વગેરે કવિશ્રીના ઉત્તમોત્તમ અને અપ્રસિદ્ધ ગ્રંથો સર્વે અનુક્રમે પ્રકટ કરવામાં આવશે.

આ ભક્ત કવિશ્રીનાં કાવ્યોનો અભ્યાસ કવિ નર્મદાશંકર લાલશંકરનાં માતૃશ્રીને ઘણો હતો, તે હમેશાં પોતાને ત્યાં ગાતાં તે સાંભળી તેપર પ્રીતિ થવાથી કવિ નર્મદાશંકરે એ કાવ્યો ભેગાં કરવાનો નિશ્ચય કર્યો અને ડભોઈ વિગેરે ઠેકાણે જ્યાં આ ભક્ત કવિશ્રીના શિષ્યોની બેઠક વિગેરે હોય ત્યાં જઈ સાંભળીને ઉતારી લીધાં. એ પ્રમાણે તેમણે સંગ્રહ ભેગો કરી શ્રીદયારામકૃત કાવ્યસંગ્રહના રૂપમાં પ્રથમ છપાવેલો, જેની કિંમત રૂપીઆ દશ રાખી હતી. તે પછી ગુજરાતી પ્રેસના આદ્યતંત્રી સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ તેનો હક્ક રાખી છપાવ્યો છે. જેની આજે ચોથી આવૃત્તિ થઈ છે. આ ઉત્તમ સુવિખ્યાત કવિરત્નના કાવ્યો ગુર્જર પ્રજા એકી અવાજે વખાણી ઘેરેઘેર ગાય છે એજ તેની ઉત્તમતા દર્શાવી આપે છે. સદર કાવ્ય સંગ્રહ કવિ નર્મદે સાંભળી ઉતારી લેઈ છપાવેલો જેથી તે તદ્દન અશુદ્ધ છપાયલો છે.

ભક્ત કવિશ્રી સાથે પરિચય પડેલા વૃદ્ધ પુરુષો સાથે થયલી વાતચીત ઉપરથી એક અમૂલ્ય ઉદાહરણ શ્રવણે પડ્યું છે. તે વાંચકવર્ગના હિત ખાતર નીચે લખ્યું છે.

એક સમયે કવિશ્રીની દૃષ્ટિ એક માટીની ઈંટના કટકા ઉપર પડી તે પડતાંની સાથે જ કવિશ્રીનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ નીકળ્યો, પછી તેનું કારણ પુછતાં જવાબ મળ્યો કે જેવી રીતે આ ઈંટ સાજી હતી ત્યારે તે કેટલીબધી ઉપયોગી હતી. તેના હાલ કાળે કરીને કટકા થતાં (રોડા) ના રૂપમાં આવી અને હજુ પણ એના ભાગીને ચુરા થશે. અને અંતે ઈંટના નામનો નાશ થઈ તે ધુળની સાથે મળી જઈ ધુળમય બનશે. તેવીજ રીતે મારા કાવ્યોનો તથા મારા ગ્રન્થોનો પણ અંતે નાશ થશે એમ કહી શ્વાસ મુકી હાનાથ; એવો ઉચ્ચાર કર્યો હતો, વળી કહ્યું કે મારા કાવ્યોને જેવો તમને હાલ હું સ્ફુટ પ્રકાશિત અર્થ સિદ્ધાંત સમજાવી ટીકા, પ્રમાણ રૂપ દાખલાથી ઠસાવી આપું છું તેવું મારી પશ્ચાત્ જે કોઈ આ ગ્રંથ શુદ્ધ જેવોને તેવો અક્ષર અક્ષર લખી રાખી મુકશે તો વિદ્વાનો પંડિતોને અને ભગવદ્ ભક્તરાજોને એ માહારો આશય સમજાશે. મને અશુદ્ધ લખવા તથા બોલવા ઉપર અત્યંત ચીડ છે માટે જેને શુદ્ધાક્ષરનું જ્ઞાન હોય તેણે જ આ મારા ગ્રંથો લખી રાખવા, વાંચવા અગર મારાં કાવ્યોના અનુભવી પાસે જઈ અભ્યાસ કરવો.

આ મુદ્રણ માટે ભગવચ્છાસ્ત્રનિષ્ણાત શાસ્ત્રી મગ્નલાલ ગણપતિરામ M. A.; તથા રા. રા. મુલચંદ્ર તુલસીદાસ તેલીવાળા B. A.; LL. B. તથા રા. વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી, એઓએ જે યોગ્ય સલાહ આપી છે, તે માટે હું તેમનો આભાર માનું છું.

પ્રૂફો શોધવાનાં કાર્યમાં રા. વસંતરામશાસ્ત્રીએ જે સહાયતા કરી છે, તે માટે તેમનો ઉપકાર માનતાં જણાવવું પડે છે કે આ ગ્રંથ મૂળ જેવો પ્રાચીન કોપિમાં ઉતારેલો તેવો જ, તેમ જ રા. જોષીએ–લેખકે કહેવા મુજબ તેમના જ લખવા પ્રમાણે છપાવેલો છે, તેમાં કાંઇ પણ ફેરફાર કર્યો નથી. તો પણ સ્વાભાવિક રીતે દોષ રહી ગયલા હોવાથી તેને માટે છેવટે શુદ્ધિપત્રક આપેલું છે.

કવિશ્રીનું શુદ્ધ જીવનચરિત્ર રા. જોશી છોટાલાલભાઈએ લખ્યું છે તેનું બુદ્ધિપ્રકાશના સારા વિદ્વાન લેખક તથા વિદ્વાન ગ્રેજ્યુએટ પાસે સંશોધન કરાવેલું છે તે પણ થોડા વખત પછી ગુર્જર પ્રજા સમક્ષ મુકવામાં આવશે.

આ ગ્રંથને યોગ્ય આશ્રય મળેથી હું એક પછી એક કવિશ્રીના અપ્રસિદ્ધ ગ્રંથો છપાવીશ. છપાયલાં કાવ્યો શુદ્ધરૂપે છપાવી તેમને થયલો અન્યાય દૂર કરવો તે એ મારૂ કર્તવ્ય છે એમ હું સમજાું છું.

આ કાર્ય કરવાનો મુખ્ય ઉદ્દેશ દયારામભાઈના સર્વ પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ગ્રથો એક પછી એક મુદ્રિત થાય અને કવિશ્રીને થયલો અન્યાય દૂર થાય તે છે. હું આશા રાખું છું કે આ મારો ઉદ્દેશ લક્ષમાં લેઈ પ્રભુ પ્રેરણાથી ગુજરાતની રસિકપ્રજા આ મારા શુભ પ્રયત્નને ઉત્તેજન આપી સફળ કરશે.

| | |
|---|---|
| **વિજયાદશમી.** | **નારાયણદાસ પરમાનંદાસ શાહના** |
| સંવત ૧૯૭૦. | સર્વે વાચકોને સસ્નેહ ભગવત્સ્મરણ. |

---

# ગ્રંથપરિચય.

કવિવૂર શ્રીદયારામભાઈના સર્વ ગ્રન્થોમાં શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગનું રહસ્ય ઓતપ્રોત થઈને રહેલું મર્મજ્ઞોને ભાસે છે, એમાં કાંઈ પણ સંશય નથી. એક અક્ષર પણ એ ભક્ત કવિવરે એવો નથી લખ્યો કે જેમાં પ્રભુભક્તિને ભૂલી જવામાં આવી હોય. એ જ ભગવદનુગ્રહબલ, અલૌકિક સામર્થ્ય અને દિવ્ય શક્તિ. પોતાના ગુરુદેવ, બ્રહ્મસંબંધ કરાવનાર ગુરુ શ્રીવલ્લભજી મહારાજની સંપૂર્ણ કૃપાથી કવિશ્રીને પુષ્ટિમાર્ગનું લક્ષ્યબિંદુ ઉત્તમોત્તમ રીતે સમજાયલું હતું. વળી આધુનિકોની પેઠે તેમને શાબ્દિક જ્ઞાન ન હતું, પણ સર્વ વિષયોનો એમને અનુભવ હતો. પુષ્ટિમાર્ગની રસાત્મકતા, સર્વાત્મભાવરૂપ ફલરૂપતા વગેરેનો એમને સાક્ષાત્કાર થયલો હતો.

તેઓએ અધિકારિસમુદાયનો વિચાર કરીને અનેક ગ્રન્થો લખ્યા છે. શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગના માર્મિક તત્ત્વોની ઝાંખી કરાવનારા આદર્શરૂપ ગ્રન્થો **રસિકવલ્લભ** તથા **પુષ્ટિપથરહસ્ય** છે. એ બન્નેનો

સાર ખેંચીને તૈયાર કરવામાં આવેલો, પ્રતિદિન સિદ્ધાન્તોનું સ્મરણ તાજું જ રહે એવા મુખ્ય ઉદ્દેશથી લખાયલો ભક્તિપોષણ ગ્રન્થ પણ અવશ્ય મનન કરવા યોગ્ય જ છે. આ ગ્રન્થો મુદ્રિત થયલા છે, પરંતુ હજીસુધી અપ્રકટ સાહિત્ય તરફ જ્યારે દૃષ્ટિપાત કરીએ છીએ, ત્યારે નિશ્ચય થયા વિના નથી રહેતો કે મુદ્રિત થયલા ગ્રન્થો તો માત્ર મહાસાગરના બિન્દુરૂપ જ છે! રસિકવલ્લભાદિ ગ્રન્થો મુદ્રિત થયલા છે, પરંતુ તેમાં મુદ્રણમાં નિમિત્તરૂપ બનેલા ગૃહસ્થો પુષ્ટિમાર્ગના રહસ્યથી વાકેફ ન હોવાથી ઘણે ઠેકાણે તેમને હાથે કવિના વિશુદ્ધ અર્થનું પણ ખૂન થયલું નજરે નિહાળતાં ખેદ જ થાય છે. આ વ્યવસ્થાને સુધારવાને અમે આયોજના ઘડી છે, એમ પહેલાં દર્શાવ્યું છે.

આ ગ્રન્થમાં અત્યારસુધીમાં અપ્રસિદ્ધ રહેલાં કાવ્યોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

પહેલો ગ્રન્થ **સંપ્રદાયસાર** છે. આ ગ્રન્થ સર્વ સંપ્રદાયોનાં તત્ત્વો સમજાવીને તેની શિથિલતા અને સ્વમાર્ગની દૃઢતાનો નિશ્ચય કરાવવાને લખાયલો છે. સંપ્રદાયનો વિભાગ કવિ આ પ્રમાણે કરે છે.

## કોષ્ઠક.

**સંપ્રદાય.**

- વૈષ્ણવ (૪)
  - શ્રીલક્ષ્મી, (રામાનુજ)
  - બ્રહ્માંજી, (મધ્વ)
  - સનકાદિક, (નિંબાર્ક)
  - શિવજી. (વિષ્ણુસ્વામી)
- શૈવ (૧)

ઉપરના સંપ્રદાય આદિ અનાદિથી ચાલતા આવેલા છે, એમ કવિ જણાવે છે. શંકરાચાર્યના માયાવાદને તો નાસ્તિક જ માને છે, અને તેની ગણના આસ્તિક સંપ્રદાયમાં ન કરતાં બૌદ્ધજૈનવત્ તે નિરર્ગલ જ છે, એમ કવિનું સશાસ્ત્ર મંતવ્ય છે. વાસ્તવિક પણ તેમ જ છે. બૌદ્ધમતને જ જુદા શબ્દોમાં સમજાવતાં જે મત નિકલે, તે જ આદ્ય શંકરાચાર્યનું મત છે. આધુનિક પ્રૉફેસરો, જેઓ ચુસ્ત શાંકર હોવાનું માન ધરે છે, તેઓને પણ આ વાત કબૂલવી પડે છે જ.

શ્રીવલ્લભાધીશ્વર 'વિષ્ણુસ્વામિપથ'ના ઈશ-નિયંતા માત્ર છે, એમ કવિવર કહે છે. 'વિષ્ણુસ્વામિપથ ઈશ વ્હે' એ ઉક્તિથી એમ જ જણાવે છે કે, ઉચ્છિન્નપ્રાય થયલા વિષ્ણુસ્વામીના માર્ગના છેલ્લા યોગબલથી પ્રાણ ટકાવી રાખીને રહેલા બિલ્વમંગલ નામના યોગીની વિનતિથી તે સંપ્રદાય પોતે ચલાવવાની તેને કબૂલાત આપી, અને પ્રેતયોનિમાંથી તેનો ઉદ્ધાર કર્યો. આ ઉપરથી એમ સમજી બેસવાનું નથી, કે શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ અથવા પુષ્ટિમાર્ગ વિષ્ણુસ્વામીના સંપ્રદાયમાં હતાં તે જ આપે પ્રવર્તાવ્યા.

બીજા આચાર્યોના મતનું દિગ્દર્શન કરાવ્યા પહેલાં પોતાના માર્ગનું સ્વરૂપ કવિવર આલેખે છે. શુદ્ધાદ્વૈતની વ્યાખ્યા આપતાં કહે છે કે–

"શુદ્ધ કહનકો હેતુ યહ, સોચોં ચિત્ત બિચારિ;
મિથ્યારૂપ મલિનતા, શંકરિ શઠ ઉચ્ચારિ.
નિરાકાર શંકર કહે, બ્રહ્મરૂપ કહે આપ;
અંશી બ્રહ્મ જીય અંશ હે, સમતા યોંહી અલાપ.
બ્રહ્મ શુદ્ધ સાકાર ઇક, સોઈ કૃષ્ણ લે જાન;
નિત્ય પરમ આનંદનિધિ, શ્રુતિ સ્મૃતિ કરત બખાન."

અર્થ સ્પષ્ટ છે. પરિપૂર્ણ પુરુષોત્તમ નંદરાજકુમાર જ મૂલ કારણરૂપ પરબ્રહ્મસ્વરૂપ છે. તેઓ રમણાર્થે પોતાનાં અનેક સ્વરૂપો પ્રકટ કરે છે. પોતાનામાં રહેલા અગણિતાનંદને કાંઈક ન્યૂન કરીને અક્ષરબ્રહ્મ પ્રકટ કરે છે. કવિ કહે છે કે–

'તેજોમય જ્ઞાની કહે, સો અક્ષર નિજધામ.'

'અક્ષરબ્રહ્મ ભગવદ્ધામરૂપ છે. પુરુષોત્તમ અક્ષરથી પણ પૂર છે. **अक्षरादपि चोत्तमः** એ ગીતાવાક્ય ઉપરના સિદ્ધાંતને અનુમોદે છે. પ્રભુનું સ્વરૂપ અને અન્ય લીલાર્થક સ્વરૂપો ગણાવતાં કવિ કથે છે કે,

" ધર્મી નિત્ય કિશોર, બપુ, અદ્ભુત અગમ અપાર;
સત્ચિત્ આનંદ અમિત વ્હે, કીન્હત સબ સંસાર.
આદિ પુરુષ અવતારી જો, 'શેષશાયી બપુધારી;
સો જનહિત અવતાર ધરી, ભુવકો ભાર ઉતારી."

ઉપર પ્રમાણે સ્પષ્ટ વિવેક દર્શાવીને ઉપસંહાર કરે છે કે–'તા તે અધિક પ્રકાર હે, તાકો નાહિ ન પાર; કોન કહે ! અરુ કો સુને ? કાકું હે અધિકાર ?'

ઉત્તરમીમાંસાકાર શ્રીવ્યાસજીના બ્રહ્મવાદને વિશદ કરીને કવિશ્રી પૂર્વમીમાંસાકાર જૈમિનિમતાનુયાયીઓ 'કર્મ જ સ્વતંત્ર ફલદાત છે' એ સિદ્ધાંતને ખંડે છે. છેવટે લખે છે કે

" કબહુ કૃષ્ણ ઇચ્છા બિના, ડોલે નહિ ઇક પાત;
એહી દૃઢે ચિત્ત રાખીઓ, લક્ષ બાતકી બાત."

આગળ ચાલતાં કવિવર રામાનુજાચાર્યના વિશિષ્ટાદ્વૈતની સમીક્ષા કરતાં તેના સિદ્ધાંતનો સંક્ષેપમાં સાર વર્ણવે છે, અને કહે છે કે–

" રામાનુજકી ગમ્ય હૈ, નારાયન કે રૂપ;
તિન કે કારણ રૂપ હૈં કૃષ્ણાક્ષર કે ભૂપ."

રામાનુજાચાર્ય નારાયણ સ્વરૂપ, શેષશાયિરૂપ આગળ જ આવીને અટકે છે, તેથી પર અક્ષરબ્રહ્મ અને તેથી પણ પર પૂર્ણ પુરુષોત્તમ સુધી તેમની ગતિ નથી.

મધ્વાચાર્ય દ્વૈતવાદી છે. તેના મનમાં જીવ અને ભગવાનની એકતા કોઇ કાલે સંભવતી જ નથી. તેને કવિ ખંડે છે–

" તુમ જુ કહત હોં બ્રહ્મ હૈં, દ્વૈત સુભેદબિરુદ્ધ;
× × × × ×
અંશી અંશકો મૂલ હૈ, યહ બિધિ જાનિ બિબેક;
અંશ રૂપ હૂ આપ હૈં, તાસો કહિયે એક.
ઇહાં સમજ અતિ સૂક્ષ્મ હૈ, ચૂકત ગોથાં ખાય;
સૂક્ષ્મ દૃષ્ટિ સોચે નહિ, સો શંકર મિલિ જાય."

નિંબાર્કાચાર્ય દ્વૈતાદ્વૈત મતને માને છે. કવિ કહે છે દ્વૈત અને અદ્વૈત બન્ને માનતાં તો સંશયાત્મક મત થયું, સિદ્ધાંત ન કહેવાય, તેમ જ નિંબાર્કાચાર્યજીએ બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય નથી કર્યું, તેથી આચાર્યની ગણનામાં નિંબાર્કને ગણવા ઉચિત નથી.

ઉપર પ્રમાણે સર્વ સંપ્રદાયોની મીમાંસા કરીને અંતમાં પણ સ્વસિદ્ધાંતનું તાત્પર્ય સપ્રમાણ કહે છે. સ્વમાર્ગનો પ્રથમ સિદ્ધાંત એ છે કે શ્રીવલ્લભાધીશ્વર અને શ્રીવિઠ્ઠલેશચરણને શ્રીકૃષ્ણસ્વરૂપ માનવા. તેમને જ નહિ, પરંતુ તેમના સમગ્ર વંશને શ્રીકૃષ્ણસ્વરૂપ માનવો, એ સ્વમાર્ગનો પ્રથમ સિદ્ધાંત કવિ વર્ણવે છે—

" પિતા સરીખો પુત્ર નહિ, કહા રંક કહા ભૂપ;
પૈ શ્રીબલ્લભ કે બંસમેં, સબ હી બલ્લભરૂપ."

અત્યંત સ્વમાર્ગીય પવિત્ર જીવનના અભાવમાં ઉપરનો સિદ્ધાંત જો કે આધુનિકોની દૃષ્ટિમાં ખૂંચશે જ, પરંતુ કવિ તો કહે છે કે—

' મેં મુજ મન પ્રબોધ થવા આ ગ્રંથ રચ્યો છે,
અવર તેહને કાજ જેહને રુચ્યો પચ્યો છે.'

ઉપસંહારમાં કાંઈક 'સ્વાદ' થવા માટે માયાવાદના સિદ્ધાંતાભાસોનું પોકલપણું કવિએ તેના મુખ્ય સિદ્ધાંતોને ખંડીને પ્રકટ કર્યું છે. ભક્તિભેદના કથન પૂર્વક સ્વપરિચય કરાવીને ગ્રન્થ સમાપ્ત કર્યો છે.

બીજો ગ્રંથ. અજામિલાખ્યાન છે.

શ્રીમદ્‌ભાગવતના ૫૪ સ્કંધમાં વર્ણવેલા અજામિલના ચરિત્ર વર્ણનનો પ્રસંગે લઈને કવિએ અનેક દૃષ્ટાંતો તથા પ્રમાણોથી ભગવન્નામમાહાત્મ્ય વર્ણવ્યું છે. વેદાદિમાં નિર્દિષ્ટ પ્રાયશ્ચિત્તો દેશકાલાદિને અનુસરીને અસાધક છે, એમ સચોટ રીતે ઉપદેશે છે અને તેવા સાધનોમાં સપડાયલા પ્રાચીનબર્હિષ્, નૃગ વગેરેની સ્થિતિનો ચિતાર આપતા છેવટે નિશ્ચય કરે છે કે—

"એકવાર શ્રીકૃષ્ણ નામ કોઈ પ્રાણી વદન આલાપે;
તો તેહેને સ્વપ્ને યમચર, કદા ન દર્શન આપે."

વગેરે વાક્યોથી અદ્‌ભુત દૃષ્ટાંતો અને સિદ્ધાંતોથી ભગવન્નામમાહાત્મ્ય બહુ જ સચોટ રીતે વર્ણવ્યું છે, જેનો વિસ્તાર કરવાનું આ સ્થલ નથી. સંપ્રદાયસારથી સ્વસંપ્રદાયની દૃઢતા સિદ્ધ થયા પછી ભગવન્નામસેવાથી થતા ઉદ્ધારનું દર્શન આ ગ્રન્થ સારી પેઠે કરાવી આપે છે.

તૃતીય ગ્રન્થ ક્લેશકુઠાર છે.

નામથી જ તેમાંના ભાવાર્થની અને ઉદ્દેશની કાંઈક ખબર પડી આવે તેમ છે. ગ્રંથના પ્રારંભમાં જ બીજી કડી પછી ગદ્યમાં જ કવિશ્રી ગ્રન્થનું મર્મ કહી જાય છે. શ્રીહરિરાયજીનાં શિક્ષાપત્રો તથા નવરત્નગ્રંથ, કે જેમાં ચિન્તાના નિવારણાર્થે અનેક ઉપાયો દેખાડેલા છે, તેના મુખ્ય ભાવાર્થનું દોહન કરીને કવિશ્રીએ ગદ્યનાં ચાર પૃષ્ઠ લખ્યાં છે. આ ઉપરથી કવિશ્રીની ગદ્ય લેખનની પદ્ધતિ પણ સ્પષ્ટ થાય છે. ચિંતાની નિવૃત્તિ માટે કવિશ્રી લાખ વાતની એક વાત કહી દે છે, તે એ જ કે—

'મૂલ કૃષ્ણ ઇચ્છા બિના, ડોલે નહિ ઈક પાત;
એહી દૃઢ ચિત્ત રાખિયે, લક્ષ બાતકી બાત.'

ચિન્તાની નિવૃત્તિ થવા માટે નલ, ભરત વગેરે મહાપુરુષોએ ભોગવેલા દુઃખોનો લંબાણથી ચિતાર આપે છે, તેમ જ ભગવન્માહાત્મ્યની સ્મૃતિ પણ ચિંતાના નાશમાં કાંઈ હેતુભૂત હોવાથી તેનું પણ વર્ણન મૂકતા નથી. વર્ણવે છે કે—

'સાપ-સુને દગતે ઉરતે, ગતિ ઘ્રાણ ગહે કરિ ઓર ન કોઈ;'
'પ્રચ્છપિય જલ પાઉ ભખે, ગુલ મહેરી અજબ અલીક ન સોઈ;'

અગ્રાહતે ઉત્પત્તિ મયૂરકી, બીછુ ડસે પુછસો જગ જોઈ;
નાથ દયા સબરીબિધ સંસ્રય, કૃષ્ણ કરે તબ કા નહિ હોઈ? '

ચિંતા થવામાં કારણ અહંતામમતા પણ છે, તેનો સર્વથા ત્યાગ કરવાનો કવિ ઉપદેશ કરે છેઃ—

' કોઈ બસ્તુ અપની ન હેં, સબકે ધની બ્રજરાય;
જબ લગ જ્યાં રાખે રહેં, ફિર પઠવે વહાં જાય.
ફિર પઠવે વહાં જાય, કછુ હુ અપની ના લહીયે;
મમતા દુઃખકો મૂલ, સુ બિછુરત મહા દુઃખ પૈયે;
કહે દયો હરિદાસ રહો સાખીવત્ કોઈ;
આયે હર્ષ ન લહો, ગયે તબ શોપ ન કોઈ. '

આત્મનિવેદન જેનું થયલું છે, તેને પોતાનાં ભરણપોષણની પણ ચિંતા કર્તવ્ય નથી, એમ જણાવતાં કવે છે કે–

' અજગરકો અનાયાસ આહાર દેત હેં દયાલ;
શૃંગિશૃંગ દ્રુમ જ પોષેં, એસી જાહે મ્હેર હેં;
ઉઘમ તેં આજ લીયો, હોત હી પયપાન દિયો;
બિનુ માગેં જાને દોષ દેખે નહિં જહર હેં;
બ્યાધ કો સ્વદેહસ્વર્ગ, પૂતનાકો અંબુગતિ;
તિન હૂ પેં દયા દેખો કિયો જાને કહેર હેં;
વિશ્વકું ભરત દયા નાથ નામ બિશ્વંભર;
બિસરેંગે તો હું એક, તોપેં કા બેર હે ?

પ્રભુ જેનો અંગીકાર કરે છે, તેનું અહિત કદી પણ કરતા નથી. જો કે પ્રભુ સર્વસમર્થ છે, તથાપિ ભક્તનું અહિત તો તે કરતા જ નથી છેવટે ગ્રંથકાર કહે છે કે–

' અહં, મમ, અસહન, જલ્પ અતિ, અનીતિ, હરિ ન અનુકૂલ;
પ્રપંચરહિત હરિભજનનાં, દુઃસંગ નોં (૯) દુઃખમૂલ.

એ નવ દુઃખનાં મૂલ છે, તેથી સાવધાન રહેવાનું કવિ સ્પષ્ટ વદે છે. દરેક ભક્તનાં મનમાં આવો દૃઢ વિશ્વાસ હોવો જ જોઇએ એમ કહી તે ગ્રન્થ સમાપ્ત કરે છે.

' સબ કછુ કરત શ્રીહરિ, કરે ચાહિસો કામ;
ભક્ત અહિત કબુ ના કરે, દૃઢ પ્રતીતિ ભજ નામ. '
' સકલ દોષકી માત, ચિંતા ચિત્ત જયહાં લગ બસેં;
વહાં લગ નહિ અવદાત હરિ, બસવે લાયક હિયો. '

**ચતુર્થ ગ્રન્થ કાલજ્ઞાનસારાંશ** છે. તેનો ઉદ્દેશ કવિ પોતે જ કહે છે-

" દુર્લભ મનુષ્યદેહ છે, આવે કોઇકિવાર;
તે પામ્યાનો લાભ એ, ભજવા નંદકુમાર.
જન્મ્યું તેને મરણ તો, જ્યારે ત્યારે થાય;
પણ તેને ધન્ય જેનો, હરિ ભજતાં દિન જાય.
તેમ સંસારી જીવથી સદા ભજન ક્યાં થાય ?
પણ અંતે સઘળું તજી, ભજવા શ્રીવ્રજરાય. "

**मरणे या मतिः सा गतिः** એ મહાસિદ્ધાંતને પોષવાને આ એક આવશ્યક પ્રયત્ન છે. મરણ સમયે ભગવાનનાં ચરણારવિંદમાં ચિત્ત ચોટયું રહે અને મનુષ્યદેહની સાર્થકતા થાય એટલા માટે આ ગ્રન્થ કવિએ નિર્માણ કર્યો છે.

છેવટે કવિશ્રી અવબોધે છે કે—

' આયુષ્ય એળે સહુ ગયું ભજ્યા ન ક્ષણું ભગવંત
તેનું પણ કલ્યાણ છે, જો સમરે હરિ અંત.

× ×

આચાર્ય પ્રભુ સરીખડા, તેને જાવું શરણ;
નિત્ય રહેવું સત્સંગમાં, તજવાં દુષ્ટાચરણ.
જો દિન હોય પહોચતા, તો વૃન્દાવન જાય;
નહિ તો ધંધો સહુ તજી, જ્યાં ત્યાં ગોવિંદ ગાય '

× × ×

' નિત્ય પ્રતિ રહેજે નિરખતો, કહ્યાં તેટલાં ચિન્હ;
મરણ જણાયે સવારૂં, હરિપદ ધરજે મન. '

**પંચમ ગ્રન્થ** દશમસ્કંધલીલાનુક્રમણિકા છે, તે શ્રીવલ્લભાધીશ્વરના ગ્રંથ ઉપરથી રચાયલો લાગે છે.

આ સિવાય બીજાં અનેક અસરકારક નીતિ, ભક્તિનાં સુંદર મનોહર પદોનો પણ સંગ્રહ છેવટે છાપ્યો છે.

આ ગ્રન્થનો યોગ્ય અધિકારીઓ આદર કરશે જ એમ અમને નિશ્ચય થયેલો જ છે, તો હવે પછી કવિશ્રીના ઉત્તમોત્તમ સુંદર ગ્રન્થો નવી આવૃત્તિ ઉપર પ્રકટ કરવામાં આવશે.

श्रीकृष्णाय नमः

# भक्त कवि श्रीदयारामभाई.



ગુર્જરસાહિત્યને મનમોહન કુસુમોથી શૃંગારનાર અન્તિમ કવિવર ભક્ત શ્રીદયારામભાઈ છે. કાલિદાસવત્ ગુર્જર સાહિત્યમાં જો કોઈ પણ કવિ સ્ત્રી-હૃદયજ્ઞની ઉપમાને યોગ્ય હોય તો તે ભક્ત કવિવર દયારામભાઈ જ છે. આ કવિવરનાં પરલોકગમનને હજુ શત વર્ષ તો પૂર્ણ થયાં નથી, તેટલામાં તો એમનું નિર્મલ ભક્તિમય જીવન અનેક ભ્રાન્તોના હસ્તોથી કલંકિત થયું છે. દયારામભાઈના જીવનસંબંધી અન્ય લેખોનું સમીક્ષાસ્થાન અત્ર નથી, તે તો અન્યત્ર છે. કવિવરના સંપૂર્ણ જીવનચરિત્રમાં અત્ર તો ભક્તકવિવરનાં શુદ્ધ જીવનની રેખા દોરવામાં સંતોષ માનવો ઉચિત છે.

દયારામભાઈ સંવત્ ૧૮૩૩ના ભાદ્રપદ શુક્લ એકાદશીને દિવસે સ્વમાતુલગૃહમાં દર્ભાવતીમાં (ડભોઈમાં) જન્મ્યા હતા. એઓશ્રીના પિતાનું નામ પ્રભુરામ ભટ્ટ અને માતૃશ્રીનું નામ રાજકોર અથવા મહાલક્ષ્મી હતું. કવિવરને શ્રીશેષશાયીપ્રતિ ભક્તિનું કારણ એઓશ્રીનાં માતૃશ્રી હતાં. ઉભય માતા પિતા કવિના બાલપણથી જ પરલોકવાસી થયાં એટલે ત્યાર પછી કવિ સ્વમાતુલને ત્યાં ડભોઈમાં આવીને રહ્યાં. આ જ કારણને લીધે બાલપણમાં કવિશ્રીનો વિદ્યાભ્યાસ કાંઈક શિથિલ રહ્યો હશે. તે સમયે કવિશ્રીનું જીવન કેવા પ્રકારનું હશે તે નિર્ણય કરવાની સામગ્રી ન્યૂન છે. ગુરુશિષ્યસંવાદનામક ગ્રન્થમાં કવિશ્રી સ્વજીવન 'અન્તર્વૃત્તિસમેત' વર્ણવે છે તે પ્રમાણભૂત ગણી શકાય. ઉક્ત ગ્રન્થના આરંભમાં ઉત્થાનિકામાં કવિવર સ્વદીનતા વા હીનતા નીચલા શબ્દોમાં પ્રકટ કરે છે.

લક્ષ ચોરાશી રડવડ્યો પ્રકૃતિ કેરે સંગ,
ભોગ વિવિધ ભોગવ્યા તે રોગ વ્યાપ્યા અંગ.
ત્રિવિધ તાપે પરાભવ્યો, આવ્યો તાહારે પાસ;
કૃપાદૃષ્ટિએ અમૃતવૃષ્ટિએ, કરો તેનો નાશ.

વલી તે જ ગ્રન્થમાં, રોગીઓ રોગે ગ્રસ્યો દુર્બલ થયો દેહ,
શુદ્ધ વૈદ્ય ઉપચારતાં સમાધિ થાયે તેહ.
તું વળાવો. તું નિઝામો, વૈદ્ય તું મા બાપ;
આ દીનને દયા કરી ટાળો ત્રણે તાપ..

આ પંક્તિઓ અતીવ અર્થસૂચક છે. ઇચ્છારામભટ્ટજીના સમાગમમાં કવિશ્રી આવ્યા ત્યારે આ પૂર્વ જીવનનું ખેદયુક્ત સ્મરણ છે. યદ્યપિ કહેવું જોઇએ કે આ ગ્રન્થ કવીશ્રીની પ્રૌઢાવસ્થાનો છે, જે સમયે અતિશય પવિત્ર જીવનને લીધે પૂર્વજીવનમાં જે બિન્દુરૂપે દોપ હશે તે અતિશય ભક્તિમય જીવનના સૂક્ષ્મદર્શક યન્ત્રથી અવલોકતાં કવિશ્રીને પર્વતરૂપે ભાસ્યા હશે. શ્રીસૂરદાસજી, શ્રીનંદદાસજી, શ્રીહરિરાયજી વગેરે મહાનુભાવીઓના ગ્રન્થો ઉપરથી પણ આ જ અનુમાનને પુષ્ટિ મળે છે. વલી, દયારામભાઈ ઇચ્છારામ ભટ્ટજીને મળ્યા ત્યારે એમનું વય ૧૩ કે ૧૪ એક વર્ષનું હતું. તે પહેલાં પણ કવિશ્રીનું જીવન ધાર્મિક પ્રવૃત્તિઓમાં ગ્રસ્ત હતું. ગીતાનું પદબંધ ભાષાન્તર તો કવિશ્રીએ છેક 'બાલવયે કીધો મતિમંદ' બાલવયમાં કર્યાનું જણાવે છે, અને તે પછી શ્રીમદ્‌ભાગવતનું ભાષાન્તર પણ બાલવયમાં આરંભ કર્યાનું જણાવે છે. શ્રીઇચ્છારામ ભટ્ટજીના સમાગમમાં આવ્યા પહેલાં કવિશ્રી કનુચિત્ મનુષ્યની આસુરસંપત્તિથી પરાભવ પામ્યા હશે, જેતું ખેદયુક્ત સંસ્મરણ કવિશ્રી ઇચ્છારામભટ્ટજી સન્મુખ નિર્ભયતાથી કરે છે. આથી સમજાશે કે દયારામભાઇને ફક્કડ, છેલ ઇત્યાદિ શબ્દોથી વિષયાસક્ત વર્ણવવા એ કવિશ્રીનાં જીવનનું, અને તેમનાં કાવ્યોનું ગાઢ અજ્ઞાન જ સિદ્ધ કરે છે. આસુર સમ્પત્તિનો સકલ જીવનમાં સ્પર્શ જ ન થયો હોય એવા મહાનુભાવીઓ તો અત્યન્ત વિરલ જ હોઇ શકે. દયારામભાઈ વિષયાસક્ત હતા, કે અનીતિમાન્ હતા, કે એમનાં કૃષ્ણલીલાવિષયક કાવ્ય સ્વાનુભવનું પરિણામ હતું ઇત્યાદિ સર્વ અનુમાનો કપોલકલ્પિત અને અસંગત: છે. બ્રહ્મસંબંધ થયા પછી તો દયારામભાઇનું સકલ જીવન કૃષ્ણસેવા અને કૃષ્ણકીર્તન સદા સર્વદા નિરત હતું.

સર્વાત્મનિવેદન કર્યું સર્વ સમર્પ્યું કૃષ્ણ,
આ લોકને પરલોકની છૂટી ગઈ સહુ તૃષ્ણ

હવે રહી નહિ કો કાર્મના એક ઇષ્ટ ગુરું પ્રતિ હેત,
દયે વર્ણવી નિજકૃતિ અંન્તરવૃત્તિ સમેત.

દયારામભાઈના પોતાના જ શબ્દો ઉપર્યુક્ત અનુમાનને પુષ્ટિ આપે છે.

દયારામભાઇના માતા પિતા શ્રીશેષશાયીના આરૂઢ ભક્ત હતા. કવિશ્રીની વૈષ્ણવ (ભાગવત) મત પ્રતિ પ્રીતિ તેમના દ્વારા જ પ્રાપ્ત થયલી. કવિશ્રીને બાલ વયમાં જ, છેક અલ્પ વયમાં નામકરણ ગોસ્વામી શ્રીદેવકીનન્દલાલજીદ્વારા પ્રાપ્ત થયલું, પરન્તુ એમના જીવનને આરૂઢ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ થવામાં કારણભૂત તો એમને ડાકોરવાલા શ્રીમદ્વલ્લભાચાર્યજીના શ્રીમદણુભાષ્ય ઉપર પ્રદીપનામક સંસ્કૃત ટીકા યોજનાર ભટ્ટજી શ્રીઇચ્છારામનો સમાગમ જ હતો. કવિશ્રીની યાત્રાનું, વિદ્યાનું, કવિતાનું, કીર્તનનું અને ઐહિક પારલૌકિક સકલ ઉન્નતિનું કારણ શ્રીઇચ્છારામભટ્ટજી જ હતા. દયારામભાઇને બાલપણમાં વિદ્યાધ્યયન શિથિલ હતું, ઇચ્છારામભટ્ટજીના સમાગમથી એમનો વિદ્યાભ્યાસ એમના અદ્યાપિ પર્યન્તના ટીકાકારો કરતાં શતગુણું વિશેષ હતો તે એમના નીચેના શબ્દોથી જણાય છે. આપાતતઃ ઘેલા શ્રીગિરિધરજીના પિતામહ ગોસ્વામી શ્રીવલ્લભજીમહારાજદ્વારા કવિશ્રીને વિદ્યા પ્રાપ્ત થઇ એમ ભાસે છે.

ચ્યૉ વેદ ને ષટ્ શાસ્ત્ર ને વલી, ભાષ્યાં પુરાણ સમસ્ત,
ઉપનિષદ્ તો માત્ર બાવન સુણ્યાં મંત્ર રહસ્ય પ્રશસ્ત.
ત્રિગુણભેદ પુરાણ સ્મૃતિનો, ને મહારામાયણ સાર,
મહાભારત ઇતિહાસની પણ કથા કહી વિસ્તાર.

વ્યાસસૂત્રનું ભાષ્ય કહી તત્ત્વસારોદ્ધાર,
તેણે કરી સંદેહ છેદ્યા, ન રહી શંકા લગાર.

× × × ×

ચો સંપ્રદાય જે ભક્તિ કેરા તેના ભાખ્યા ભેદ,
શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું પ્રતિપાદન કર્યું સવેદ.
વેદાર્થને વૃદ્ધિ પમાડે એવાં સર્વ સાહિત્ય,
જોઇ પ્રસન્ન થયું અન્તર મ્હારૂં ખીલી બુદ્ધિ આ
વલી શિષ્ટ પુરુષના જે સદાચાર વિચાર.

વિવેક નીતિને ધર્મના સમજાવ્યા સુસાર.
મતિ રંગી શ્રીકૃષ્ણચરણે વાધ્યો અત્યાનન્દ,
નિર્મલ ધી શુદ્ધ વૃત્તિ થઈ પરમાનન્દ.

× × × ×

વ્યાકરણ પિંગલ છંદ યુતનાં કાવ્ય અપરંપાર.
મર્મ તત્ત્વ પ્રબોધીને, પ્રભુ શું કરાવ્યો પ્યાર.

આ ટાંકેલી ગુરુશિષ્યસંવાદની પંક્તિઓ કવિશ્રીના વિદ્યાભ્યાસની વિશાલતા સૂચવે છે. તદુપરાંત ભારતવર્ષમાં સર્વત્ર યાત્રા કરવાથી પ્રાપ્ત થયલો વિશાલ મનુષ્ય જાતનો અનુભવ અને વિવિધ ભાષાઓનું જ્ઞાન પણ દયારામભાઈએ પ્રભુકીર્તન ગાવાને સંપાદન કરેલી યોગ્ય સામગ્રીનું સૂચન કરે છે. ગુર્જરભૂમિમાં જે જે કવિઓ થઇ ગયા, તે પછી અખો હોય, કે પ્રેમાનન્દ હોય, શામલ હોય કે ભાલણ હોય, ગમે તે હોય, તે કોઇના કરતાં દયારામભાઈનું પાંડિત્ય જો એમના પ્રતિપક્ષીઓ અધિક ન સ્વીકારે, તો પણ કોઇપણ અંશે સર્વથા ન્યૂન તો ન જ હતું. ઉક્ત પાંડિત્યની ન્યૂનતાને લીધે દયારામભાઈના ટીકાકારો અંધકારમાં પડ્યા છે, પછી તે નાથાશંકર શાસ્ત્રી હોય, કે રા. ગોવર્ધનરામ ત્રિપાઠી હોય. આ કથનની પુષ્ટિમાં ઉભયનું એક એક દષ્ટાન્ત બસ થશે.

રસિકવલ્લભમાં ' શુદ્ધાદ્વૈત 'શબ્દઉપર ટીકા યોજતાં પ્રથમ ટીકાકાર લખે છે કે, ' જે ગ્રન્થની રચના શુદ્ધાદ્વૈતમતના પ્રતિપાદનથી ભરેલી છે. કર્તા અને કાર્ય, સ્વામી અને સેવક, જીવ અને ઈશ્વર, ઇત્યાદિ દ્વૈત ( બેનું જોડું ) કહેવાય છે. બેની એકતાને દ્વૈત કહે છે. ' એ જ ગ્રન્થની પ્રસ્તાવનામાં રા. હરિગોવિન્દદાસ ' શુદ્ધાદ્વૈત નામથી ઓળખાતા દ્વૈતમાર્ગનું આવા નાના ગ્રન્થમાં સ્થાપન થાય ' ઇત્યાદિ લખે છે. આ વિવેચન વાંચીને અમને એક રીતે ખેદ થાય છે અને બીજી રીતે ટીકાકારના અજ્ઞાનની દયા આવે છે, તો કોઈ વખત ' **अन्धेन नीयमाना यथान्धाः** ' એ શ્રુતિવચનનું સ્મરણ થતાં હાસ્ય આવે છે. શુદ્ધ અદ્વૈત મલીને શુદ્ધાદ્વૈત શબ્દ થયો છે તેનું પણ ટીકાકારને ભાન નથી તો શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ સાંગોપાંગની ઝાંખી તો સુદુર્લભ જ હોય, એમાં શું આશ્ચર્ય ! ઉક્ત મત કર્તા ( કારણ ? )

કાર્યની, સ્વામી સેવકની, જીવ ઇશ્વરની ધર્મી ધર્મની–ઇત્યાદિનું માયાસંબંધ-રહિત સ્વસ્વરૂપબલથી–ભગવત્સ્વરૂપથી જ અદ્વૈત પ્રતિપાદન કરે છે. માયાનો સંબંધ નથી માટે જ અદ્વૈત શુદ્ધ કહેવાય છે.

રસિકવલ્લભના પદ ૫૭,૬,૭ ઉપર ટીકા કરતાં રા. ગોવર્ધનરામ નીચે પ્રકારે કવિશ્રીને દૂષણ દે છેઃ–દયારામને જેમ વર્ગીકરણની શુદ્ધતા ઉપર દૃષ્ટિ નથી તેમ જ ક્રમશુદ્ધિ ઉપર દૃષ્ટિ થતી નથી. એકવાર આસક્તિ, વ્યસન અને તન્મયતા એવો ક્રમ ( ર. વ. પદ ૫૭.૬ ) દર્શાવી તરત જ એ ત્રણનાં પહેલાં પ્રેમાવસ્થા મૂકે છે. ( અક્ષરદેહ. ૫૭ ) અન્યત્ર એ જ લેખક લખે છે ( અક્ષરદેહ. ૭૨. ) આસક્તિ, વ્યસન અને તન્મયતા એવા ત્રણ, દશભક્તિ પ્રકારોમાં વર્ગે છે. આસક્તિના વ્યાધિ, પ્રલાપ, અને અલાપ, એવા ત્રણ પ્રકાર છે, વ્યસનમાં પાદસેવન અને અર્ચનકાલે જડતા અને મૂર્છના છે. વ્યસનાવસ્થામાં અભિલાપ બીજ રોપાય છે, ઇત્યાદિ. આ ટીકા વાચતાં એમ સિદ્ધ થાય છે કે રા. ગોવર્ધનરામને દયારામભાઈની વર્ગીકરણની શુદ્ધતા ઉપર દૃષ્ટિ નથી તેમ જ ક્રમશુદ્ધિ ઉપર પણ દૃષ્ટિ થઇ ન હતી, તેમ ભક્તિપોષણ જેવા પ્રસિદ્ધ ગ્રન્થનું પણ અનુસન્ધાન ન રહ્યું, અથવા તો એમની જ્ઞાનની વિશાલતામાં એનું વાચન વિસ્મરાયું. ભક્તિપોષણના ૧૧માં ચન્દ્રાવલામાં નવધા ભક્તિ ગણાવી દશમી ભક્તિને પ્રેમલક્ષણા કહે છે.

શ્રવણ કીર્તન શ્રીકૃષ્ણનું સ્મરણ સેવન અર્ચન,
વંદન દાસત્વ સખ્યતા વળી આત્મનિવેદન,
આત્મનિવેદન નવધા કહીએ પ્રેમલક્ષણા દશમી લહીએ.

આ પ્રકારે ભક્તિના પ્રકારો દર્શાવી ૧૨માં પ્રત્યેક ભક્તિ કયા ભક્તને પ્રાપ્ત થઈ તે જણાવે છે.

શ્રવણ પરીક્ષિત, શુક કરી કીર્તન, સ્મરણ પ્રલ્હાદ,
શ્રી સેવન, પૂજન પૃથુ વંદન અક્રૂર અલ્હાદ,
આલ્હાદ માન્યો કપીશ કિંકરતા, સખ્યતા ભકિત સુભદ્રાભર્તા.
આત્મનિવેદન બલિએ કીધી, ગોપીજને પ્રેમલક્ષણા લીધી

આ પદથી સમજાશે કે શ્રીગોપીજનોની ભક્તિ નવધા પ્રકારની નથી, પરન્તુ નવધાથી અતીત પ્રેમલક્ષણા છે. આ પ્રેમલક્ષણાની ત્રણને બદલે ચાર અવસ્થા કવિશ્રી વર્ણવે છે.

પ્રેમ આસક્તિ વ્યસન એ ત્રણે રૂપ સ્નેહનાં લહીએ,
તે ઉપર ચોથી તન્મયતા તે થકી કાંઈએ ન કહીએ.
આ પ્રકારે ચાર અવસ્થા વર્ણવી પ્રત્યેકનું લક્ષણ આપે છે.
કહીએ પ્રેમનું લક્ષણ એહ, જ્યારે મળે ત્યારે તેનો તે સ્નેહ,
વિયોગ થાય ત્યારે તપે તન ત્યાંનું ત્યાં વળગ્યું રહે મન.
એકવાર પણ આખા દિવસમાં મલ્યા વિના નવ રહેવાયે,
જો ન મળે તો વિકલ થાય આસક્તિ એ કહેવાય.
કહેવાય વ્યસન આવું જ્યાંએ સામાસામી રૂપ આવી ધાએ,
તન્મયના મૃત્યુસમાન એ ત્યારે આવે આપે હરિદાન.

પ્રથમની નવધા ભક્તિ જીવકૃતિસાધ્ય સાધનરૂપ છે, જ્યારે પ્રેમ, આસક્તિ, વ્યસન અને તન્મયતા જીવકૃતિસાધ્ય નથી, પણ પ્રભુદત્ત છે, ફલરૂપ છે. કવિશ્રી અહિં શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના ભક્તિવર્ધિની ગ્રન્થને અનુસરે છે. નવધા ભક્તિ મર્યાદિક છે, ને દશમી ભક્તિ અને તદન્તર્ગત પ્રેમ, આસક્તિ, વ્યસન, અને તન્મયતા પુષ્ટિ છે. પુષ્ટિમાર્ગ એ પ્રેમમાર્ગ જ છે.

अव्यावृत्तो भजेत् कृष्णं पूजया श्रवणादिभिः.
व्यावृत्तोपि हरौ चित्तं श्रवणादौ यतेत् सदा ।
ततः प्रेम तथासक्तिर्व्यसनं च यदा भवेत् ॥

પ્રથમ જીવ શ્રવણાદિ નવધા ભક્તિમાં પ્રવર્તે છે, તે સિદ્ધ થયા પછી પ્રભુ પ્રેમ, આસક્તિ ને વ્યસનનું દાન કરે છે. કવિશ્રી તન્મયતા ઉમેરે છે પરન્તુ તે વ્યસનનો એક પ્રકાર જ છે. મેઘદૂતાદિમાં, કાદંબરી વગેરેમાં દર્શાવેલી પ્રેમની દશ અવસ્થાઓ કવિ પછી ગણાવે છે. આ સર્વ અવસ્થાઓ પ્રેમાવસ્થા પ્રાપ્ત થયા પછીની છે તેથી રા. ગોવર્ધનરામનો આનો નવધાભક્તિ સહ સંભ્રમ, તે પણ ભિન્ન ખંડ હોવા છતાં, અજ્ઞાનનું કાર્ય લાગે છે.

પ્રેમલક્ષણા વળી દૃગ્રુચિ, સ્મૃતિ, અભિલાષા ઉદ્વેગ ચાર,
વ્યાધિ પ્રલાપ ને ઉન્માદ ત્રણે આસક્તિના પ્રકાર,
પ્રકાર વ્યસનતણા બે કહીએ જડતા ને વળી મૂર્છના લહીએ.
તન્મયતાનું લક્ષણ એક મૃત્યુ સદૃશ પણ મરણ નહિ છેક.

આની સાથે કવિશ્રીનું ૫૭ અને ૫૮ મું પદ રસિકવલ્લભનું સરખાવો તો માલૂમ પડશે કે દયારામભાઈને વર્ગીકરણ અને ક્રમશુદ્ધિ એના ટીકાકાર કરતાં વિશેષ પ્રિય હતાં.

આસક્તિ રાખી શ્રવણ કરે છે શ્રવણ પહેલી ભક્તિ,
કીર્તન સ્મરણ પછી પાદસેવન અર્ચન વંદન વ્યક્તિ.
દાસત્વ ભક્તિ સખ્યતા આત્મનિવેદન નામ,
તે ઉપર દશમી પ્રેમભક્તિ અતિપ્રિય ઘનસ્યામ.
પરીક્ષિત શુક પ્રહ્લાદ શ્રીપૃથુ અક્રૂર ને હનુમાન,
અર્જુન બલિ શ્રીગોપીજન અનુક્રમે ભક્તિ દાન.
તે ઉપર આવે આસક્તિ પછી વ્યસનાવસ્થા થાય,
તે ઉપર તન્મયતા ખરી વળતી ન કાંઈ કહેવાય.
પ્રેમની અવસ્થા ચાર છે, આસક્તિ ત્રણ વિવેક,
છે વ્યસનની બે અવસ્થા પછી તન્મયતાની એક.
એ દશ અવસ્થા થઇ તેનાં પ્રકટ ભાખું નામ,
જન દયાપ્રિતમ કૃષ્ણહિતુ ભોગવી છે વ્રજવામ.
દગરુચિ સ્મૃતિ અભિલાષોદ્વેગજી પ્રેમ અવસ્થા એ ચોનેગજી,
આસક્તિ ત્રિ વ્યાધિ પ્રલાપજી, ઉન્માદ ત્રીજી આલાપજી.
વ્યસન અવસ્થા જડતા એકજી, અપર મૂર્છના રહિત વિવેકજી,
તન્મયતાની અવસ્થા એહજી, મૃત્યુસદશ પણ છૂટે ન દેહજી.

આ ઉપરથી સમજાશે કે કવિવર ભક્તિપોષણમાં જે ક્રમને અનુસ છે તે જ ક્રમને રસિકવલ્લભમાં અનુસરે છે. સાંપ્રદાયિક જ્ઞાનના અભાવમાં અન્ય રીતે વિદ્વાન્ હોવા છતાં પણ કવિશ્રીનું હાર્દ સમજવું સુદુર્લભ છે. ગોવર્ધનરામના 'અક્ષરદેહમાં' આવા અનેક દૃષ્ટાન્તો છે કે જેમાં કવિશ્રીનું વિપરીત સ્વરૂપ કલ્પાયું છે. અક્ષરદેહના અવલોકનમાં અને રસિકવલ્લભમાં તેનાં સવિસ્તર નિરૂપણનાં સ્થાન છે.

દયારામભાઈનું પાંડિત્ય એમના પોતાનાં જ શબ્દોથી જાણી હવે બીજી વાત ઉપર આવીએ.

દયારામભાઈને પાંડિત્યાદિની પ્રાપ્તિ એમને બ્રહ્મસંબંધ કરાવનાર ગુરુ શ્રીમદ્વલ્લભલાલજીદ્વારા જ થઈ હતી, એમ કવિશ્રી સ્પષ્ટ રીતે જણાવે છે, અને એ પાંડિત્યના કારણભૂત સમાગમનું કારણ એમને થયલો ઇચ્છારામભટ્ટજીનો સમાગમ હતો. દયારામભાઈના સ્પષ્ટ શબ્દોનો અનાદર ન કરીએ તો એક બે વાત બીજી સમજાય છે. ૧. તે સમયના ગોસ્વામીઓ વિદ્વાન્

હતા એટલું જ નહિ પણ નીતમાન્ અને કૃષ્ણસેવૈકનિરત હતા. આ જ કારણથી દયારામભાઈએ સ્વકાવ્યોમાં અસંખ્ય સ્થલે ગોસ્વામિબાલકોને પૂજ્ય ગણ્યા છે એટલું જ નહિ પણ સર્વને ભગવદ્રૂપ માન્યા છે. સર્વ વાક્યોનું અવટંકન અત્ર અનાવશ્યક લાગે છે, છતાં પણ ગુર્જર સાહિત્યમાં નર્મદાદિએ આ વિષયમાં અસત્યદૂષણરૂપ નિન્દ્ય કર્મ કર્યું છે, અને તદનુસારી વર્ગે (અમને તો નિશ્ચય છે કે દયારામભાઈનું એક પણ કાવ્ય વાંચ્યા વિના જ) નેત્રનિમીલન કરીને સ્વીકાર્યું છે. જે શ્રીપુરુષોત્તમજી મહારાજના સંબંધમાં આ ગપ્પું નર્મદાદિએ માર્યું છે તેને જ વાસ્તે દયારામભાઈ સ્વકૃત અનુભવમંજરીમાં શું કહે છે તે જોઈએઃ—

શ્રીપુરુષોત્તમલાલ રીઝી મો ગલે દબાઈ,
શ્રીમુખ બોલે સખા હમારે હોં, શક નાહી.
ઓર વચન ઇક કહ્યો અસંભવ ક્યોં ઉચ્ચારૂં ?
તુમરી કાવ્ય રસિક પર મેરો શ્રીઅંગ વારૂં. (૧૪-૧૫) (પ્રત્યક્ષાનુભવ)

× × × ×

ઇકદા પ્રત્યક્ષ શ્રીપુરુષોત્તમજી ગોસ્વામી,
હિત સો ઇતને વચન કહ્યો મોહી અન્તર્યામી.
દ્રવ્ય કામલાયક રાખનો સંગ્રહ ન અયાસ (આશ)
સબ વિધિ સમર્થ શ્રીપ્રભુ રાખનો દૃઢ વિશ્વાસ.

યહી યેક કર્તવ્ય ઔર કછું રહ્યો ન કરનો,
તાતે ચિન્તા દોહુ લોકકી ટરી નહિ ડરનો.
મેરો સબ પ્રભુ ભલહી કરેગો યહ ભરોસો દૃઢ.
અવિશ્વાસ કબુ કરનો હેં એહી બાધક બડ. (૪૪-૪૭) (પ્રત્યક્ષાનુભવ)

મુદ્રિત ગ્રન્થોમાં પણ કવિશ્રીની મહારાજો પ્રતિ નિરતિશય ભક્તિ સર્વત્ર કાવ્યદ્વારા પ્રકાશે છે.

એ સાતે લાલનો વંશ સદા સંસારમાં પ્રકટ વિરાજે પુરુષોત્તમ પરબ્રહ્મજો.
દયો દાસ અધમ છે તે આધનો એ શું જાણે શ્રીવલ્લભકુલનો મર્મજો,
જે વલ્લભકુલનું કીર્તન કરે, તેના ચરણ ચારે મુક્તિ ધરે.
વલ્લભકુલ હરિરૂપ છે જાણી સાધી સેવ,
દેવ તણા એ દેવ છે ટાળે મન અહમેવ.
પ્રભુ દર્શાવતી આવિયા વલ્લભકુલ મણિકેતુ. (સારાવલી.

પુષ્ટિપથરહસ્યાદિ ગ્રન્થોમાં પણ આ પ્રકારનો ઉલ્લેખ દૃષ્ટિએ પડે છે. આ દયારામભાઈના આવા સ્પષ્ટ શબ્દો ઉપરથી એ જ અનુમાન નિકલે છે કે જે લોકો એમ કહે છે કે દયારામભાઈ મહારાજોને નહોતા માનતા તે દયારામભાઈનો અભિપ્રાય નથી પરન્તુ તેમનો પોતાનો જ છે, જેનો આરોપ અજ્ઞાનતાથી વા હૃદયમાલિન્યથી કવિશ્રીઉપર તેઓએ કર્યો છે.

શત વર્ષ ઉપરનો શિષ્ટ કવિ મહારાજોને વાસ્તે આવો ઉત્તમ અભિપ્રાય દર્શાવે છે, જ્યારે ત્રણ શતક ઉપરનો માયાવાદી અખો પુષ્ટિમાર્ગના સ્તંભરૂપ શ્રીગોકુલનાથજીને વાસ્તે વિપરીત અનુમાન બાંધે છે, તે પ્રભુનું લીલાવૈચિત્ર્ય જ સિદ્ધ કરે છે, અધિકારિભેદદ્વારા.

અખો લખે છે કે:

ગુરુ કર્યા મેં ગોકુલનાથ ઘરડા બલદને ઘાલી નાથ;
ધન હરે ધોખો ન હરે એ ગુરુ કલ્યાણ શું કરે?

દયારામભાઈ લખે છે કેઃ—

શ્રીવલ્લભના વંશમાં સર્વ શ્રીવલ્લભરૂપ,
સ્વવંશે સ્થાપન કર્યું તે પેખ્યું પ્રકટ અનૂપ.

× × × ×

શ્રીવલ્લભકુલ પ્રકટીઓ શ્રીપુરુષોત્તમનો વંશ,
આચાર્યભાનુ વૈશ્વાનર દિવ્યાગ્નિ કેરા અંશ.
તિલકાયિત શ્રીમત્સદ્‌ગુરુ ગોસ્વામિવલ્લભલાલ,
બ્રહ્મવિદ્યા દાન દઈ દાસને કરીઓ ન્યાલ.

× × × ×

પરોક્ષ બ્રહ્મ તે પ્રકટ પેખ્યા શ્રીગુરુની કાની,
પરમ દયાલુ શ્રીગુરુની અગાધ બુદ્ધિ જાણી;
નિઃસ્પૃહી ને નિર્લોભી અતિ એક શ્રીહરિ રંગ,
અન્તર વિમલ ઝરે પ્રેમભક્તિ ક્ષણ ક્ષણ અધિક ઉમંગ.
અપાત્રને સત્પાત્ર કીધો સોંપ્યો મુને શ્રીનાથ,
આર્ત પ્રપન્ન લહી મુને મેલવ્યો તાદૃશી સાથ;
શ્રીકૃષ્ણકીર્તન ગાન કરવા શીખ ગુરુએ દીધી,
મેં સાદરે તે પ્રમાણી માથે ચઢાવી લીધી.

ગુરુશિષ્યસંવાદે કરી તે વરણીયા પદબંધ,
ઉત્તર વચન આખર તણા સંલગ્ન હરિ સંબંધ;
હવે રહી નહિ કો કામના એક ઇષ્ટ ગુરુ પ્રતિ હેત,
દયે વર્ણુવી નિજકૃતિ અન્તર્વૃત્તિ સમેત.

શ્રીગોકુલનાથજી પછી શતદ્વય પછીના ગોસ્વામી શ્રીવલ્લભલાલજીને વાસ્તે કવિશ્રીનો આ અભિપ્રાય છે. શ્રીગોકુલનાથજીને વાસ્તે સમકાલીન વૈષ્ણવ કવિઓ શ્રીગોપાલદાસજી અસારવાવાલા અને વ્યારાવાલા જે ઉત્તમ વૃત્તાન્ત બોધે છે તે ઉપરથી એમ લાગે છે કે અખાનો અભિપ્રાય અબોધમૂલક વા દુરાગ્રહમૂલક હોવો જોઇએ. સ્વરુચ્યનુસાર પ્રાપ્તિ નહિ થવાથી વિપરીત અનુમાન આવે એ સ્વાભાવિક છે.

શ્રીગોકુલપતિ અતિગુણનિધિ તાતતણો પ્રતિબિંબરે રસના;
શ્રીપાર્વતીપતિ પ્રેમસુ શોભા સકલ કુટુંબ રે રસના. શ્રીનવાખ્યાન.

મહારાજસંબંધી કવિશ્રીનો અભિપ્રાય જાણી કવિશ્રીએ યાત્રા શા કારણથી અને કેમ કરી ? તે જોઇએ.

પૂર્વ જન્મ કૃતિ મ્હારી કહી સુણી ધરી આહ્લાદ,
વ્રજયાત્રા કરી આવ તું બ્રહ્મસંબંધ તુજને થાશે;
મેં કહ્યું નથી દ્રવ્ય તેટલું શી પેર મ્હારી થાશે ?
કૃપા કટાક્ષે અવલોકીને દીધી પ્રસાદી વસ્ત.
તેણે કરી મે યાત્રા ખર્ચે ન થઇ તે અસ્ત. (ગુરુશિષ્યસંવાદ).

દયારામભાઈને યાત્રા કરવાના પ્રેરક આ પ્રકારે ઇચ્છારામ ભટ્ટજી છે. કવિશ્રી પાસે અપેક્ષિત દ્રવ્યનો અભાવ હોવાથી, ઇચ્છારામ ભટ્ટજીએ એમને પ્રસાદી વસ્તુ આપી જેને પરિણામે વિના ખર્ચે સકલ યાત્રા કવિશ્રીએ કરી-માત્ર વ્રજયાત્રા કરી એટલું જ નહિ પરન્તુ ભારતવર્ષમાં સર્વત્ર પવિત્ર સ્થલે જઇ આવીને પુનઃ વ્રજમાં ગયા, જ્યાં એમને શ્રીવલ્લભલાલજીદ્વારા બ્રહ્મ-સંબંધ પ્રાપ્ત થયો, "ભગવદીય જનની કૃપાથી ભવના બંધન છૂટયાં" કારણ કે તે સ્થલોમાં પ્રભુનો સંબંધ પ્રકટ હતો, સર્વાત્મનિવેદન કરીને કૃષ્ણને સર્વ સમર્પ્યું અને તેથી. આ લોક અને પરલોકની સર્વ તૃષ્ણા છૂટી ગઇ.

પુનિત કરી તીર્થાવલી ત્યાં પ્રકટ પ્રભુ સંબંધ,
ભગવદીય જનની કૃપાએ છૂટયાં ત્યાં ભવના બંધ;
સર્વાત્મનિવેદન કર્યું સર્વે સમર્પ્યું કૃષ્ણ,
આ લોકને પરલોકની છૂટી ગઇ સહુ તૃષ્ણ. (ગુ. શિ. સં.)

આ પુનિત તીર્થાવલીનું જ્યાં જ્યાં કવિશ્રી યાત્રા ગયા હતા તેનું વર્ણન એમણે સ્વકૃત રસિકવલ્લભનાં પદ ૭—૧૦ સુધીમાં કર્યું છે.

મેં પ્રથમ શ્રીયમુના પુનિત જલ કર્યું શુદ્ધ સ્નાન,
શ્રીગોકુલ મથુરા વૃન્દાવન ગિરિરાજ દરશ મહાન્.

× × × 38219

એ કહી પુનિત તીર્થાવલી શ્રદ્ધા સુણે વા ગાય;
તો દયાપ્રિયતમ કૃષ્ણ રીઝે સહુ તીર્થ ફલ થાય.

તેર, ચૌદ વર્ષે ઇચ્છારામભટ્ટજીનો સમાગમ કવિશ્રીને થયો અને બાર વર્ષ કવિશ્રીએ યાત્રામાં ગાળ્યાં ત્યાં વ્રજમાં શ્રીવલ્લભલાલજીદ્વારા કૃષ્ણને સર્વાત્મ નિવેદન કર્યું અર્થાત્ કવિશ્રીને બ્રહ્મસંબંધ કવિશ્રી અત્ર આ લોક અને પરલોકની તૃષ્ણાત્યાગ સ્વયં જણાવે છે તે યુક્ત જ છે. જગત્માં અનર્થનું કારણ જગત્ નથી, તે ભગવદ્રૂપ જ છે, પરન્તુ જગત્ઉપર આરોપેલી અહંતામમતા છે, જીવનું અજ્ઞાનને લીધે, સ્વસામર્થ્ય ન્યૂન થાય છે, અને તેનું પ્રિયત્વ साधूनां वसुधैव कुटुम्बकम् થી ઉલટે ન્યાયે સંકુચિત થાય છે, વસ્તુમાત્ર બ્રહ્મરૂપ નહિ દિસતાં તદ્દભિન્ન ભાસે છે. બ્રહ્મજ્ઞાનથી આનું નિવારણ થાય પરન્તુ નિવેદનથી પણ સરલતાથી થાય તેથી આચાર્યશ્રીએ બ્રહ્મસંબંધથી જીવોની અહંતામમતાનો નિવૃત્તિ પ્રકાર સિદ્ધ કર્યો છે. સ્વદેહ એ અહંતાનું અધિષ્ઠાન છે ને વિત્ત એ મમતાનું સ્થાન છે. તે ઉભયનું જો પરમતત્ત્વ કૃષ્ણને સમર્પણ થાય તો જીવની અહંતામમતા પ્રાકૃત ટળીને અપ્રાકૃત ભગવદીય થાય. અર્થાત્ જીવન્મુક્તતા ફલ સંપાદન થાય અને પ્રભુસેવા સર્વભાવથી નિશ્ચિન્તતાથી થાય. દયારામભાઈને આવું ફલાત્મક બ્રહ્મસંબંધ પ્રાપ્ત થયું, અને તેથી આ લોકની પરલોકની સર્વ ચિન્તા છૂટી ગઇ. એવી છૂટી ગઈ કે પુનઃ ઉદ્ભવી નહિ. એમના ગુરુ શ્રીવલ્લભલાલજીએ એમને શિર શ્રીમદનમોહનજીનું સ્વરૂપ

પધરાવી આપ્યું. કવિશ્રીને બ્રહ્મસંબંધથી સેવાધિકાર પ્રાપ્ત થયો હતો, તેમાં વળી શ્રીમદનમોહનજીનું સ્વરૂપ સ્વશિરે ગુરુકૃપાથી પધરાવ્યું એટલે નિશ્ચય થયો કે,

એક વર્યો ગોપીજનવલ્લભ નહિ સ્વામી બીજો.

શ્રીમદનમોહનજીની સેવા મરણપર્યન્ત કવિશ્રીએ કરી ને તેમના ગુરુની આજ્ઞા પ્રમાણે તેઓએ અક્ષરશઃ અનુસરીને 'अव्यावृत्तो भजेत्‌ कृष्णं' એ વાક્ય પ્રમાણે નિરન્તર કૃષ્ણકથા કૃષ્ણકીર્તન કર્યાં અને કરાવ્યાં, અને તેથી નિજરતતા સર્વત્ર પ્રસિદ્ધ કરી.

તિલકાયિત શ્રીમત્ સદ્‌ગુરુ ગોસ્વામિવલ્લભલાલ,
બ્રહ્મવિદ્યા દાન દઇ દાસને કર્યો ન્યાલ.
શ્રીવલ્લભના વંશમાં સર્વે વલ્લભરૂપ,
સ્વવંશે સ્થાપન કર્યું તે દેખ્યું પ્રકટ અનૂપ.
કર્મ જ્ઞાનસહિત ભક્તિ યથાક્રમાનુસાર,
હિતવાત્સલ્ય સહિત સેવા એક નંદકુમાર.
શ્રીગોપીજનવલ્લભ પ્રભુ આનન્દમય સર્વાંગ,
ક્ષણેક્ષણે અધિકાધિક રાજે પૂર્ણ સાંગોપાંગ.
અગણિત આનન્દ રસાત્મક દિસે રસિક રસાલ,
નટવર લલિત ત્રિભંગ છબી ભક્તજન પ્રતિપાલ.
શ્રીમદનમોહન પ્રકટ (મૂર્તિ નહિ)સેવ્ય કરી ગ્રુજ ગાથ,
પધરાવ્યા પુષ્ટિ પ્રભુ અનાથ કીધો સનાથ.
હું સદા ઋણી ગુરુ દેવનો કરી કૃપા અપરંપાર,
અલૌકિક કર્યું દાન તેનો શું શું કરૂં ઉદ્‌ગાર:

× × × ×

અપાત્રને સત્પાત્ર કીધો સોંપ્યો મુને શ્રીનાથ.

× × ×

શ્રીકૃષ્ણકીર્તન ગાન કરવા શિખ ગુરુએ દીધી;
મેં સાદરે તે પ્રમાણી માથે ચઢાવી લીધી.

ત્યારથી આરંભીને મરણ પર્યન્ત કવિશ્રીએ ગુરુ આજ્ઞા અક્ષરશઃ પાળી એ નિઃસંશય છે. ગુર્જરભૂમિમાં ભાગ્યે જ એવો કોઇ કવિ હશે કે

જેની પ્રવૃત્તિ દયારામભાઈ જેટલી સુવિસ્તૃત અને ઉત્તમોત્તમ રસમય હોય. ભક્ત કવિશ્રીના જીવનના અન્ય પ્રસંગો આ વિના અન્ય કયા હોય ? પ્રભુ-સેવાથી જે અનેકાનેક ઉત્તમોત્તમ અનુભવો સ્વયં અનુભવ્યા છે તે સર્વ કવિશ્રીએ અનુભવમંજરીમાં સંગૃહીત કર્યા છે, તે ઉપરથી આપણને કવિ-શ્રીના અલૌકિક કૃષ્ણસેવૈકપરાયણ જીવનનો કાંઈક ખ્યાલ આવે છે. મૂલ નામ દયાશંકર તેની વિકૃતિ દયારામ પણ પ્રભુ આજ્ઞાથી જ થઈ છે.

એક સમય એક વૈષ્ણવસોં યોં બુજી શ્રીજી;
દયલો કહા કશી હૈ ? કહી રતિ અન્તર રીઝી;
તબતિન કહી પ્રભુ દયાશંકર તીનકો તો નામ હે,
દયાશંકર તો નહિ શ્રીજી કહી દયારામ હે.(અનુભવમંજરી૪૮-૪૯)

દયારામભાઈએ અનેક અનુભવો આ ગ્રન્થમાં વર્ણવ્યા છે. આધુનિક શ્રદ્ધારહિત જનો એના પ્રતિ શંકાશીલ દૃષ્ટિથી જુએ, છતાં પણ દયારામ-ભાઈને એવા અનુભવો થયલા એમ એઓશ્રી નિઃસંશય માનતા એમાં રતિભર પણ સંશય અમને નથી. દયારામ પોતાને અષ્ટસખાંમાંના શ્રી-નંદદાસજીનો અવતાર માનતા.

એકદા મેરી ગોદી પોઢે બોલે શ્રીજી,
તું હે મોતે પ્રકટ સખા મેરો કહો રીઝી,
નન્દદાસ હી નામ તીહારો, યોં શ્રીમુખ બોલે,
એહી નામ દ્વે ચાર તિહારો, યોં ભગવદીયસોં બોલે.
(અ. મં. ૩૯-૪૦ પરોક્ષાનુભવ.)

દયારામભાઈ એવું પણ માનતા આ એમનો અન્તિમ જન્મ છે. હવે પુનરવતાર લેવાનો નથી. અતિશય જીવન પવિત્ર ન હોય તો આ માન્યતા સ્ફુરવી દુર્લભ છે.

શ્રીગુરુ બોલે અબ તેં લહો: હમારો શરનો,
અન્ત જન્મ કલ્યાણ ભયો ફીર નહીં અવતરનો (અ. મં. ૨૨)

દયારામભાઈના જીવનમાં કૃષ્ણકીર્તનાદિપ્રવૃત્તિ સિવાય અન્ય કાંઈ પણ જોય નથી. અનેક લોકોને કૃષ્ણભક્તિમાં પ્રેર્યા અનેકને સન્માર્ગે દોર્યા. એમની પવિત્રતા એટલી તો પ્રત્યક્ષ હતી કે સમકાલીન સ્ત્રીપુરુષો એમને ભગવદીય જાણી એમના દર્શન કર્યા વિના ભગવત્પ્રસાદ પણ લેતા ન હતા

દયારામભાઈ તેઓને નેત્રનું સાફલ્ય પ્રભુદર્શનમાં જ છે એમ વારંવાર ઉપદેશતા, છતાં આ લોકો સ્વાગ્રહ ત્યજતા નહિ એ દયારામભાઇના ભગવન્મય જીવનનો ઉત્કર્ષાતિશય સૂચવે છે. મરણ પર્યન્ત કવિશ્રીનું લોકપ્રિયત્વ અખંડિત જ હતું. સંવત ૧૯૦૯ ના માઘ વદિ પંચમીને દિવસે કવિશ્રી ગોકુલવાસી થયા.

અત્ર એક બે શબ્દ કવિશ્રીના 'રતનબાઈ સાથેના સંબંધ વિષે આવશ્યક લાગે છે.

એક સમય હરિ ઇચ્છા મહાપુરુષ કહી બાની,
અબ તુમ સાચે ભગવદીય વહે ચૂકે હમ જાની;
લીલાપ્રાપ્તિ વ્હે ચુકી સંશય કછુ નાહિ.
ઇહ તનુ દિસત હે સો હરિ ઇચ્છાકૃત આહી.
અબ તો દિન દિન બઢત જાયગી ભક્તિ તુમકું;
તુમકું હરિ મિલ ચુકે હે ભાસત હે હમકું. (અ. મ. ૫૮–૬૦)

× × × ×

કરી મોહી સો બાત બ્હોર કછુ આઇ ચિત્તમે,
વહાં તે મો સહિત પધારે અતિ ઇકાન્તમે.
મેરી ટહેલ કરી તીનસું બોલે ગિરિધારી,
તું નિશ્ચય માનીયો ટેહેલ તેં કરી હમારી (અ. મ. ૧૬–૧૮.)

મહાપુરુષ તે ઇચ્છારામભટ્ટજી લાગે છે. તેમને જ્યારે કવિશ્રીનું ભગવદીયત્વ સ્ફુર્યું તો તત્કાલીન અન્યોને સ્ફુરે એમાં આશ્ચર્ય શું ? સ્વસેવાને કીર્તનનો પ્રભુએ સાક્ષાદંગીકાર કર્યો છે એમ દયારામભાઈ માનતા હત તેનું સૂચન પણ અત્ર જ છે. આવા ભગયદીયની સેવા પણ પ્રભુને રુચે છે અને સ્વપ્રાપ્તિમાં કારણ થાય છે તેથી ભક્તો પ્રથમ પ્રભુને સ્થા ભક્તોની સેવા કરે છે, કવચિત્ ભક્ત સ્વદીનતાથી એ સેવાનો અનંગીકાર કરે છે તો તેને ભગવત્સેવામાં કોઈ પણ પ્રકારે ઉપયોગી થ પડવામાં કૃતાર્થતા માને છે. આવા જ આશયથી રતનબાઈ ૪૫ વર્ષની જાતે મર્યાદી હોવાથી કવિશ્રીને ત્યાં આવ્યાં.' કવિશ્રીનું વય આ સમયે વન હતું અને ગાત્ર સામાન્ય રીતે શિથિલ થયાં હશે, તેથી બાહ્ય સેવા જલ દિની સ્વયં કરતાં ક્લેશ થતો હોવાથી રતનબાઈને સોંપી. દયારામભાઇ

ભગવદીય જ જાણીને આ બાઈએ મરણ પર્યન્ત એમની પરિચર્યા કરી. દયારામભાઇને વાસ્તે આ ભગવદીય બાઇને એટલો તો ઉચ્ચભાવ હતો કે સ્વમરણ પર્યન્ત દયારામની અનિચ્છા હોવા છતાં એમની છબીનાં દર્શનાદિ કરતાં. આવા પવિત્ર સંબંધને પ્રાકૃત કામુકોના મોહની ઉપમા આપીને ઉભય ઉપર નિંદ્ય દોષારોપણ કરવું એ વિદૂષકની હૃદયનિષ્ઠુરતા વા હૃદયમાલિન્ય જ સૂચવે છે. માત્ર સ્ત્રીઓ નહિ પરન્તુ પુરુષોએ પણ આ પ્રકારે દયારામ ભાઈની ટહેલ કરી છે. દયારામભાઈ અવ્યાવૃત્ત સકલ જીવનપર્યંત હોવા છતાં એમને લીધે જ કોઈ પણ સમયે દ્રવ્યાદિ સંકોચ અનુભવ્યો ન હતો. દયારામભાઈના દૂષકોનું એવું મન્તવ્ય લાગે છે કે સ્વાર્થ વિના સંબંધ જ ન હોઇ શકે, પરન્તુ આ માન્યતા અનેક ભગવદ્ભક્તોને અપમાન કરવા જેવી છે. શુદ્ધ સ્નેહના સર્વસ્વાર્પણરૂપ મહાયજ્ઞની અવગણના જ છે. એ સંસ્કારનું સ્વઃઅન્તઃકરણ સ્થાન ન હોય ને તેથી એ તત્ત્વ ન સ્ફુરે તેમાં દયારામાદિ ભગવદ્ભક્તો શું કરે? આ વિષય અનુભવૈકવેદ્ય હોવાથી વિશેષ ચર્ચા આ વિષયમાં અત્ર અસ્થાને છે.

દયારામભાઈના ઐતિહ્યનું સૂક્ષ્મમાં અવલોકન કરી તત્કૃત સાહિત્ય પ્રતિ દૃષ્ટિ કરીએ. દયારામભાઈને કાવ્ય પ્રયોજવાની શિક્ષા દેનાર એમના સદ્ગુરુ ગોસ્વામી શ્રીવલ્લભલાલજી હતા. ઇચ્છારામ ભટ્ટજીએ કવિશ્રીને ઉત્તેજન આપ્યું. દયારામભાઇએ કૃષ્ણકીર્તન પ્રાયઃ કર્યા છે. સર્વ કાવ્યનો સર્વ પ્રકારે વિષય શ્રીકૃષ્ણ જ છે. શામલવત્ લૌકિક મનુષ્યઉત્તેજકના, વા નાયક નાયિકાના વા કેવલ નીતિના ડહાપણનાં કાવ્યો યોજવામાં પ્રભુદત્ત બુદ્ધિસામર્થ્યનો દુરુપયોગ કર્યો નથી, પરન્તુ જે પ્રભુને પોતે પોતાનું સર્વસ્વનિવેદન કર્યું છે તેના જ ગુણગાનમાં સ્વસામર્થ્યને યોજી પ્રભુને કરેલું સમર્પણ સિદ્ધ કરી બુદ્ધિસામર્થ્યનો ઉત્તમ સદુપયોગ કર્યો છે. પ્રેમાનન્દ કરતાં પણ દયારામભાઇમાં દૈવી સંપત્ વિશેષ છે એમ એમના કાવ્યોની કૃષ્ણૈકપરતાથી સૂચવાય છે. દયારામભાઇને વાસ્તે સમકાલીનોમાં જે માન હતું તે માત્ર કવિ તરીકે નહિ પરન્તુ મહાન્ ભગવદીય તરીકે. જ્યારે પ્રેમાનન્દને વાસ્તે માત્ર કવિ તરીકેનું માન હતું. દયારામભાઈને વાસ્તે આબાલવૃદ્ધને ભાવ હતો જ્યારે પ્રેમાનન્દને વાસ્તે માત્ર માન જ હતું. 'Dayaram's very personality was sacred. The divine element in him was most prominent, in, the minds of people,

why they almost adord him as a deity. Premanand was respected only.' દયારામભાઇના કાવ્યોનું નીચે પ્રમાણે વર્ગીકરણ યોગ્ય લાગે છે.




શૃંગાર અને નીતિ ભક્તિનાં પદો એમ વર્ગીકરણ કવિશ્રીની વિશાલ પ્રવૃત્તિના કાર્યનું દર્શન કરાવતું નથી. આ કાવ્યોના બે વિભાગ પ્રાયઃ થઇ શકે એક ગુજરાતી અને બીજી વ્રજભાષા વા હિન્દુસ્તાની, કારણ કે કવિશ્રીના અનેક નાના કાવ્યો સંસ્કૃતમાં, મરાઠીમાં, મારવાડીમાં અને ઉર્દુ ભાષામાં પણ જોવામાં આવે છે. સંસ્કૃત કાવ્યો સ્તોત્રરૂપ છે તેથી જણાય છે કે કવિશ્રીને સંસ્કૃતનું જ્ઞાન સારૂં હતું. કવિશ્રીના કાવ્યોના પ્રથમ વિભાગમાં એમની ગરબીઓ જેને લોકો શૃંગારમાં મૂકે છે તે આવી જાય છે, તેમ કમલલીલા, દાનલીલા, રાસલીલા, પત્રલીલા ઇત્યાદિ અનેક લીલાત્મક કાવ્યોનો સમાવેશ એમાં થાય છે. આખ્યાનાત્મકમાં રુક્મિણીવિવાહ સત્યભામાવિવાહ, કૃષ્ણોપવીત, સીમન્ત, અજામિલાખ્યાન, ઓડાણાનું આખ્યાન, મીરાંચરિત્ર ઇત્યાદિનો સમાવેશ થાય છે. ભક્તના 'આખ્યાનો ભગવત્સંબંધથી ભગવાનનું જ માહાત્મ્ય બોધે છે તેથી તેમનો સમાવેશ અત્ર જ થાય છે. સ્તોત્રાત્મકમાં અનેક ધવલ ગરબા વગેરેનો સમાવેશ થાય છે.

દ્વિતીયમાં બ્રહ્મવાદમાં શુદ્ધાદ્વૈતપ્રતિપાદન, માયામતખંડન ઇત્યાદિનો ભક્તિમાર્ગમાં ભક્તિવિધાન ભક્તિદઢત્વ વગેરેનો ઉભયાત્મકમાં રસિકવલ્લભ, ભક્તપોષણ સિદ્ધાન્તસાર સંપ્રદાયસાર એ વગેરેનો થઇ શકે.

ઉપદેશાત્મક કાવ્યોમાં આચારમાં પ્રશ્નોત્તરમાલિકા, વગેરે વૈરાગ્યમાં કાલજ્ઞાનસારાંશ, મનોમતિસંવાદ, પ્રબોધબાવની, અને પદો દીનતામાં પદો.

પ્રકીર્ણમાં સતસૈયા, સારાવલી, વસ્તુવૃન્દદીપિકા, હરિહરતારતમ્ય, વગેરે મૂકી શકાય.

દયારામભાઈના કેટલા ગ્રન્થો એવા છે કે જેમાં સર્વ અંશો પ્રધાન હોય છે, ક્યા વિભાગમાં એ કાવ્યને મૂકવું એ પ્રશ્ન ઉદ્‌ભવતો નથી. ગમે ત્યાં એનો સમાવેશ કરી શકાય. આ વિભાગસૂચન સામાન્યતઃ કરેલું છે. પરન્તુ ભવિષ્યમાં દયારામના કાવ્ય સંગ્રહ કરનારે એના ઉપર દૃષ્ટિ રાખી વર્ગીકરણ કરશે તો કવિશ્રીનું હાર્દ લોકમાં જેટલે અંશે સમજાશે તેટલે અંશે ધન્યવાદને પાત્ર થશે. આ વર્ગીકરણથી એટલું તો સ્પષ્ટ જ દેખાય છે કે દયારામભાઈની સાહિત્યપ્રવૃત્તિ સર્વદેશી હતી, પૂર્વના સર્વ કવિઓ કરતાં વિશાલ હતી, અને તે ઉપરથી પણ કવિશ્રીનું જ્ઞાન, અનુભવ, ભાષા વિગેરેનું સૂચન થાય છે.

દયારામભાઇના કાવ્યોની વિપુલતા જોતાં એમ લાગે છે કે આ મુદ્રિત કરતાં અમુદ્રિત ભાગ ત્રિશેક ગણો છે. એ સર્વ કાવ્યોને પ્રસિદ્ધ કરીને કવિશ્રીનું ઋણ ગુર્જર પ્રજાને વાળવાનું છે.

દયારામના કાવ્યોની વર્ગીકરણ રેખા દોરી ગુર્જરસાહિત્યમાં એ કવિશ્રીને કયું સ્થાન ઘટે છે તે જોઇએ. તત્ત્વજ્ઞાની તરીકે અખા જોડે એમને મૂકાવી શકાય. ઉપદેષ્ટા તરીકે શામલ જોડે, આખ્યાનપ્રબંધયોજક તરીકે પ્રેમાનંદ સાથે, અને ભગવદ્‌ભક્ત કવિ તરીકે નૃસિંહ સાથે. કવિશ્રીનું સામ્ય નૃસિંહ સાથે વિશેષ છે તેથી તેનો વિચાર સવિસ્તર કરીશું. તે કરતાં પહેલાં અન્ય સાથે સામ્ય વા વૈષમ્ય છે તેનું દિગ્દર્શન કરી લઇએ.

દયારામભાઈ અને અખા વચ્ચે કોઇ પણ પ્રકારનું સામ્ય નથી. ઉભયમાં વૈષમ્ય જ છે. દયારામભાઈને શબ્દો અને ભાષા ઉપર ખાસ ધ્યાન છે. ઉત્તમ વિચાર દર્શાવવા એટલું જ નહિ પરન્તુ તે ઉત્તમરૂપમાં જ, અખાને શબ્દની તેમ ભાષાની કંઇ પડી નથી. 'ભાષાને શું વળગે તે ભૂર, જે રણમાં જીતે તે શૂર' એ અખાનું વચન દયારામભાઈ જેવા શબ્દરસિક કવિને તુચ્છ જ લાગે. અખો માયાવાદનાં ગીતો ગાય છે, જ્યારે દયારામભાઈના કાવ્યો બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગના પ્રતિપદ પોષક છે. અખાને શ્રી ગોકુલનાથના માર્ગ પ્રતિ તિરસ્કાર છે, તેમ દયારામભાઈને શંકરાચાર્યના મત પ્રતિ છે. 'શંકર શઠ ઉચ્ચારી' સંપ્રદાયસાર. ઉભયે બહુશ્રુત છે, સ્વતઃ સિદ્ધાન્તોનો અભ્યાસ કરીને કાવ્યો યોજ્યા નથી. આ જ કારણથી ક્વચિત્ અશુદ્ધિ ઉભયમાં જોવામાં આવે છે. અખાએ એના ઉભરા ગદ્યમાં કાઢ્યા હોત તો કાંઇક ઠીક દેખાત. જે વિચારો એણે કવિતારૂપે યોજ્યા છે, અને ભાષા પ્રતિ અદૃષ્ટિ કરી છે તે ઉપરથી કાવ્યનો ઉપહાસ કર્યો હોય એમ લાગે છે: જ્યારે દયારામભાઇએ બ્રહ્મવાદના અને પ્રેમમાર્ગના ઉત્તમોત્તમ

સિદ્ધાન્તોનું સુશ્લિષ્ટ અને મનોહર પદોમાં યોજન કર્યું છે એ વિચારો એ-ટલા તો સરલતાથી યોજ્યા છે કે એમના કાવ્યોનો ઉપર ટપકે વાંચનાર એના તત્ત્વજ્ઞાનના મહાન્ ગ્રન્થોને તત્ત્વજ્ઞાનના વિસ્મરી ભ્રાન્તિથી કેવલ કાવ્ય ગણવા મંડી જાય છે. એમ્. એ. માં ગુર્જર પુસ્તકોની ચુટણી કરનારે રસિકવલ્લભને 'Philosophic poetry' માં નહિ મુકતાં કેવલ કાવ્યમાં મૂકયો છે તે પણ આવી જ કાંઇક ભ્રાન્તિથી. પાંડિત્યમાં પણ દયારામભાઈ અખાથી ચઢે છે, અખો માત્ર માયાવાદમાં અસ્ત થયો છે, જ્યારે દયારામભાઈ સંપ્રદાયસાર જેવા ગ્રન્થમાં અનેક મતોનું ખંડનમંડન કરે છે. કવિ તરીકે દયારામભાઈ ઉત્તમ છે એ નિર્વિવાદ જ છે.

અન્યને રુચો વા માં રુચો અમને તો શામલ છેક પ્રાકૃત કવિ લાગે છે. દયારામભાઈની સાથે એને સરખાવવો એ અયુક્ત છે. Dayarambhai has not prostituted his genius in extolling a common bread-giver. અસંગત ગ્રામ્ય કલ્પનાઓમાં વિહાર કરતા એના કાવ્યો સામાન્ય જનોને રુચે એ સ્વાભાવિક છે, ને તેમાંથી લૌકિક લાભ પણ ક્વચિત્ થાય, પણ ઇશ્વર પ્રતિનો અન્તર ભાંગવાને સર્વથા અનુપયોગિ છે.

પ્રેમાનન્દ અને દયારામભાઈ ઉભય મહાન્ કવિઓ છે. ઉભયે પ્રભુના ગુણગાન કર્યાં છે, પરન્તુ પ્રેમાનન્દ માત્ર કવિ છે, જ્યારે દયારામભાઈ ભક્ત કવિ છે. શબ્દલાલિત્ય, સુકોમલ ભાવો ઇત્યાદિ આલેખવામાં દયારામભાઈ પ્રેમાનન્દ કરતાં વિશેષ ઝળકે છે, પરન્તુ દયારામભાઈ પ્રાયઃ ભક્ત હોવાથી પ્રેમાનન્દવત્ આખ્યાન કાવ્ય desustained style માં લખતા નથી. પ્રેમાનન્દને ગુર્જર ભાષાની સેવા કરવાની પ્રતિજ્ઞા હતી, જ્યારે દયારામભાઇને શ્રીવલ્લભાચાર્યજીની સેવાની પ્રતિજ્ઞા હતી. 'વલ્લભમતની કીધી સેવ.' દયારામભાઈ સ્વતઃ અષ્ટસખાના સુરદાસાદિના કીર્તનોના મહાન્ અભ્યાસી હોવાથી તે મહાનુભાવીઓનાં રસાત્મક ભાવાત્મક પદોનું ગુર્જરગિરામાં અવતરણ કર્યું છે. દયારામભાઈ અને પ્રેમાનન્દને વિચિત્ર ઉપમા આપીએ તો એક મેઘદૂત વા ગીતગોવિન્દ કહેવાય, જ્યારે અન્ય નૈષધ વા રઘુવંશ કહેવાય. માનુષહૃદય વિશેષે સ્ત્રીહૃદયના કોમલ ભાવો જેવા દયારામભાઇએ રસાત્મક વાણીમાં યોજ્યા છે, તેવું પ્રેમાનન્દમાં તો ક્યાંહિએ દૃષ્ટિગોચર થતું નથી. પ્રેમાનન્દ તો પ્રાયઃ પૌરાણિક અનુવાદક કથાકાર છે. કાવ્યની વિશાલતા પણ દયારામભાઈની વિશેષ છે. સમકાલીનોમાં દયારામભાઈ અદ્વિતીય

હતા. લોકપ્રિયતા પણ વિશેષ દયારામભાઈએ જ ભોગવેલી. દયારામ જેમ શ્રીવલ્લભાચાર્યના જ સિદ્ધાન્તને સર્વત્ર અનુસરે છે, તેમ પ્રેમાનન્દને નથી. વેદાન્ત ઉપનિષદ્ વગેરેમાં દયારામભાઈનું જ્ઞાન પ્રેમાનન્દ કરતા ચઢે છે એ તો ઉભયનાં કાવ્યો વાંચનારને સ્પષ્ટ પ્રતીત થાય છે.

દયારામભાઇને વસ્તુતઃ એક જ કવિ સાથે સરખાવી શકાય અને તે માત્ર ભક્તકવિ નરસિંહમહેતા છે. ગુર્જર સાહિત્યને આદિમાં અને અન્તમાં રસાત્મક ભાવાત્મક મનમોહન કુસુમોથી શૃંગારનાર કૃષ્ણોપાસક ભક્તકવિઓ છે એ તેનું અહોભાગ્ય છે. ઉભય ભક્તકવિઓમાં સામ્ય ઘણું છે, અને જે અન્તર છે તે પણ છાયામાત્ર જ છે. એકે સંસારમાં પડીને તેનો હરીચ્છાથી નાશ થવાથી આનન્દ માન્યો અને દ્વિતીયે તેમાં પડવાનું જ અયુક્ત ધાર્યું, અને તેમ કરવામાં ઉભયને કારણ તો માત્ર કૃષ્ણસેવા અને કૃષ્ણકીર્તન જ હતાં. ઉભય બ્રહ્મવાદી હતા, પરન્તુ ઉભયને માત્ર રુચતી તો મન્મથમન્મથ કૃષ્ણની જ એકાન્તભક્તિ. ઉભયને નિરોધ પ્રપંચવિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિ પ્રભુએ દાન કર્યો હતો. ઉભયનો નિર્વાહ પણ પ્રભુએ નિભાવ્યો હતો. ઉભયે શ્રીરાસોત્સવને પરમફલરૂપ માનીને તેની વિવિધતાનું અનેક પ્રકારે સ્વવાણીદ્વારા અનુવાદ માત્ર કર્યો છે. બ્રહ્મવાદ અને ભક્તિમાર્ગના સિદ્ધાન્તો નરસિંહ સ્વતંત્રતાથી અનુવદે છે, જ્યારે દયારામભાઈ શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તોનો શ્રવણાનુવાદ કરે છે. સ્ત્રીભાવથી કૃષ્ણભક્તિ ઉભયને ઇષ્ટ છે. ઉભય કૃષ્ણને જ શૃંગારરસરૂપ અને તેના અધિષ્ઠાતા માને છે, પરન્તુ નૃસિંહ કવચિત્ રહસ્યલીલા ગાતાં લૌકિક મર્યાદાનું ઉલ્લંઘન કરે છે, જ્યારે દયારામભાઈ લૌકિક મર્યાદાનું ઉલ્લંઘન થવા દેતા જ નથી. 'અધર ચુંબન કરી, કુચપર કર ધરી, સ્નેહસુ શામલે ગુહ્ય કીધું' આ પ્રકારની પંક્તિ દયારામભાઈના કાવ્યમાં દૃષ્ટિગોચર થતી નથી. નરસિંહમહેતા રાસસહસ્રપદીમાં શૃંગારરસ પુરુષોત્તમની ચેષ્ટાપ્રધાન લીલા ગાય છે, જ્યારે દયારામભાઈ તેજ પુરુષોત્તમની ભાવપ્રધાન લીલા ગાય છે. ઉભય ભક્તકવિ કૃષ્ણલીલાનો લૌકિક શૃંગારાભાસ સાથે સંભ્રમ કરતા નથી, તેમ લૌકિકાસક્તને તેમના મતે એ લીલાના શ્રવણમનનગાનનો અધિકાર પણ હોય એમ પણ લાગતું નથી, તેથી ઉભય કવિ નિર્દોષ જ છે. ઉભય કવિ એમ માનતા લાગે છે કે જેમ સૂર્ય ચન્દ્ર કોટિસૂર્યસમપ્રભ કોટિશશિસમપ્રભ પુરુષોત્તમનું અનુકરણ કરે છે, ને લોકમાં પ્રકાશે છે, તેમ લૌકિક મન્મથ કોટિમન્મથમ મથનું અનુકરણ કરે છે, અને શુદ્ધ શૃંગારનો ભાસમાત્ર લોકમાં કરાવે છે, **सन्त्यज्य सर्वविषयान् तव पादमूलं प्राप्ताः** ' સર્વ વિષય માત્રનો ત્યાગ કરીને

રસરૂપકૃષ્ણચરણૈકનિષ્ઠ થવાય ત્યારે જ નૃસિંહ કે દયારામવત્ ભક્તિમાર્ગીય સંન્યાસ ગોપિકાવત્ પ્રાપ્ત થાય અને તન મન ધનથી એ કૃષ્ણલીલા ગવાય અને બ્રહ્માનન્દથી અધિક ભજનાનન્દરસ પ્રાપ્ત કરી શકાય. આ શુદ્ધ દૃષ્ટિબિન્દુ રાખવાને જ નૃસિંહ કહે છે કે ' સંસારમાં સન્મુખ કહું તો સ્તુતિ ટળી નિન્દા થાય;' દયારામભાઈનું પણ આ જ હૃદય છે. આ તાત્પર્ય ધ્યાનમાં આવે તો સ્પષ્ટ પ્રતીત થશે કે દયારામભાઈ વા નૃસિંહને બાયરન સાથે સરખાવવો એ ઉભયની હૃદયાનભિજ્ઞતા જ સિદ્ધ કરે છે. આ તાત્પર્ય લક્ષ્યમાં નહિ રહેવાથી ગોવર્ધનરામે અક્ષરદેહમાં અનેક પ્રકારે સંભ્રમ કર્યો છે, યોગના ઉત્સાહમાં નથી તેવું યોગતત્ત્વ દયારામકાવ્યમાં દર્શન કર્યું છે. અક્ષરદેહ દયારામભાઈનું હૃદય નથી સમજાવતો, પરન્તુ ગોવર્ધનરામ દયારામભાઈને કેમ સમજ્યા હતા તેટલું જ દર્શાવવાને ઉપયોગી છે. દયારામભાઈનું હૃદય સમજવાને તો બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગના ગ્રન્થો સમજવા જોઈએ, શ્રીસૂરદાસ નાદિ કવિકુલભૂપ અષ્ટસખાનાં કીર્તનો જેમાંથી દયારામભાઈ ચોકડાબંધ અવતરણો કરે છે તેનું પરિપક્વ જ્ઞાન હોવું જોઈએ. આના અભાવમાં જ દયારામભાઈના સંબંધમાં નર્મદાદિએ ગંભીર અજ્ઞાનયુક્ત લેખો લખ્યા છે. આ ઉપરથી સ્પષ્ટ જ છે કે દયારામભાઈ ગુજરાતના પ્રથમ કવિ છે, કોઈને આ અતિશયોક્તિ લાગે તો પણ કહેવું જોઈએ કે પ્રથમ નહિ તો દ્વિતીય તો કોઈથી નહિ જ.*

Mulchandra T. Telivala, B.A. LL.B.
Vakil, High Court.
C. P. Tank—Bombay 4.

---

## આ લેખ પુષ્ટિભક્તિ સુધામાંના લેખ ઉપરથી લીધો છે.

(પહેલાં જણાવ્યું છે કે કવિશ્રીને લગભગ ૨૯ વર્ષની વયે બ્રહ્મ સંબંધ થયો હશે; પરંતુ બ્રહ્મસંબંધ તેમને પહેલાં ઇચ્છારામભટ્ટજીની પ્રેરણાથી યાત્રાએ ગયા, તે વેળાએ થયલો, અને મર્યાદા 'તેટલી ઉમરે લીધી હતી.)

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

# श्रीदयारामकृतकाव्यमणिमाला

## ॥ सम्प्रदायसार ॥

### दुहा.

શ્રીગુરુ શ્રીબલ્લભતનય, બિઠ્ઠલ રૂપનિધાન;
પદપંકજ બંદન કરૌં, કૃષ્ણરૂપ જિય જાન. ૧
રચોં ગ્રંથ સિદ્ધાંત સબ, સંપ્રદાયકોં સાર;
પઠત સુનત સંશય મિટૈ, બઢૈ બુદ્ધિબિસ્તાર. ૨
સંપ્રદાય હૈ આદિજગ, બૈષ્ણવશૈવિપ્રકાર;
માયિકમત નાસ્તિક ભયે, બૈષ્ણવ સંજ્ઞાસાર. ૩

---

૧. ગ્રંથારંભે મંગલાચરણ કરવાનો શિષ્ટાચાર છે. " બ્રહ્મનો સમ્બંધ કરાવનાર શ્રીસદ્‌ગુરુ શ્રીમદ્‌વલ્લભલાલજી, અને મૂળાચાર્ય શ્રીમદ્વલ્લભાચાર્યજી અને તેમના લાલ (પુત્ર) શ્રી વિઠ્ઠલનાથજી એ ત્રણે તેજના ભંડારરૂપ છે, તેમના ચરણકમળનું વંદન, એ ત્રણેને મનમાં પરબ્રહ્મ ( શ્રીકૃષ્ણ ) રૂપ જાણીને કરું છું.

૨. આ ટૂંક ગ્રંથરચના વિષે છે—' આ ગ્રંથની રચના સર્વ સંપ્રદાયનાં સિદ્ધાંતોના સારરૂપ કથનની છે. એનું પઠન કરવાથી અથવા શ્રવણ કરવાથી સર્વ સંશયો નિવૃત્ત થઇને બુદ્ધિ વૃદ્ધિ પામીને વિસ્તૃત થાય છે,

૩. જગતના આદ્યથી વૈષ્ણવ, શૈવ, એ બે પ્રકારના સંપ્રદાય છે, તે

શ્રીબલ્લભ આચાર્યવર, અરૂ શ્રીવિઠ્ઠલનાથ;
દ્વિજકુલ પ્રકટે ભક્તહિત, કૃષ્ણરૂપ જગનાથ. ૪
બિષ્ણુસ્વામિપથ ઇશ વ્હેં, નિગમાગમ અનુસાર;
શંકરમત ખંડન કિયો, મિથ્યાવાદ પ્રકાર. ૫

## શુદ્ધાદ્વૈતપ્રતિપાદન.

### दुहा.

બ્રહ્મવાદ સ્થાપન કિયો, માયિક મતકોં ટાર;
શુદ્ધાદ્વૈત બતાઈ કેં, કિયોં ભક્તિબિસ્તાર. ૬

---

પૈકી માયિક (શાંકર) મત નાસ્તિકરૂપ છે, કારણ કે તેઓ આખર સિદ્ધાંતે વેદરૂપ શબ્દબ્રહ્મને પણ અનિત્ય કહે છે, એટલું જ નહિ; પણ બ્રહ્મકૃતિરૂપ અનંત કોટિ બ્રહ્માંડરૂપ જગત્ કે જે સર્વ બ્રહ્મરૂપ છે, છતાં તેને મિથ્યા માને છે ! અને ઇશ્વરને શૂન્યવત્ નિરાકાર માને છે.

મૂળ અનાદિ વૈષ્ણવ સંપ્રદાયની એક જ સંજ્ઞા હતી, તેની શાખારૂપ ૪ ચાર વૈષ્ણવ સંપ્રદાય છેઃ—

૧ શ્રીલક્ષ્મીજીથી પ્રવર્તેલો શ્રીરામાનુજ સંપ્રદાય છે. ૨ બ્રહ્માજીથી પ્રવૃત્ત થયલો માધ્વ સાંપ્રદાય છે. ૩ શિવજીથી પ્રવર્તેલો શ્રીવિષ્ણુસ્વામિ-સંપ્રદાય. ૪-સનકાદિકથી પ્રવૃત્ત થયો તે નિંબાર્ક સંપ્રદાય.

આ પ્રમાણે વૈષ્ણવ સપ્રદાયની ચાર શાખાઓ છે.

૪. એ ચારે સંપ્રદાયના આચાર્યોમાં શ્રેષ્ઠ શ્રીમદ્વલ્લભાચાર્યજી, અને તેમના લાલ શ્રીમદ્ગોસ્વામિશ્રીવિઠ્ઠલેશાચાર્યજી છે. જેઓ દ્વિજ (બ્રાહ્મણ) કુળમાં ભક્તોનું હિત કરવાને અર્થે સમથ જગતના નાયક શ્રીકૃષ્ણરૂપે પ્રકટ થયલા છે.

૫. જે શ્રીમદ્વલ્લભાચાર્યજીએ શ્રીવિષ્ણુસ્વામિસંપ્રદાયના ઇશ (સ્વામી) રૂપે પ્રકટ થઇને નિગમ (વેદ) અને આગમ (શાસ્ત્ર)માં કહ્યા અનુસાર બ્રહ્મવાદનું શુદ્ધ સ્થાપન કરીને માયિક ( શાંકર ) મતના મિથ્યાવાદપણાના પ્રકારનું ખંડન કર્યું.

૬. શ્રીમદ્વલ્લભાચાર્યજીએ બ્રહ્મવાદ, જે પ્રમાણે ઇશ્વર સત્ય છે તે જ પ્રમાણે તે ઇશ્વરની કૃતિરૂપ જગત્ બ્રહ્મરૂપ છે, એમ સ્થાપન કર્યો, માયિક મતમાત્રનું ખંડન કરીને શુદ્ધ અદ્વૈત બ્રહ્મ બતાવી ભક્તિનો વિસ્તાર કર્યો.

શુદ્ધ કહનકો હેતુ યહ, સોચે ચિત્ત બિચારિ;
મિથ્યારૂપી મલિનતા, શંકરિ શઠ ઉચ્ચારિ. ૭

નિરાકાર શંકર કહે, બ્રહ્મરૂપ કહે આપ;
અંશી બ્રહ્મ જિય અંશ હૈં, સમતા યોંહિ અલાપ. ૮

બ્રહ્મ શુદ્ધ સાકાર ઇક, સોઇ કૃષ્ણ લૈં જાંને;
નિત્ય પરમ આનંદનિધિ, શ્રુતિસ્મૃતિ કરત બખાંન. ૯

અંશકલા આવેશ કછુ, નિજજનહિત અવતાર;
કૃષ્ણ મૂલ સબ જગતકે, ક્રીડા કરત અપાર. ૧૦

---

૭-૮. શુદ્ધ અદ્વૈત કહેવાનું કારણ એ છે કે માયિક મતમાં એથી વિરુદ્ધ એટલે જગતને મિથ્યા કહેવારૂપી મલિનતા છે, તેને કાઢી નાખી. તથા તેઓ કેવળ ૦ શૂન્યવત્ બ્રહ્મને નિરાકાર માનતા હતા તેને બદલે શુદ્ધ અપ્રાકૃત દિવ્ય સાકાર બ્રહ્મવાદનું નિરૂપણ કરી સ્થાપન કર્યું, અને શંકર મતવાળા **अहं ब्रह्मास्मि** પોતાને બ્રહ્મરૂપ કહી કર્મ, ઉપાસનામાર્ગ જે કે વેદના અંગરૂપ છે તેમ છતાં બ્રહ્મસંબંધી કર્મ ઉપાસનાનો ઉચ્છેદ કરતા હતા તેને પુનઃ સ્થાપન કર્યો. અંશીરૂપ મૂળ સ્વયં બ્રહ્મ (પરમાત્મા) છે, અને જીવો માત્ર તેના અંશરૂપ છે, છતાં અંશ અંશી ઉભયની સમાનતાનો આલાપ (કથન) છે, શંકર મતવાળાતો અભેદ જ માનતા હતા.

૯. વળી અનાદિ સિદ્ધ શુદ્ધ સ્વયં બ્રહ્મ છતાં અનેક બ્રહ્મ માની બ્રહ્મથી પૃથગ્રૂપે અનેક બ્રહ્મ માનતા હતા. તે સર્વનું શુદ્ધ અદ્વિતીય બ્રહ્મમાં પર્યવસાન થાય છે, એમ સ્થાપન કર્યું, કારણ કે તે અનાદિ સ્વયં બ્રહ્મ નિત્ય અને પરમાનંદસાગર અગણિતાનંદની ખાણરૂપ હોવાનું વેદ અને સ્મૃત્યાદિ સત્ શાસ્ત્રોમાં સ્પષ્ટ કહ્યું છે.

૧૦. કોઇક વખતે એ બ્રહ્મ અંશાવતાર, કલાવતાર કે આવેશાવતારોને પોતાના ભક્તજનોના હિતને અર્થે ધારણ કરે છે, પરંતુ તે સર્વનું મૂળ શ્રીકૃષ્ણ (પરબ્રહ્મ) છે, અને તે જ બ્રહ્મનું જગત્ ક્રીડાભાંડ હોવાથી તે પાત્ર સાથે ક્રીડા (લીલારમણાદિ) અપાર કૃતિ કરી ભક્તોને અગણિતાનંદ દિવ્ય સુખનું દાન કરે છે.

જીય બ્રહ્મતેં ભયો સહિ, પૈં ફિર બ્રહ્મ ન હોય;
સ્વાતિબૂંદ મોતી ભયો, જ્યૌં કછુ કર્યોંહુ ન તોય. ૧૧
ક્ષમા રાખિ બદિ પ્રયોજન. સહજોચિત સંભોગ;
ભજ હરિ ઇચ્છા સબ દયા રહિત ઉદાસી રોગ. ૧૨
હરિ સેવા સ્મરનાદિક સાધન કરતા કોઇ;
તિનકોં અનુમોદન કરત, બિનશ્રમ સબ ફલ હોઇ. ૧૩
બ્રહ્મ એક નિજરમણહિત, પૃથક્ નામ બપુધારિ;
ક્રીડત સબ જગ આપ નિત, નિગમાગમ ઉચ્ચારિ. ૧૪

---

૧૧. યદ્યપિ બ્રહ્મમાંથી જ સર્વ જીવમાત્રની ઉત્પત્તિ થયેલી છે, તથાપિ તે જીવો વ્યુચ્ચરણ થયાથી સર્વ રીતે બ્રહ્મની સમાન થઇ શકતા નથી. મૂળ બ્રહ્મમાં જેટલું સદા સર્વ પ્રકારનું સંપૂર્ણ સામર્થ્યાદિક છે, તેટલું જ પાછું જીવને પ્રાપ્ત થતું નથી, અર્થાત્ તારતમ્યે કાંઇ પણ ઓછાપણું રહે જ. જેવી રીતે સ્વાતિનક્ષત્રના યોગમાં મેઘનું જલ સમુદ્રની છીપમાં પડવાથી મોતી ઉત્પન્ન થાય છે, તે મોતી મૂળ સ્વાતિજલની માફક કદિ પણ પાછું જળરૂપ ન થઇ શકે તેમ. દૃષ્ટાંત:—જેમ પિતા થકી પુત્ર ઉત્પન્ન થયો તે પુનઃ કદિ પણ તે "પિતા" થઇ ન શકે, એટલે તે પુત્રને "પિતા" એવી સંજ્ઞા ન જ અપાય.

૧૨. આ પ્રમાણે માયિક મતવાળા જો ન કહે ને વિરુદ્ધ વચન કહે તો તેને ક્ષમારૂપી ધર્મે કરીને સહન કરવાં, યા જરૂર પડે તો પ્રયોજન (કારણ) જેટલો જ ઉત્તર આપવો. અને સહજ રીતે જે ઉચિત (વિહિત= અથવા યોગ્ય) હોય તેનો જ ભોગ કરવો. અવિહિત એટલે નિષિદ્ધ ઠરૂવેલા પદાર્થનો કદિપણ ઉપભોગ ન કરવો હે દયા, (દયારામ), તું સર્વ બાબતમાં શ્રીહરિની ઇચ્છા માનજે, એટલે જે કાળે જેવું પ્રાપ્ત થાય તેમાં સંતોષ રાખી વર્તજે.શ્રીહરિને ભજજે એટલે તને ઉદાસી રૂપી રોગ કદિ પણ નહિ થાય.

૧૩. જે શ્રી હરિની સેવા, સ્મરણાદિક ૯ નવધા અથવા ૧૦ દશધા પ્રકારે ભક્તિરૂપી સાધન કરતા હોય તેને અનુમોદન (સંમતિ) આપવામાત્રથી પણ તે સાધન કર્યા બરોબર સર્વ ફળ વગર શ્રમે પ્રાપ્ત થશે.

૧૪. અનાદિ સ્વયં બ્રહ્મ મૂળ એક જ હતા, તેમણે સ્વેચ્છાથી અનેક નામરૂપ ધારણ કરી સમગ્ર જગત્ જે ભગવદ્રૂપ છે, તેમાં ક્રીડા—રમણ કરવાનાં પાત્ર સ્રજી તેમની સાથે તે બ્રહ્મ અનેક પ્રકારની દિવ્ય લીલા રમણાદિ ચરિત્રો નિત્ય કરે છે, એમ વેદ શાસ્ત્ર કહે છે.

તેજોમય જ્ઞાની કહે, સો અક્ષર નિજધામ;
નિર્ગુન નિત્ય નિજ ભક્તહિત, લીલા પૂરનકામ. ૧૫
ધર્મી નિત્ય કિશોર બપુ, અદ્દભુત અગમ અપાર;
સત્ચિદ્ આનંદ અમિત વ્હેં, ક્રીડંત સબ સંસાર. ૧૬
આદિપુરૂષ અવતારિજો, શેષશાઇ બપુ ધારિ;
સો જનહિત અવતાર ધાર, ભુવકો ભાર ઉતારિ. ૧૭

૧૫. જ્ઞાની લોકો બ્રહ્મને તેજોમય કહે છે, પરંતુ તે અક્ષરાતીત પરાત્પર પરબ્રહ્મનું ધામરૂપ છે. ધામરૂપ અક્ષર બ્રહ્મ છે. અને સ્વામીરૂપ પરાત્પર પુરૂષોત્તમ છે, અક્ષરાતીત પુરુષોત્તમને સાથે લીધા વગર અક્ષર ધામ પણ સ્વતંત્ર પુરુષોત્તમસમ ન કહેવાય, માટે પરાત્પર પુરુષોત્તમના સંબંધે કરીને અક્ષરબ્રહ્મ ધામનો મહિમા સમજવો. **अपरिमिता ध्रुवास्तनुभृतो यदि सर्वगताः॥** એ વેદ સ્તુતિના ગદ્યનો પણ એ જ અર્થ છે. જે ત્રિગુણાતીત (નિર્ગુણ) બ્રહ્મ છે તે નિત્ય છે અને તે પોતાના અંતરંગ (અંતર્ગત) ભક્તોના હિતને માટે ભક્તના મનોરથ પરિપૂર્ણ કરવાને સારુ પોતે આપ્તકામ છતાં લીલા કરે છે.

૧૬. આ કડીમાં ૭ ધર્મ સ્વરૂપ નારાયણનાં સ્વરૂપ છે, **વસ્તુવૃંદદીપિકા** ગ્રંથે ગ્રંથકાર ભગવદ્દભક્ત કવિવર્યે-પડગુણનાં પટ્રૂપ નારાયણનાં નામ દર્શાવ્યાનો દુહો છે કે:—

"આદિ નારાયન ૧ શ્રી, ૨ નારાયન ઓર હે
૩ શેષ નરાયન ૪ સૂર્ય નરાયન બ્હોર હે,
૫ બદ્રે નરાયન ૬ નર નારાયન જાંનિયે
પુરૂષોત્તમ જે ૫ટ ધરમરૂપ પાહચાંનિયે."

ઉપર કહેલાં ૬ ધર્મરૂપ અક્ષરાતીત પુરુષોત્તમ પરબ્રહ્મનાં છે, માટે એ ૬ ધર્મોના ધર્મી પરાત્પર પુરૂષોત્તમ છે, તે ધર્મી સ્વરૂપ નિત્યકિશોરવયાકૃતિ અદ્દભુત અચ્યુત સ્વરૂપ અતિશય અગમ્ય છે. તે સત્ ચિત્ આનંદ અપાર રૂપે જગત્માં ક્રીડારમણ કરે છે.

૧૭. જે આદિ પુરુષ ધર્મી અવતારી પુરુષ તે જ પોતાનાં ધર્મ સ્વરૂપ પૈકીનું ૧ સ્વરૂપ શેષશાયી નારાયણરૂપ ધારણ કરે છે. અને તે પોતાના ભક્તજનના હિતને સારૂ અવતાર ધારણ કરી પૃથ્વીનો ભાર ઉતારે છે.

ઐશ્વર્યાદિ ષટ ધરમ, વ્યૂહચાર અરૂ કાલ;
માયા બિષ્ણુ બ્રહ્મશિવ, ત્રિગુનરૂપ જગખ્યાલ. ૧૮
ઉત્પત્તિપોષન હરન, જુગજુગ ધરિ અવતાર;
અંશકલા આવેશ કણુ, પૂર્ણ કૃષ્ણ બપુધાર. ૧૯
બ્રહ્મરૂપ સૃજિ જગતસબ, પોષણ બિષ્ણુરૂપ;
સિંહારત શિવરૂપ વ્હૈ, આદિ પુરુષ જગભૂપ. ૨૦
ગુંન લીલા બહુ ભાત્યકી, રૂપ ધર્મ અરૂકિર્ત્ય;
એ સબ પ્રભુકે પ્રાગટ્ય ભયે, કો કહિ શકે ? ચારિત્ર્ય. ૨૧

---

૧૮. ગ્રંથકાર ભક્તરાજ કવિવર્યે વસ્તુવૃંદદીપિકાગ્રંથે શ્રીપુરુષોત્તમ (ધર્મી અવતારી) સ્વરૂપનાં ૬ ષટ ઐશ્વર્યનામ કડી ૫૪માં લખ્યાં છે કે—

દુહો

પ્રથમૈશ્વર્ય, રૂ વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, સુવૈરાગ;
યહ ષટ્ ગુનિ ગોવિંદકોં, સેવે સો બડભાગ. ૫૪

ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય એ છ ધર્મ અને ચાર વ્યૂહનાં નામ એજ વસ્તુવૃંદદીપિકા ગ્રંથે ૯ કડીમાં કહ્યાં છે કે—

શ્રી બાસુદેવ સંકરષન, પ્રદ્યુમ્નરૂ અનિરૂદ્ધ;
મોક્ષદ હર ભૂભારકૃત, પ્રજા ધર્મધર શુદ્ધ.

એ પ્રમાણે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ ૪ વ્યૂહ, અને કાળ, માયા (અવિદ્યા) ૧ વિષ્ણુ, ૨ બ્રહ્મા અને ૩ શિવજી એ ૩ ત્રણે ગુણ સત્વ રજ અને તમરૂપ જગતનો ખ્યાલ (લીલા) પરબ્રહ્મે ઉત્પન્ન કરેલો છે.

૧૯–૨૦ એ અનાદિ બ્રહ્મ તે જ યુગે યુગે અવતાર ધારણ કરી ઉત્પત્તિ, પોષણ (સ્થિતિ) અને લય, બ્રહ્માવિષ્ણુમહેશાદિ રૂપે કરે છે, પરંતુ એ ત્રણેને સ્વતંત્ર ન સમજવા, કેમકે તે પરાત્પર પરબ્રહ્મ જે સ્વતંત્ર સત્તાધીશ છે તેની સત્તાથી જ એ ત્રિગુણ બ્રહ્મરૂપે કાર્ય કરે છે, કારણ કે પ્રભુ અંશકલા આવેશાદિરૂપે પ્રકટે છે, તથા કોઇક વખતે પૂર્ણરૂપ (પૂર્ણાવતાર) શ્રી કૃષ્ણ રૂપને પણ ધારણ કરે છે. તે જ આદિ પુરુષ અને અનંતકોટિ બ્રહ્માંડોના નાયક જગતના ઈશ્વર છે.

૨૧. પ્રભુના ગુણ લીલા (ચરિત્ર) વિવિધપ્રકારે અનંતરૂપ ધર્મને કીર્ત્તિકારક છે, અને તે સર્વને પ્રભુએ જ પ્રકટ કરેલ છે, તે અપાર હોવાથી તેનું સંપૂર્ણ ચરિત્ર લખવાનો ને કે કહેવાને કોઈ પણ ક્યાંથી સમર્થ થઇ શકે.

તાતેં અધિક પ્રકાર હેં, તાકો નાહિ ન પાર;
કૌન કહે? અરૂકો સુને? કાકું હેં અધિકાર? ૨૨

કહત મિમાંસિક ઔર ઇક, કરમહિ ઈશ્વર આપ;
કર્મ કિયે તેં હોતસબ, સુખ દુઃખ પુણ્યરૂ પાપ. ૨૩

એ હુ અસંભવ કહત હેં, બેદવિરૂદ્ધ વિચાર;
કર્મ સદા જડરૂપ હેં, કર્ત્તા હરિ સંસાર. ૨૪

કર્મ કછુહુ કરનમેં, સ્વતંત્ર નહિં કછુ કોય;
ફલપ્રદાતા ઈશ હેં, જીન તેં સાધ્ય સબ હોય. ૨૫

કહત મીમાંસક કર્મજડ, કર્મ હિ ઈશ્વર આપ;
કર્મહિતેં સબ હોત હેં, સુખ દુઃખ પુન્યરૂપાપ. ૨૬

---

૨૨, એ કરતાં પણ વિશેપ પ્રકારનો અપાર મહિમા એ બ્રહ્મનો છે, ...થી તેનું સંપૂર્ણ વર્ણન કરવાને, કહેવાને કે શ્રવણ કરવાને પૂર્ણાધિકારી કોણ ... શકે?

૨૩ મીમાંસકોનું કહેવું એવું છે કે. કર્મ જ જાતે ઈશ્વર છે, કારણ કે ...ત્ કર્મ વા અસત (દુષ્ટ) કર્મ કરવાથી જ સુખ દુઃખ અને પુણ્ય પાપ ...ાય છે.

૨૪–૨૫–૨૬. પરંતુ એ કર્મવાદી મીમાંસકોનું કહેવું અસંભવિત અને ...થી વિરુદ્ધ છે, કારણ કે કર્મ તો જાતે જડ છે, માટે તે પોતાની મેળે ... પણ ફળ આપવાને સમર્થ નથી. કર્મમાત્રના ફલપ્રદાતા સ્વતંત્ર ઈશ્વર ...ન છે, કારણ કે સૃષ્ટિની રચનાનું મંડાણ કર્મથી નથી; પણ જગતકર્તા હરિથી જ છે, એમ વેદથી સ્પષ્ટ જણાય તેવું છે. યદ્યપિ કર્મના ફલ...તા ઈશ્વર જે કાંઇ પુણ્યપાપરૂપ સત્ અસત્ કર્માનુસાર ફળ દે છે, ...ાપિ તેમ કરવાથી કાંઇ ઈશ્વરની સ્વતંત્રતામાં ક્ષતિ ( હાનિ ) આવતી ...ી. જે પ્રમાણે ન્યાયાધીશ ગુણ દોપ તપાસીને ઇન્સાફ આપે છે, પરંતુ ... કરીને કાંઇ તે ન્યાયાધીશ તે ગુણદોપને આધીન કહેવાય, નહિ તેમ ...ર, કરેલી કૃતિ અનુસાર પુણ્યપાપના પ્રમાણમાં સુખ દુઃખ દે છે.

બ્રહ્મવાદી તબ કહત હૈં, એ હું અસંભવ જાંનિ;
કર્મ સદા જડરૂપ હૈં, હરિ પ્રેરક લે માંનિ.
કબહુ કૃષ્ણ ઇચ્છા બિના, ડોલે નહિ ઇકપાત;
એહી દૃઢ ચિત્ત રાખિયો, લક્ષ બાતકી બાત.

इति शुद्धाद्वैतप्रतिपादन प्रकरण संपूर्ण.

---

## रामानुजमत.

### दुहा.

રામાનુજ આચાર્યમત, બ્રહ્મ વિશિષ્ટાદ્વૈત;
ઇશ્વિર માયા જીવ તિહું, સંગહિ આદિ અનાત. ૨૯
ઇશ્વિરકે આધીન હે, માયા જીવ રૂ કાલ;
દાસિદાસ જ્હેં અનુસરે, ઇશ્વિર જગ પ્રતિપાલ. ૩૦

---

૨૭. કર્મવાદી કર્મજડને દૂષણ દઇ બ્રહ્મવાદી કહે છે કે, તમારા કહેવા પ્રમાણે કર્મઅનુસારે પુણ્યપાપ ગણાઇ તે જાતે કર્મ જ સુખદુઃખરૂપ ફળ આપનાર ઇશ્વરરૂપ ગણો છો તે અસંભવિત વાત છે, કારણ કે કર્મ તો સદા જડરૂપ છે, માટે કર્મના ફલપ્રદાતા પ્રેરક ઇશ્વિર છે એવો સિદ્ધ સિદ્ધાંત સમજો.

૨૮. કદાપિ કોઇ પણ કાળે શ્રીકૃષ્ણપરમાત્માની ઇચ્છા વગર એક પાન (પાંદડું) પણ તે બ્રહ્મની સત્તા વગર હાલવાને સમર્થ બનતું નથી, માટે આ બ્રહ્મકૃતિ, બ્રહ્મની સત્તા, સ્ફુરણા, અને બ્રહ્મ જ ફલપ્રદાતા ઇશ્વિર એવો નિર્ણય-સિદ્ધાંત દૃઢપણે તમારા ચિત્તમાં ઠસાવો-લાખો વાર્તાની ૧ વાર્તા આ છે. શ્રુતિ વચન છે કે-कर्ता कारयिता हरिः ॥

૨૯. શ્રીરામાનુજાચાર્યે બ્રહ્મને વિશિષ્ટ (જોડાયલું) અદ્વૈત માને છે, અને એમાં જીવ, ઇશ્વિર, અને માયા એ ૩ ત્રણને આદિ અનાદિ કહે છે.

૩૦. ઇશ્વિરને આધીન માયા, જીવ, અને કાળ છે માટે ઇશ્વિરના દાસ કે દાસી થઇ (શરણ પરાયણ રહી) અનુસરવું. ઇશ્વિર સમગ્ર જગતનું પ્રતિપાલન કરે છે.

બાત કહી યહ સમુઝિકેં, સ્વામી સેવક ધર્મ;
તીન અનાદિ કહત વ્હૈં, તીન બ્રહ્મકો ભર્મ. ૩૧
બ્રહ્મ અનાદિ એક હેં, સો કયોં તીન કહાય?
તાતે એ સંશયમયી, સમુઝ નહિં મનભાય. ૩૨
તિનકે કારનરૂપ હેં, કૃષ્ણ અક્ષરાતીત;
રામાનુજકી ગમ્ય હેં, નારાયણ જગહિત. ૩૩
રામાનુજકી ગમ્ય હેં, નારાયનકે રૂપ;
તિનકે કારણ રૂપહેં, કૃષ્ણાક્ષર કે ભૂપ. ૩૪
સો જાંને જો અનુભવેં બેદ પુરાંન અગમ્ય;
યહ તો અનુભો માંહિ, લેખનપરસો રમ્ય. ૩૫

---

૩૧ પ્રભુ સ્વાંમી અને તેના પ્રત્યે જીવાત્માનો સેવકધર્મ એ વાત સમજવા જેવી છે, પરંતુ જીવ ઇશ્વર અને માયા એ ત્રણને અનાદિ કહે-વાથી વેદાંતનો સિદ્ધાંત જે ૧ અદ્વિતીય બ્રહ્મ તે મટી ૩ બ્રહ્મ થાય છે.

૩૨. તેથી એ ૩ બ્રહ્મ તેતો સંશયમય છે, અને એ સમજણ મ-નમાં ગોઠતી નથી.

૩૩. કેમકે એ ત્રણે (જીવ, ઇશ્વર, ને માયા) એ ત્રણેના કારણરૂપ (મહાકારણ–કાર્ય કારણથી પરે) અક્ષરાતીત પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે, તે પરાત્પર પુરુષોતમ લગી ન પહોંચતાં શ્રીરામાનુજસ્વામીની ગમ્ય જગતના હિતકારી શ્રીમન્નારાયણ (શ્રીવિષ્ણુ નારાયણ=શ્રીલક્ષ્મિનારાયણ) પર્યંત જ ગતિ છે.

૩૪. શ્રીરામાનુચાર્યની નારાયણના રૂપપર્યંત ગતિ પહોચેલી છે, પરંતુ તે શ્રીમન્નારાયણ તો સત્ત્વગુણરૂપ છે અને પરબ્રહ્મ શ્રીકૃષ્ણ તો અક્ષરાતીત, ત્રિગુણાતીત છે.

૩૫–૩૬. પરબ્રહ્મને વિષે મન, બુદ્ધિ, ઇંદ્રિયો પહોંચી શકતી નથી, કારણ કે ઇંદ્રિય, મન, બુદ્ધિ પ્રાકૃત છે, અને ઇશ્વર તો અપ્રાકૃત છે. વેદ પણ **નેતિ નેતિ** કહે છે, ત્યારે પુરાણોથી તો અગમ્ય હોય જ. માટે એ પર-બ્રહ્મસ્વરૂપ તો કેવલ અનુભવગમ્ય છે. યદ્યપિ વેદથી બ્રહ્મની પ્રતીતિ થાય છે ખરી, પરંતુ તે બ્રહ્મનું સંપૂર્ણ બોધન કેવળ જ્ઞાને કરીને યથાર્થ થઈ શકતું નથી, સંપૂર્ણ જ્ઞાન તો જ્યારે વિજ્ઞાન એટલે બ્રહ્મનો દૃઢ નિશ્ચય થાય એવું પ્રત્યક્ષ સાક્ષાત્કાર દર્શન કરી અનુભવે ત્યારે જ તે સમજી શકાય, તેવું

સો જાંને જો અનુભવે, ભેદ પુરાંન અગમ્ય;
યહુ તો અનુભવ ગમ્ય હેં, પરાત્પર પુરુષોતમ. ૩૬
જીનકો યહૂ પ્રાગટ્ય હેં, પૂરન જાને સોય;
કે ઇનકી કરુનાદૃષ્ટિયેં, ભગવદીયનકૂં હોય. ૩૭
એસો અરુ યહૂ ભાંતિ કરી, કહ્યો ન કેહે બે યોગ;
ભગવતરસ આવેશ તેં, બન્યો આપ સંજોગ. ૩૮

---

અનિર્વચનીય છે, કારણ કે તે અતિરમ્ય સ્વરૂપ કેવળ લેખિની (કલમ)થી લખી શકાતું પણ અશક્ય છે. પરાત્પર પુરુષોત્તમનું સ્વરૂપ જેને પ્રકટ અનુભવ થાય જ જાણી શકે છે.

૩૭. પ્રભુ જેહને પ્રકટ થઈ સાક્ષાત્કાર દર્શન આપે છે ત્યારે જ તે, જેહનું પ્રાકટ્ય છે તે પૂર્ણ જાણી શકાય, અથવા ભગવાનની કરુણાદૃષ્ટિ કૃપાદૃષ્ટિરૂપ અનુગ્રહ થકી કોઇક રસિક વિજ્ઞાની વિરલાં ભગવદીય હોય તે જાણી શકે છે.

૩૮. બ્રહ્મનું સ્વરૂપ વાણીથી વર્ણી ન શકાય તેવું અપરંપાર એટલે અનંત પ્રકારનું ગૂઢ દિવ્ય અદ્‌ભુત હોય છે જેમકેઃ—

અથર્વકાંડ ૧૦ અ૦ ૪ માં ૨૭ માં કહ્યું છે કે—

त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमारो उत वा कुमारी ॥
त्वं जीर्णो दंडेन वंचसि त्वं जातो भवसि विश्वतोमुखः ॥

અર્થઃ—પ્રભુ કોઇ વખતે સ્ત્રીરૂપ કે કોઇ સમયે પુરુષરૂપ પરશુરામાદિ, કુમારરૂપ વામનજી અથવા સનત્કુમારાદિરૂપથી અથવા કુમારી કન્યારૂપ વૈષ્ણવી દુર્ગાદિરૂપથી તો કોઈ વેળાએ વૃદ્ધ બ્રાહ્મણ વા ત્રિદંડી સન્યાસી રૂપથી એમ વિવિધ વખતે જુદા જુદાં રૂપોને ધારણ કરે છે, વળી ભગવદ્‌ભક્તજનોના વિવિધ પ્રકારના ભાવરૂપથી અથવા પ્રસંગને અનુસરીને સ્તંભમાંથી નૃસિંહજી મુખ અનેક પ્રકારના રૂપ ધારણ કરતા હોવાથી નિશ્ચય કરીને પ્રભુ આવા જ છે, એમ એક જ પ્રકારે કહી શકાય તેવા નથી. માટે જેને ભગવદ્રસનો આવેશ થાય એવો સદાનો સંયોગ પ્રભુકૃપાથી પ્રાપ્ત થયો હોય તે જ એ બ્રહ્મના યથાર્થ સ્વરૂપને જાણવાને તથા વર્ણન કરવાને યોગ્ય થઈ શકે છે.

અબતારી સબકા મૂલ, કાહૂન કછુ સંપન્ન;
યહ લીલા સમુઝે કાહા ? જ્યું શ્રવન ન એક બચેંન. ૩૯
સબ દેવ આશ્ચર્ય વ્હેં, ગયે જૂ બ્રહ્મા પાસ;
કહો કોન આનંદ યહૂ, સેહજ પ્રગટ સૂખરાશ. ૪૦

બ્રહ્મા કછૂ જાનેં નહિં, ઈનિ જા પૂછેં બેદ;
આનંદ પ્રકટયો જકતમેં, સો તુમ કછુ જાનો ભેદ. ૪૧
બેદનિ બ્રહ્માસું કહ્યો, હમકું બોહોત અગમ્ય;
ઇન આનંદ કે મૂલસોં, નાંહિન મેરે ગમ્ય. ૪૨

38219

---

૩૯. કડી ૩૮ માં કહ્યા પ્રમાણે જ્યારે શ્રીભગવાનના અવતારોને કળી શકવા (ઓળખવા) અશક્ય કહ્યા ત્યારે તે સર્વ અવતારોના અવતારીભૂત મૂળ સ્વયં અનાદિ ત્રિગુણાતીત પરબ્રહ્મ સર્વજ્ઞ છે. તેનું જ્ઞાન થવાને તેની કૃપાસિવાય કોઇ સંપન્ન થઇ શકે નહિ. ત્યારે તે પરાત્પર પુરુષોત્તમની દિવ્ય ચેષ્ટા રમણાદિકને તો ક્યાંથી જ સમજી શકે ? માટે કેવળ શ્રવણ કર્યાથી કે વર્ણનરૂપ અધ્યયન, કે પ્રવચનથી પણ પોતાની મેળે ન સમજાય.
**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ॥इतिवचनात् ॥**

અર્થ:—પરમાત્મસ્વરૂપ આત્મા બહુ ભણવાથી કે બહુ બુદ્ધિથી કે બહુશ્રુતપણાથી પણ સમજી શકાતો નથી. જેહને પરમાત્મા પોતાનો સ્વીય કરે, પોતે કૃપા કરીને પોતાનો મર્મ સમજાવે તો જ સમજી શકાય. એ, ફલિતાર્થ છે.

૪૦. વેદમાં એ બ્રહ્મને "આનંદ"રૂપથી વર્ણન કરેલ છે. તેથી આશ્ચર્ય થઇને એક સમયે સર્વે દેવો આનંદબ્રહ્મના સ્વરૂપ વિષે પૂછવાને સારૂ પ્રથમ વેદને ભણનારા બ્રહ્માજીના સત્યલોકમાં બ્રહ્માજીની પાસે ગયા. ને પૂછયુ કે—હે મહારાજ, તે આનંદ સ્વરૂપ બ્રહ્મ કોણ છે ? જે સહજ પ્રકટ થવા માત્રથી અગણિત સુખની પ્રાપ્તિ થાય છે.

૪૧. ત્યારે બ્રહ્માજીએ વિચાર કર્યો કે, હું પણ તે બ્રહ્મના યથાર્થ સ્વરૂપને જાણી શકતો નથી, તેથી શબ્દબ્રહ્મરૂપ વેદથી નિશ્ચય કરવા ધાર્યું. સ્વરૂપાત્મક શબ્દબ્રહ્મ(વેદ)ની પાસે જઇ બ્રહ્માજીએ પુછયું કે જે આનંદ જગત્‌માં પ્રકટ થયો છે તેનો મર્મ મને આપ સમજાવી કહો.

૪૨. ત્યારે વેદે બ્રહ્માજીપ્રત્યે કહ્યું કે મને પણ તે આનંદસ્વરૂપ બ્રહ્મ બહુ જ અગમ્ય

યહ આનંદ મૂલક ( મૂલકો ), નમન કર્યો સબ કોય;
યહ સ્વરૂપ સો જાંનિ હૈં, યહૈં જનાવૈં સોય. ૪૩
હમ યહ આનંદવૃક્ષકે, ફિરત ડાર અરૂ પાત;
યહ આનંદકે મૂલકી જાંનત નાંહિન બાત. ૪૪
મૂલ સબનિ આનંદકી, સર્બે ધર્મ ગુન ભક્ત;
સબેં પ્રેમ સૌંદર્ય સબ, સબની પ્રાન મન વ્રત. ૪૫
સબ મંગલ સાંમર્થ્ય સબ, હમ તુમ અરુ સંસાર;
યહૂ જાનતહૂ સબનિકોં, જીવન ધન આધાર. ૬૪
યહેં બેદકોં બચન સુનિ, સબહિકે મન ભાયે;
શિવ બ્રહ્મા સબ દેવ મિલિ, કીયે દંડબત આયે. ૪૭
શાસ્ત્ર કહ્યો શ્રુતિયન લહ્યો, કહ્યો પુરાતન બેદ;
અક્ષરાતીત ત્રિગુંનપર, પુરુષોત્તમ નિઃસંદેહ. ૪૮
સોઇ શ્રીકૃષ્ણ પરાત્પર, પૂર્ણબ્રહ્મ પરમાત્મ;

---

૪૩. તેથી એ આનંદના મૂળરૂપ બ્રહ્મને સર્વ કોઇ નમન કરો.. એ સ્વરૂપને તે જાણી શકે છે છે, જેહને તે બ્રહ્મ કૃપા કરીને જણાવે તે જાણે.

૪૪. અમે તો આનંદવૃક્ષને ફરનારાં ડાળાં પાંદડાં જેવા છીએ, અમે પણ એ આનંદબ્રહ્મના મૂળ સ્વરૂપની વાતને જાણતા નથી.

૪૫. સર્વનું મૂળ એ આનંદ બ્રહ્મ છે, અને તે આનંદ સ્વરૂપ બ્રહ્મના જ ગુણ ધર્મ ભગવદ્‌ભક્તને વિષે હોય છે, ( આવે છે ), કે જેણે કરીને તે પ્રેમી ભક્ત સ્નેહસૌંદર્યતાથી સર્વના પ્રાણને મનની વૃત્તિને હરી લે છે એવો પરમ પ્રેમરૂપ તે આનંદ છે.

૪૬. સર્વ પ્રકારનું મંગલ, અને તમામ પ્રકારનું સામર્થ્ય, અને અમે તમે તથા સમગ્ર જગત એ સર્વેને માટે એવું જાણીએ છીએ કે તે સર્વના જીવનરૂપ સર્વસ્વધનરૂપ અને સર્વના આધારરૂપ છે.

૪૭. એ પ્રમાણે વેદનું વચન સાંભળી સર્વના મનમાં એ ભાવ્યું. શિવજી બ્રહ્મા અને સર્વ દેવતાઓએ મળીને તે આનંદ સ્વરૂપ બ્રહ્મને દંડવત પ્રણામ ( નમન ) કર્યાં.

૪૮. શાસ્ત્રોમાં જે આનંદ સ્વરૂપ બ્રહ્મનું વર્ણત કરેલું છે, જેહને શ્રુતિઓએ જાણેલા છે, વળી જેનું વર્ણન પુરાણોમાં અને વેદમાં છે તે બ્રહ્મ અગણિતાનંદ ( પૂર્ણ પરમાનંદ ), યજુર્વેદના તૈત્તિરીયોપનિષદમાં કહેલું છે તે પરમાનંદ; અક્ષરથી અને ત્રણે ગુણથી પર જેહને શ્રીપુરુષોત્તમ નામે કરીને વર્ણવેલા છે તે.

તિનકે અંશ સબ જક્ત હેં, વહ વ્યાપક સર્વાત્મ. ૪૯
હેં જાલમેં ખલુ સબતેં પરેં, કહ નેતિનેતિ નિગમ;
સોઇ બ્રહ્મરસાત્મક કૃષ્ણ શ્રીપુરુષોત્તમ. ૫૦
બેદાતીત કાલાતીત, સર્વાતીત બ્રજચંદ;
વહિ મૂલ પરમાનંદ અન્ય સબ ગનિતાનંદ. ૫૧
પ્રકૃતિ પુરુષ તેં પરહૂપરે, બેદ કહતહેં નીત;
જાકી ઇચ્છા તેં હુએ, અગનિત ખંડ અમીત. ૫૨

---

૪૯. નિઃસંશય તે જ અગણિતાનંદ શ્રીકૃષ્ણ પરાત્પર પૂર્ણ બ્રહ્મ પરમાત્મા છે ને તેના અંશરૂપ સર્વ જગત્ છે ને તે જ સર્વત્ર વ્યાપક સર્વાત્મા છે. ભગવદ્ગીતામાં અર્જુનપ્રત્યે શ્રીકૃષ્ણપરમાત્માએ કહેલું છે કે 'હું એક અંશે કરીને સમગ્ર જગત્માં સ્થિત છું.'

૫૦. એ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પુરુષોત્તમ તે સર્વથી પર પણ છે વેદ જેહેને ન ઇતિ ન ઇતિ (અર્થાત્ ન સમાપ્ત—ન સમાપ્ત) કહી તે બ્રહ્મની અગાધતા કહી છે. તે જ બ્રહ્મ રસરૂપ રસમય રસાત્મક શ્રીકૃષ્ણ પુરુષોત્તમ છે.

૫૧. વેદ (શબ્દબ્રહ્મ)થી પરે (શ્રેષ્ઠ) માટે વેદાતીત, તેમ જ કાળરૂપ પણ બ્રહ્મનું છે, તો પણ તે કાળના પણ કાલ (મહાકાળ)રૂપ હોવાથી કાળથી પણ અતીત (પર=શ્રેષ્ઠ છે.) વળી તે અક્ષર ત્રિગુણ માયા કાળાદિ સર્વથી અતીત હોવાથી સર્વાતીત કહેવાય છે. તે પરબ્રહ્મ બ્રજચંદ (વ્રજના ચંદ્રમારૂપ) શ્રીકૃષ્ણ છે ને તે જ મૂળ પરમાનંદ (અગણિતાનંદ=પૂર્ણાનંદી છે, કારણ કે તે સિવાયના બાકી સર્વમાં તો ગણિતાનંદ રહેલો છે, અર્થાત્ અમુક એમ માપ કરી શકાય તેટલો આનંદ છે. એ આનંદની ગણત્રી પૃથ્વીઉપરના મનુષ્યલોકના આનંદથી આરંભીને તે અક્ષરબ્રહ્મસદન પર્યંતની તૈત્તિરીય ઉપનિષદમાં એકએકથી ક્રમે ક્રમે ૧૦૦—૧૦૦ સો સો ગણી અધિકાધિક વર્ણવી આખરે નિરવધિ પરમાનંદ તે મૂળ સ્વયં બ્રહ્મ માટે કહેલો છે, જેથી તે માપમાં મુકી ન શકાય એવો અપાર આનંદ તે બ્રહ્મસ્વરૂપનો છે.

૫૨. વિભુ પ્રકૃતિ (માયા) અને પ્રધાન પુરુષ લોકવેદપ્રસિદ્ધ પુરુષથી પણ ઉત્તમ પુરુષોત્તમ છે, જેહેને વેદ નિત્ય કહીને વર્ણવે છે અને જેહની ઇચ્છામાત્રથી અગણિત કોટિ બ્રહ્માંડ ઉત્પન્ન થયાં છે આ વિષયમાં શ્રુતિની ઉત્પત્તિ છે.

१ भगवद्गीतायां–'एकांशेन जगत्सर्वम्' ।
२ 'नेतिनेति' आदेशात् ।
३ 'पुरुषः प्रकृतेः परः' इति वाक्यात् ।

પાલન ઉત્પત્તિ હરન, નારાયન તેં હોય;
એહુ રૂપ ઈક કૃષ્નકેં જાનેં બિરલા કોય. '૫૩

उक्तं च भगवद्गीतायां–१५ पंचदशाध्याये—

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ॥
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६॥
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ॥
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥
यस्मात्क्षरमतीतोहं अक्षरादपि चोत्तमः ॥
अतोस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८॥

श्रुतिवाक्य—अक्षरात् परतः परः पुरुषः ।
पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिरित्यादिश्रुतयः ॥
वृहद्वामनपुराणे—अच्युतपुरुषोत्तम आकाशवाणी ।
श्रुतिवाक्य ॥—नारायणादिरूपाणि ज्ञात्वान्यस्माभिरुच्यते ॥
सगुणं ब्रह्म सर्वेषां वस्तुबुद्धिर्न ते पुनः ॥
ब्रह्मेतिपठ्यतेस्माभिर्यद्रूपं निर्गुण परम् ॥
वाङ्मनोगोचरातीतं ततो न ज्ञायते हितम् ॥१२॥
आनंदमात्रमिति यद्वदंतीह पुराविदः ॥
तद्रूपं दर्शयास्माकं यदि देहोवरोहिनः ॥१३॥

---

૫૩. જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયનું કાર્ય તે પરાત્પર પુરુષોત્તમથી પ્રકટ થયલું નારાયણનું સ્વરૂપ છે, તે કહે છે તે નારાયણ સ્વરૂપ પણ તે પરબ્રહ્મ શ્રીકૃષ્ણનું જ છે એમ કોઇ વિરલા જ્ઞાની ભક્ત જાણે છે. ભગવદ્‌ગીતાના ૧૫ પંદરમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને ક્ષર–ને અક્ષરનું સ્વરૂપ દર્શાવી અક્ષર ને અક્ષરથી પર ( ઉત્કૃષ્ટ=શ્રેષ્ટ ) પોતાનું પરબ્રહ્મસ્વરૂપ પુરુષોત્તમ નામે કરીને પુરુષોત્તમયોગમાં સમજાવ્યું છે. બૃહત્‌વામનપુરાણે નારાયણાદિ રૂપને શ્રુતિઓના વચનથી સગુણ બ્રહ્મ કહી તેને વિષે પૂર્ણપણાની બુદ્ધિ નથી એમ વચન છે. જે સ્વરૂપને બ્રહ્મ, નિર્ગુણ, પરમ કહે છે જેને વાણી મન ચક્ષુ ઇત્યાદિ ઇંદ્રિયો કે બુદ્ધિ પણ પહોંચી શકતી નથી, જે જણાવા અત્યંત દુર્લભ છે, તે ત્રિગુણાતીત, પરબ્રહ્મ પુરુષોત્તમના સ્વરૂપના દર્શનથી અભિલાષા શ્રુતિઓએ બતાવેલી છે, ને તે મૂળ સ્વરૂપે એ વેદ શ્રુતિયોને દ્રશ્યમાન થયા તે પરમ કાષ્ઠાપન્ન પરબ્રહ્મ છે.

# ॥ अथ मध्वाचार्यमतप्रकरणप्रारंभः ॥

## દુહા.

મધ્વાચાર્ય સુ કહત હેં, બ્રહ્મ દ્વૈત હેં રૂપ;
બ્રહ્મ સ્વામી જિયા દાસ સહુ, આદિ અનાદિ જૂપ. ૫૪
ઈશ્વર દાસ ન હોય કબુ, દાસ ન ઈશ્વર હોય;
યાતેં ઉભય અનાદિ હેં, એક કહો મતિ કોય. ૫૫
બ્રહ્મ સોઇ શ્રીકૃષ્ણ હેં, પુરુષ પ્રકૃતિ કે મૂલ;
જુગજુગ મતિ અવતાર ધરિ, હરત ભક્ત ઉર સૂલ. ૫૬
સુની બાત યહ મધ્વકી, શુદ્ધાદ્વૈતાચાર્ય;
બોલે બચન બિબેક સોં, સમુઝ ન મન અવધાર્ય. ૫૭
તુમ જુ કહત હોં બ્રહ્મ હેં, દ્વૈત સુબેદબિરૂદ્ધ;
બ્રહ્મદ્વૈત કબુ હેં નહીં, નિત્યાદ્વૈત સુશુદ્ધ. ૫૮

---

૫૪. શ્રી મધ્વાચાર્યજીનો સિદ્ધાંત સ્ફુટ દ્વૈત છે. એટલે બ્રહ્મ અદ્વૈત નથી પણ દ્વૈત (જૂદા=અથવા ૨ બે) છે. બ્રહ્મ છે તે સ્વામિ છે, અને જીવો માત્ર તેના દાસ છે એમ આદિ અનાદિથી છે.

૫૫. શ્રી શુદ્ધાદ્વૈતસંપ્રદાયની રીતે બ્રહ્મને કર્તું અકર્તું અન્યથા કર્તું સર્વ કરવાને સદા સમર્થ સ્વતંત્ર સર્વવિરૂદ્ધધર્માશ્રયત્વપણાથી ન કહેતાં ઈશ્વર કદિ પણ દાસપણું ધારણ કરી શકતા નથી, અને દાસ છે તે ઈશ્વર સ્વામીપણું ધારણ કરી શકતા નથી, એમ દર્શાવી એ કારણથી સ્વામિસેવકભાવને અનાદી કહી સ્વામિસેવકને એકત્વરૂપ બ્રહ્મપણે ન કહેવાનું સમર્થન કરે છે.

૫૬. તે બ્રહ્મ તે શ્રીકૃષ્ણ જ અને તે જ પ્રકૃતિ અને પુરુષના મૂળ (પુરૂષોત્તમ) છે. અને તે જ યુગેયુગે અવતાર ધારણ કરીને ભક્તના હૃદયની સર્વ પીડાને મટાડે છે.

૫૭–૫૮. મધ્વાચાર્યના, મતની વાર્તા સાંભળી ગ્રંથકાર શ્રીશુદ્ધાદ્વૈત આચાર્યના સંપ્રદાયના હિમાયતી થઇ વિવેકની રીતે કહે છે કે, આપની સમજુતે મનમાં ઠસી શકે તેમ નથી. કારણે કે તમે તો કહો છો કે, બ્રહ્મ દ્વૈત છે. પરંતુ સ્વયં પ્રમાણરૂ[illegible] અદ્વૈત ( એક જ ) કહે છે." માટે

ઉપાસનાકી રીત હિત, અંશ આપકો જીવ;
પ્રકટ કિયો નિજરૂપતેં અંશી અંશ અભીવ. ૫૯

योयदंशः शतमजेत् इतिश्रुतिः
एकोऽहं बहुस्यां प्रजायेय इतिश्रुतिवचनात् ॥
भगवद्गीतायां ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ॥
इति वचनात्

અંશિ અંશકો મૂલ હૈ, યહ બિધિ જાનિ બિબેક;
અંશરૂપહૂ આપહેં, તાસોં કહિયે એક. ૬૦

ઈહાં સમુઝ અતિસૂક્ષ્મ હેં, ચૂકત ગોતા ખાય;
સૂક્ષ્મદ્રષ્ટ સોચે નહીં, સો શંકર મિલિ જાય. ૬૧

---

દ્વૈત બ્રહ્મ કહેવા એ તો વેદવચનથી વિરુદ્ધમાં જાય છે માટે તે પ્રમાણપૂર્વક કેમ કહેવાય ? કદિપણ બ્રહ્મ દ્વૈત હોય નહિ—કેમકે તે નિત્ય અદ્વૈત અને તે સારી રીતે શુદ્ધ બુદ્ધ છે માટે અદ્વૈત બ્રહ્મનો સિદ્ધાંત તજીને દ્વૈત બ્રહ્મ કહેશો તો એ પક્ષ વેદાનુકૂળ ( વેદસંમત ) નહિં ગણાય.

૫૯. બ્રહ્મની ઉપાસના પરત્વેની રીત હિતકારક છે. કેમકે આપ જીવને બ્રહ્મના અંશરૂપ કહીએ અંશે અંશી રૂપ પરમાત્માનું યજન કરવું એમ વેદ શ્રુતિથી સિદ્ધ છે. એક અદ્વિતીય બ્રહ્મમાંથી જ અનેકરૂપે જીવોને પ્રભુએ પ્રકટ કરેલા છે, ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માએ કહ્યું છે કે સર્વ જીવો અનાદિકાળથી પ્રકટ થયા ત્યારથી તે મ્હારા અંશાંશ સ્વરૂપ છે.

૬૦. અંશી ( પરમાત્મા ) તે અંશરૂપ જીવોનું મૂળ છે. એવી રીતે પરમાત્મા સાથે જીવાત્માનો ઐક્યાત્મભાવપણાનો વિવેક રાખી અંશરૂપે ( આત્મારૂપે ) પણ તે પરમાત્મા છે માટે તેને બ્રહ્મથી પૃથગ્ ( જૂદા ) ન કહેતાં બ્રહ્મરૂપ જ કહો. દૃષ્ટાંતમાં જેમકે—અગ્નિ મૂળ છે ને તેમાંથી અનેક તણખા રૂપ ચીણગારીઓ જૂદી નીકળે છે, તથાપિ તે સર્વે અગ્નિરૂપ જ કહેવાય. તણખા કાંઇ તે મૂળ અગ્નિથી ન્યારા ( જૂદા ) નથી. જે જેમાંથી ઉત્પન્ન થાય તે તેનું જ રૂપ કહેવાય. જેમકે પિતામાંથી પુત્ર ઉત્પન્ન થાય તો તે પિતાનું જ રૂપ કહેવાય.

૬૧. અહીંયાં સમજણ બહુ સૂક્ષ્મ ( એટલે અત્યંત ઝીણી ) છે જો આ મર્મ ચૂકી જવાય તો જરૂર દ્વૈતપણા ( જૂદાપણા ) રૂપમાં ગોથાં ખવાય. અને તેણે કરીને ( દ્વૈતપક્ષ ધારણ કર્યાથી ) ભયને પ્રાપ્ત થવાય. માટે એ

કૃષ્ણ ઉપાસિક મધ્વ હૈં, ભક્તિ કે અનુસાર;
બ્રહ્મસુરૂપ અગમ્યહિ, પાવે નહિ કો પાર. ૬૨

॥ इति मध्वसम्प्रदायप्रकरणं सम्पूर्णम् ॥

## ॥ अथ निम्बादित्यमतप्रकरणप्रारंभः ॥

### दुहा.

નિંબ્ણાર્ક યોં કહત હૈં, બ્રહ્મ સુદ્વૈતાદ્વૈત;
બ્રહ્મ જીવકી ઐક્યતા, ભાષત ઉપજે ભીત. ૬૩

જીવ બ્રહ્મ મેં મિલિ રહ્યો, અલગ કિયે તેં હોય;
કબુ ભીતર કબુ અલગ, યહ સંશય મિટે ન કોય. ૬૪

ઉપાસનાકી રીત સોં, બ્રહ્મ સ્વામિ જિય દાસ;

---

પણાની જુદી બુદ્ધિ ન રાખવી. વળી સૂક્ષ્મદૃષ્ટિનો શુદ્ધ અદ્વૈત બ્રહ્મનો મર્મ સિદ્ધાંત વિચારે નહીં તો તે કેવલાદ્વૈતની માફક દાસભાવનો-સ્વામિસેવકપણાનો નિત્ય સંબંધ ખંડનાઇ "અહંબ્રહ્માસ્મિ" હું જ બ્રહ્મ છું મ્હારે બ્રહ્મ સંબંધી કર્મ ઉપાસના કે ભક્તિ શી? એવા માયિક મતના વાતાવરણમાં બુદ્ધિ ભ્રમણ થઇ જાય.

૬૨. શ્રીમધ્વાચાર્યજીની ભક્તિ ( વૈષ્ણવ ) સંપ્રદાયમાં મુખ્ય ઉપાસ્ય શ્રીકૃષ્ણની છે, અને તે ભાવ ભક્તિપણાની ભક્તિને અનુસરીને છે. એ બ્રહ્મનું રૂપ અગમ્ય છે અને તેનો કોઇ પાર પામી ન શકે તેવું છે.

૬૩. શ્રી નિમ્બાર્કાચાર્યનું કહેવું એવું છે કે, બ્રહ્મ દ્વૈત પણ છે અને અદ્વૈત પણ છે. અર્થાત્ એક પક્ષે ન રહેતાં બે પક્ષ દ્વૈત=અને અદ્વૈત-બન્ને પક્ષનો સિદ્ધાંત કહે છે. વળી જીવ અને બ્રહ્મ બન્નેની એકતા કહેતાં ભય ઉપજે છે તેથી—

૬૪. કહે છે કે જીવ બ્રહ્મમાં મળી રહેલો હતો, તેને અલગ (જૂદો) કર્યાથી તે જૂદો થયો છે. વળી કોઇ સમયે તે બ્રહ્મની અંદર ,અને કોઇ સમયે બ્રહ્મથી પૃથક્ ( જૂદો ), એ સંશયનું નિવારણ થઈ શકતું નથી;

બ્રહ્મરૂપ શ્રી કૃષ્ણ હૈં, લીલા જક્ત પ્રકાશ. ૬૫

કબહૂ સંકેલન કરે, કબહુ પ્રકટ કરિ દેત;
તાતેં કછુ કહત ન બને બ્રહ્મરૂપ કૌ હેત. ૬૬

સંશયકી યહ બાત સુનિ, શુદ્ધાદ્વૈતિ જુ ભાખિ;
છાંડિ ભર્મ સબ ચિત્તકોં, શુદ્ધાદ્વૈત હિ રાખિ. ૬૭

આચાર્યન સંજ્ઞાનમેં, નિંબ્બારક હૈં નાંહિ;
ભાષ્ય કિયો ઇન હૈં નહીં, યાતે ભજની માંહિ. ૬૮

આચાર્ય સુચહારોં ભયે બ્રાહ્મન કુલ અવતાર.
ભક્તિપંથ વિસ્તારહિત અંશી અંશ નિર્ધાર. ૬૯

**श्रीमद्भागवते ११ एकादश स्कंधे अध्याय. ३७**
**आचार्यं मां विजानीयात् यावन्मन्यें कर्हिचित् ॥ २६ ॥**
**इति वचनात्.**

---

૬૫. બ્રહ્મની ઉપાસનાની રીતથી બ્રહ્મને સ્વામિ, અને જીવોને દાસ કહી તે બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણની એ સંપ્રદાયમાં ઉપાસના છે અને તે બ્રહ્મની લીલા જક્તમાં પ્રકાશ કરી રહેલી છે. તેથી:—

૬૬. કોઇ વખતે તે બ્રહ્મ એ લીલાને સંકેલી (આટોપી) લે છે (એટલે અંતર્ધાન કરે છે), અને કોઈ સમયે પ્રકટ (આવિર્ભાવ) કરે છે. તેથી કશું નિશ્ચયાત્મકપણે કહેવું સંભવતું નથી કે બ્રહ્મના રૂપનો હેતુ શો છે?

૬૭. આ પ્રમાણે સંદેહવત (શંકાશીલ)પણાની વાત સાંભળી ગ્રંથકાર શુદ્ધાદ્વૈત બ્રહ્મનો સિદ્ધાંત ગ્રહણ કરી, તે રીતે જ્ઞાન ધરાવી ઉપાસના કરો અને ચિત્તમાં જે ભર્મ (ભ્રમ=સંદેહ) છે તે ટાળો એમ કહે છે.

૬૮. આચાર્યકોટિની સંજ્ઞામાં શ્રીનિમ્બાર્કાચાર્ય કહેવાતા નથી. તેનું કારણ એવું છે કે, તેમણે વેદાંતસૂત્રશ્ર (વ્યાસસૂત્ર)ઉપર ભાષ્ય કરેલું નથી અને સૂત્રનું ભાષ્ય કર્યા વગર આચાર્યકોટિમાં ન ગણાય. માટે તે "ભજની" ની ગણનામાં કહેવાય છે. નિંબાર્કનું ભાષ્ય હાલમાં છપાઇને બાહાર આવેલું છે, કદાચ કવિશ્રીને તેની માહીતી નહિ હોય.

૬૯. એ પ્રમાણે વૈષ્ણવસંપ્રદાયના ચારે મુખ્ય આચાર્યોએ બ્રાહ્મણના કુળમાં અવતાર ધારણ કર્યો. ભગવદ્‌ભક્તિમાર્ગનો વિસ્તાર કરવાને સાર

पद्मपुराणे प्रकृतिखंडे—

संप्रदायविहीना ये मंत्रास्ते निष्फला मताः ॥
अतः कलौ भविष्यन्ति चत्वारः संप्रदायिनः ॥ १ ॥
श्रीविष्णुस्वामिनं रुद्रं मध्वाचार्यं चतुर्मुखं ॥
रामानुजं श्रीसचक्रं निंबादित्यं चतुः सनः ॥ २ ॥
इति वचनात्.

पद्मपुराणे.
श्रीब्रह्मरुद्रसनका वैष्णवाः क्षितिपावनाः ॥
कलौ चत्वारस्ते भाव्याः संप्रदायप्रवर्तकाः ॥
इति वचनात्.

શ્રીવલ્લભ આચાર્ય અરૂ, સુત શ્રીવિઠ્ઠલનાથ;
એ દુહું પૂરન બ્રહ્મ શ્રીકૃષ્ણ નિગમ ગુન ગાય. ૭૦

पद्मपुराणे—भगवदर्जुनसंवादे.
अर्जुनोवाच.

---

.ાી અંશની ઉપાસનાનો પણ નિર્ધાર ( નિર્ણય ) એમાં કર્યો. શ્રીમદ્ભાગવત ૧૧ એકાદશ સ્કંધમાં ઉદ્ધવજી પ્રત્યે શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે—આચાર્યને મ્હારૂં સ્વરૂપ જાણવું. એમને વિષે અન્યથા બુદ્ધિ ન કરવી. પદ્મપુરાણે કહ્યું છે કે—સંપ્રદાયરહિતના ( સંપ્રદાયોક્ત દીક્ષામંત્રોપદેશ લીધાં વગરના ) મંત્રો નિષ્ફળ થાય છે.

કલિયુગને વિષે ૪ ચાર સંપ્રદાયો થશે.

૧ શ્રીલક્ષ્મીજીનો ( શ્રી રામાનુજસ્વામીનો )

૨ રુદ્રનો ( શંકરનો ) ( શ્રીવિષ્ણુસ્વામીનો )

૩ બ્રહ્માજીનો ( મધ્વાચાર્યનો )

૪ સનકાદિકનો ( નિમ્બાદિત્યનો )

૭૦. શ્રીવલ્લભાચાર્ય અને તેમના પુત્ર ( લાલ ) શ્રીવિઠ્ઠલેશાચાર્ય એ બન્ને, પૂર્ણ બ્રહ્મ શ્રીકૃષ્ણ કે જેનું વેદમાં ગુણ ગાન કરેલું છે, તેમના અવતારરૂપ છે. આ વિષયમાં પદ્મપુરાણે તથા બ્રહ્માંડપુરાણે ઇત્યાદિ અનેક ગ્રંથોમાં અનેક પ્રમાણો છે.

સેવા કરી સિખાઇ સબ, શ્રુતિ ગોપીનકી રીત;
પૂરન બ્રહ્મ શ્રીકૃષ્ણસો, તન મન ધન દે પ્રીત.
પિતા સરીખો પુત્ર નહિં, કહા રંક કહા ભૂપ.
પૈં શ્રીબલ્લભકે બંસમેં, સબ હી બલ્લભરૂપ.

त्रिभंगललितग्रंथे श्रीमद्विठ्ठलेशवाक्यं-श्लोक-

नमः पितृपदांभोजरेणुभ्यो यन्निवेदनात् ॥
अस्मत्कुलं निष्कलंकं श्रीकृष्णेनात्मसात्कृतं ॥ १ ॥

શુદ્ધાદ્વૈતાચાર્ય અરૂ, માયાવાદી વાદ;
કછુક કહૂં બિસ્તાર કરિ સુનતહિં ઉપજૈં સ્વાદ.
માયાબાદી કહત હેં, મિથ્યા સબ સંસાર;

---

૭૯ એ પુષ્ટિસૃષ્ટિના જીવોએ શ્રીપુરુષોત્તમની સેવા કેવી રીતે કરવી તેની રીત સ્વતઃ (પોતે) શ્રીપુરુષોત્તમની સેવા કરીને એ સેવા માર્ગ પ્રગટ કરી દેખાડી શ્રુતિરૂપા શ્રીગોપીજનનો અપૂર્વ ગાઢ સ્નેહ ર તને મને અને ધને કરીને શ્રીકૃષ્ણપરમાત્માઉપર જેવો હતો તેવી નિ ષ્કામ પ્રેમભક્તિ તે પૂર્ણ બ્રહ્મ ઉપર રાખવાનું શીખવ્યું.

श्रीमद्भगवद्गीतायां अर्जुनं प्रति श्रीकृष्णवचनम्

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ॥
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

૮૦. જગત્‌માં સામાન્ય રીત એવી હોય છે કે, પિતાના જેવો પુત્ર સર્વ રીતે હોઈ શકતો નથી—પછી ગમે તો તે રાંકનો હોય કે રાજાનો હોય. પરંતુ શ્રીવલ્લભાચાર્યજીના વંશમાં તો સર્વે શ્રીવલ્લભદેવના રૂપવત્ છે. કેમકે શ્રીમત્ વિઠ્ઠલેશાચાર્યજીએ શ્રીમહાચાર્યજીના સર્વોત્તમ સ્તોત્રમાં લખ્યું છે કે પોતાના વંશને વિષે પોતાનું સર્વ મહાત્મ્ય સ્થાપન કરેલું છે

स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्यः स्मयापहः ॥

૮૧. હવે શુદ્ધાદ્વૈત સંપ્રદાયના આચાર્ય અને માયાવાદીના વાદનું વર્ણન કંઇક વિસ્તાર કરિને કહું છું કે જે સાંભળવાથી સ્વાદ (રસ) ઉપજશે.

જન્મ મરન ક્યોં હોત હૈ, માયા કે અનુસાર. ૮૨
માયા મિથ્યા હૈ સદા, તાકી કૃતિ સબ જક્ત;
બ્રહ્મ કહત તુમ જાહિ કોઁ, સો શ્રુતિ કહે અવ્યક્ત. ૮૩
બરન નહીં કછુ બ્રહ્મ કોં નહી કછૂ આકાર;
તાકોં તુમ ક્યોં કહત હોં? પુરૂષોત્તમ સાકાર. ૮૪

उक्तं च, पादौ न पाणी चक्षुर्न चरणौ ॥ इति श्रुतिवचनात् ॥

યહ સુનિ બોલે આપ, શ્રીબલ્લભ બચ ગંભીર;
શ્રુતિ સ્મૃતિ બેદ પુરાનમત, આગળ સુનિર્ધારિ. ૮૫
તૂં જુ કહત મિથ્યા સકલ, બિનુ સમુઝનકી બાત;
બ્રહ્મ નિત્ય સાકાર હૈ, શુદ્ધ જક્ત બિખ્યાત. ૮૬
બ્રહ્મ નિત્યને નિત્ય સબ, અક્ષર માયાતત્ત્વ;
માયા ગુન સબ જક્ત હૈ જાનિ લેહુ સબ સત્ત્વ. ૮૭

---

૮૨. માયાવાદી કહે છે કે એક બ્રહ્મ જ સત્ય છે અને જગત મિથ્યા છે.

૮૩. હમેશાં માયા એ મિથ્યા = ખોટો પદાર્થ છે અને તે કારણો મે માયાની કૃતિથી થયલું સર્વ જગત તે પણ મિથ્યા છે. અને તમે જેને બ્રહ્મ કહો છો તેહને શ્રુતિ અવ્યક્ત કરીને વર્ણવે છે.

૮૪. તે બ્રહ્મનો કોઇ વર્ણ કે આકાર નથી, છતાં તેને સાકાર પુરૂષોત્તમ (બ્રહ્મ) તરીકે કેમ સ્થાપન કરોં છો? શ્રુતિ કહે છે કે તેને ચરણ-હાથ-કે નેત્ર કે કાંઇ પણ વર્ણ નથી.

૮૫. એવું સાંભળીને શ્રીવલ્લભાચાર્યજીએ ગંભીર વચનેથી કહ્યું કે-અમે કહીએ છીયે તે મત શ્રુતિ સ્મૃતિ પુરાણ શાસ્ત્રથી નિશ્ચયપૂર્વક છે. તમે જે કહો છો કે જગત સર્વ મિથ્યા છે તે વગર સમજની વાત છે, કેમકે બ્રહ્મ નિત્ય છે ને તે દિવ્ય સાકાર છે. અને તેજ બ્રહ્મનું કાર્ય જગત હોવાથી છે જક્ત પણ શુદ્ધ સાકાર છે એ વાત પ્રસિદ્ધ છે.

૮૭. બ્રહ્મ જેવી રીતે નિત્ય છે તેવીજ રીતે સર્વ અક્ષરાત્મક જગત પણ નિત્ય છે એમ વિષ્ણુપુરાણે કહેલું છે, વળી તત્ત્વ સદા અક્ષય રહે છે. અક્ષરમાંથી માયાતત્ત્વ પ્રગટ થયું છે માટે તે બ્રહ્મના ગુણ પણ જકતમાં

માયાવાદી કહત તબ રજ્જુ સર્પ દ્રષ્ટાંત.
ગિરિ તમ રજ્જૂ દેખિકેં હોત સર્પકી ભ્રાંત ?
સર્વ સત્ય કછું હૈ નહીં, ભ્રાંતિસૂં ભય માનિ;
એસેં મિથ્યા જક્ત સબ, માયા સોં ભ્રમ જાંનિ.
યહ સુનિ શુદ્ધાદ્વૈત કે આચાર્યજુ કહિ બાંનિ;
આગમ શ્રુતિ સ્મૃતિ સકલ, નિત્ય બ્રહ્મ બખાંનિ.

आनंदमात्रकरपादमुखोदरादिः ॥ इति श्रुतिवचनात्

अथ साकारप्रतिपादन.

पुरुषसूक्ते ॥ सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ॥
स भूमिं विश्वतो वृत्वात्यतिष्ठद्दशांऽगुलं ॥
पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भव्यम् ॥
ब्राह्मणोस्य मुखमासीत् बाहू राजन्यः कृतः ॥
ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां ॐ शूद्रो अजायत ॥
चंद्रमा मनसो जातः चक्षोः सूर्यो अजायत ॥
नाभ्या आसीदंतरिक्षं शीर्ष्णो द्यौः समवर्त्तत
पद्भ्यां भूमिर्दिशः श्रोत्रात् तथा लोका ॐ अकल्पयन् इत्यादि
अपाणिपादो जवनो ग्रहीता इतिश्रुतेः ॥
श्रीकृष्णः सच्चिदानंदो नित्यलीलाविनोदकृत् ॥
'सर्वं खल्विदं ब्रह्म' इति श्रुतेः ॥

---

સત્સ્વરૂપે સર્વ સત્ય છે. પરબ્રહ્મની અનંત શક્તિઓ પૈકીની અવિદ્યા (માયા) શક્તિ તે પણ સત્ય છે.

૮૮. માયાવાદી કહે છે કે–જેવી રીતે દોરડી પડી હોય તો અંધારામાં તે દોરડીને જોઇને સાપરૂપ ભયની ભ્રાંતિ થાય છે.

૮૯. પરંતુ ત્યાં કાંઇ સાચો સાપ હોતો નથી તથાપિ ભ્રાંતિ થયાથી ભય (ડર) લાગે છે એવી જ રીતે જગત પણ સર્વ માયાથી ભ્રાંતિરૂપે સાચું લાગે છે બાકી ખરેખર વાસ્તવિક રીતે તો સર્વ જગત મિથ્યાજ છે.

૯૦. એવું સાંભળી શુદ્ધાદ્વૈતાચાર્યજીએ કહ્યું કે, આગળ (શાસ્ત્ર)

ઔર એક દ્રષ્ટાંત સુનિ, શ્રીભાગવતકી ખાનિ.
નૃસિંહ પ્રકટ જડસ્થંભતેં, દ્રઢ પ્રહલ્લાદ હિ જાનિ. ૯૧

જેવરિતમ ભ્રમ યહુ, અરૂ સર્પરૂપ હૂ બ્રહ્મ;
સર્પ આદિ જો હે નહીં, તો કયોં ઉપજ્યો ભ્રમ? ૯૨

જ્ઞાનાજ્ઞાનરૂ કર્મ ફલ, સુખ દુઃખ પુણ્યરૂ પાપ;
કર્ત્તા ભોક્તા દંડદા લીલાહિત બ્રહ્મ આપ. ૯૩

---

અને શ્રુતિ સ્મૃતિ સર્વે નિત્યતારૂપનું જગત બ્રહ્મસ્વરૂપ હોવાનું કથન કરે છે. બ્રહ્મમાં જગતનો આવિર્ભાવ તિરોભાવ થાય છે વળી શ્રુતિ આનંદરૂપ બ્રહ્મને અપ્રાકૃત કર (હાથ) ચરણ, મુખારવિંદ અને ઉદરાદિ હોવાનું સ્પષ્ટ કહે છે, તેથી પ્રભુ અપ્રાકૃત (દિવ્ય) સાકાર મૂર્તિવંત છે. માત્ર પ્રાકૃત આકારનો નિષેધ કરે છે. બ્રહ્મનું સાકારરૂપનું પ્રતિપાદન વેદનાં પુરુષ સૂક્તે પ્રસિદ્ધ રીતે કહેલું છે. શ્રુતિ કહે છે કે—તે બ્રહ્મ પ્રાકૃત હાથ વગર પણ ગ્રહણ કરી શકે છે. અને પ્રાકૃત ચરણ નહીં છતાં ચાલી શકે છે અને પ્રાકૃત ચક્ષુ નહીં છતાં સર્વત્ર જોઈ શકે છે.

પ્રાકૃત કાન નહીં છતાં પણ સર્વ શ્રવણ કરી શકે છે.
ઇત્યાદિક પરબ્રહ્મનું અપ્રાકૃત દિવ્યરૂપ સ્થાપન કરે છે.

૯૧. વળી એક દ્રષ્ટાંત શ્રીમદ્ભાગવત ૭ સપ્તમસ્કંધનું શ્રીનૃસિંહ ભગવદવતાર જડ થાંભલામાંથી પ્રકટ થઇ પ્રહ્લાદજી ભક્તની દ્રઢ પ્રતીતિ સાકાર સગુણ બ્રહ્મ સ્વરૂપની હતી તે શ્રદ્ધાને પ્રભુએ અચળ કરી હતી.

૯૨. કહી ૮૮વાળા રજ્જુસર્પના દ્રષ્ટાંતના ભ્રમનો ઉત્તર કહે છે કે તમ(અંધકાર)ના સંયોગથી ભ્રમ થયો કે દોરડી છતાં સાપ મનાયો. એમ તમો કહો છો. પરંતુ મૂળે વસ્તુતઃ સત્યરૂપ સર્પ જે હતો તે સાચી વસ્તુ પૂર્વે જોઈ હતી—અથવા શ્રવણ કરી હતી, ને સર્પદંશથી મૃત્યુ થાય છે એવું જ્ઞાન સાચી વસ્તુતઃ શક્તિના પ્રભાવનું હતું તો જ તેના જેવી આકૃતિરૂપ દોરડી જોઇને સાચાની ભ્રાંતિ થઈ, પરંતુ જો મૂળે વસ્તુતઃ સત્ય વસ્તુ રૂપ સર્પ જ જો ન હોત તો તેનો ભ્રમ (સંદેહ) કદિ પણ ન ઉપજત. માટે ભ્રમ પણ સત્ય વસ્તુનો જ થાય.

૯૩. જ્ઞાન, અજ્ઞાન, અને કર્મફળ—સુખ દુઃખ પુણ્ય અને પાપ તથા

સર્પ ભ્રાંતિભય ભાજિ ગિરિ, લગે ચોટચલિ લ્હોઊ;
સો જૂઠો કૈં સત્ય હૈ, કહો બાત હમ સોઉ. ૯૪
સ્વપ્નાંત્તર સ્ત્રીસંગતેં, વિર્ય સ્ખલિત વ્હૈં જાય;
સો જૂઠો કેસૈં લહે સમુઝિ લેહુ યહ ન્યાય. ૯૫
ઇત્યાદિક બહુ બચનતેં, સમુઝાયો સિદ્ધાંત;
કારન જાકો નિત્ય સોં, કાર્ય હુ નિત્યાભ્રાંત. ૯૬
વર્ણ અવર્ણહુ શ્રુતિ કહે બ્રહ્મ દિવ્ય શુદ્ધ સાકાર;
નિરાકાર ઇત્યાદિસો જત યે બ્રહ્મ અપાર. ૯૭

---

કર્ત્તા ભોક્તા અને દંડરૂપ શિક્ષા કર્તા એવી સર્વ લીલા બ્રહ્મ ( ઈશ્વર ) પોતે જ કરે છે.

૯૪–૯૫. કડી ૮૮વાળા સર્પરજ્જુના દૃષ્ટાંતના જવાબ રૂપની કડી ૯૨ નો વિશેષ ખુલાસો આ કડીઓમાં કરે છે કે, ૯૪. દોરડીને વિષે સર્પ હોવાની જુઠ્ઠી ભ્રાંતિ રાખી સાચો સર્પ હોવાથી તે સાપના ભયે કરીને નાસતાં પડી જવાથી વાગે અને તેથી લોહી ( રુધિર ) નિકળે છે એ જુઠ્ઠું છે કે સત્ય છે? અર્થાત્ સાચા સર્પનો ભય લાગ્યો તેથી તેને નાસવું પડ્યું અને સાચો ગભરાટ પેદા થવાથી ચોટ લાગી–પડી ગયાથી વાગી તેની પીડા અંગને થઈ રક્ત પ્રવાહ નીકળ્યો એ સર્વ સત્ય જ છે.

૯૫. વળી બીજું દૃષ્ટાંત—સ્વપ્નાંતરને વિષે સ્ત્રીસંગ થાય છે, ત્યારે તે પુરુષની પ્રત્યક્ષ સ્ત્રી સમીપમાં કે સંગમાં હોતી નથી, છતાં પણ તેવા સ્વપ્નસંયોગમાં પણ શુક્ર ( વીર્ય ) સ્ખલિત થઈ જાય છે તે શું જુઠ્ઠું હોય છે? અર્થાત્ તે જુઠ્ઠું નહીં પણ સત્ય જ હોય છે, એને કોઈ પણ જુઠ્ઠું નહીં જ કહે. એ સ્વપ્ન સ્ત્રીસંયોગની રીતે સર્પરજ્જુનો ન્યાય કરી જુઓ તો જણાશે કે–ભ્રમ પણ સત્ય વસ્તુનો જ થઈ શકે–અસત્ય વસ્તુનો કદિ પણ ભ્રમરૂપ સંદેહ થાય જ નહીં.

૯૬. ઇત્યાદિક અનેક વચનોથી સિદ્ધાંત સમજાવ્યું કે, જેનું કારણ નિત્ય છે. તેનું કાર્ય પણ નિત્ય અને અભ્રાંત જ હોય છે.

૯૭. શ્રુતિઓ બ્રહ્મના સ્વરૂપવિષે વર્ણ ( સાકાર ) અને અવર્ણ ( નિરાકાર ) બન્ને રીતે કહે છે. એ ઉભય શ્રુતિઓ જો કે જૂદે જૂદે ઠેકાણે

મૂલ બ્રહ્મ શ્રી કૃષ્ણકા ધામ સુ અક્ષર બ્રહ્મ;
પૂર્ણાનંદ શ્રીકૃષ્ન ઈક પ્રકૃતિ પુરૂષ કે મર્મ. ૯૮

અક્ષર નારાયન પ્રકૃતિ દૈવિ ત્રિગુનમય જક્ત.
ગણિતાનંદિમત્યાદિ સબ પૂર્ણાનંદ પ્રિય ભક્ત. ૯૯

प्राकृताः सकला देवा गणितानंदकं बृहत्
पूर्णानंदो हरिस्तस्मात् कृष्ण एव गतिर्मम ॥ इत्यादि·

श्रीकृष्णाश्रयग्रंथे श्रीमदाचार्यवाक्यात् । श्रीमद्भागवते —

नमो नमस्तेस्त्वृषभाय सात्वतां विदूरकाष्ठाय मुहुः कुयोगिनां ॥
निरस्तसाम्यातिशयेन राधसा स्वधाम्नि ब्रह्मणिरंस्यते नमः ॥

इत्वादि अक्षरब्रह्मरूपप्रतिपादकत्वात् ॥

---

લખેલી છે, તથાપિ તે ઉભયનો સત્યાર્થ નિર્ણય સમજવા સારૂ એ ઉભય શ્રુતિઓનાં વચનોને જાણે એકમેકની જોડે જ લખ્યાં હોય તેવી રીતે બન્ને શ્રુતિયોને સાથે રાખીને અર્થ કરવામાં આવે તો સ્પષ્ટ સિદ્ધાંત જણાઈ આવે છે કે–નિરાકાર પરત્વની શ્રુતિનો આશય બ્રહ્મની આકારતાપરત્વે છે તથા પ્રાકૃત આકારમાત્રને નિષેધ કરે છે, અને સાકારપરત્વની શ્રુતિઓનો આશય બ્રહ્મનું રૂપ અપાઇક (અપ્રાકૃત=દિવ્ય સાકાર) હોવાનું કહે છે. અર્થાત્ બ્રહ્મને કોઈ પણ આકારના તો કહેવા જ પડશે. અર્થાત્ બ્રહ્મ સાકાર છે એમ તો નિશ્ચય જણાય છે.

૯૮. મૂલ બ્રહ્મ (સ્વયંબ્રહ્મ) શ્રીકૃષ્ણનું ધામ અક્ષર બ્રહ્મ છે અને ભગવદ્‌ગીતામાં અક્ષર બ્રહ્મ યોગ નામના અધ્યાયમાં શ્રીકૃષ્ણપરમાત્માએ અર્જુન પ્રત્યે કહેલું છે. પૂર્વે કહી ચૂક્યા છીયે કે–અક્ષર બ્રહ્મ પર્યંત તો ગણિતાનંદ છે અને અગણિતાનંદ (પૂર્ણાનંદ=પરમાનંદ=અગણિતાનંદ) તો એક શ્રીકૃષ્ણ જ છે. અને તે સ્વયંબ્રહ્મનાં જ પુરૂપ પ્રકૃતિ આદિ સ્વરૂપો છે.

૯૯. અક્ષર, તે નારાયણની દૈવિ પ્રકૃતિ અને તે ત્રિગુણમય જક્તમાં છે. અક્ષર પર્યંતનો સર્વે ગણિતાનંદ છે અને પૂર્ણાનંદ તો શ્રીહરિ જ છે માટે તેમના ભક્તજનોને તે પૂર્ણાનંદ (પરમાનંદ) જ પ્રિય હોય એ સ્વાભાવિક છે.

श्री जगदीश्वर उवाच ।—एकंशास्त्रं देवकीपुत्रगीतमेको देवो देवकीपुत्र एव मंत्रोप्येकस्तस्य नामानि यानि कर्मोप्येकं तस्य देवस्य सेवा ॥

॥ इतिमायावादखंडनशुद्धाऽद्वैतप्रतिपादनप्रकरणं सम्पूर्णम् ॥

॥ अथ भगवद्भक्ति उपासना प्रकरणप्रारंभः ॥

तथा धर्माधर्मशिक्षा.

નિગમાગમે શ્રુતિ સ્મૃતિ સકલ, પુરાન ગીતા સાર;
સેવા હરિ ગુરૂ ભક્ત રતિ નિસદિન નામુચ્ચાર.

જ્યોઁ અકાર સબ બરનમેં, ત્યોઁ હરિ સબ જગ જાન;
ભલો ચાહિ સબકો સદા જ્યોઁ પોખત નિજ પ્રાન. ૧૦૦
ભક્તિ હૈં ભગવંતકી, દશધા જાની પ્રકાર;
શ્રવણ રૂ કીર્ત્તન સ્મરણુ પદ સેવન અર્ચન સાર. ૧૦૧

---

૧૦૦. જેવી રીતે સર્વ વર્ણ (અક્ષર) માં "અ" કાર રહેલો હોય છે તેમ જ "અકાર"રૂપ શ્રીહરિ સમગ્ર જક્તને વિષે વ્યાપ્તપણે બીરાજે છે.

૧૦૧ થી ૧૦૪ સુધી. શ્રીભગવાનની ભક્તિ દશ પ્રકારની છે.

ભક્તિનું નામ. ભક્તિ કરનારનું નામ.
૧. શ્રવણ. (પરીક્ષત)
૨. કીર્ત્તન. (શુકદેવજી)
૩. સ્મરણ. પ્રહલાદ
૪. ચરણ સેવન. રમા=(લક્ષ્મીજી)
૫. અર્ચન. (પુજન) પૃથુરાજા
૬. વંદન—અક્રૂર
૭. દાસ્ય—હનુમાનજી.
૮. સખ્ય (મિત્રતા) અર્જુન.
૯. આત્મનિવેદન. બલિરાજા.
૧૦. પ્રેમલક્ષણા (અથવા પરાભક્તિ)—માં વ્રજભક્ત.

શ્રીમદ્ ભાગવતે ૭ સપ્તમસ્કંધે પ્રહલાદ ભક્તરાજે ભક્તિ નવ પ્રકારની આ પ્રમાણે ગણાવી છે. આ પ્રમાણે સાધનાત્મપણાની મર્યાદા ભક્તિનું નિરૂપણ છે, એ સાધનાત્મક ભક્તિ કરતાં શ્રેષ્ઠ ફલાત્મક ભક્તિરૂપ દશમી પ્રેમલક્ષણા એ દરેક ભક્તિમાં જોડાયલી હોય એવા ભક્તજનો ભગવદનુગ્રહી હોવાથી પુષ્ટિભક્તિ • કોટિમાં ગણાય છે. અને તેવી પુષ્ટિભક્તિ કરતાનાં નામો શ્રી સુબોધિની ગ્રંથમાં લખેલાં છે.

વંદન દાસ્ય રૂ સખ્યતા, આત્મનિવેદન આદિ;
નવધાકો ફલ જાનિયે પ્રેમલક્ષણાસ્વાદ. ૧૦૨

**પરિક્ષિત શુક પ્રહલ્લાદ** અરૂ રમા પૃથુ અક્રૂર;
**હનૂમાન અર્જુન બલિ** વ્રજજનહૈં ભરપૂર. ૧૦૩

ઔર હું નવધા ભક્તિકે પુષ્ટ ભક્ત લેં જાનિ;
સુબોધિની નિજ ગ્રંથમેં વલ્લભ કહે બખાંનિ. ૧૦૪

श्रीविष्णुः श्रवणे परीक्षिदभवत् वैयासकिः कीर्त्तने ।
प्रह्लादः स्मरणे तदंघ्रिभजने लक्ष्मिपृथुः पूजने ॥
अक्रूरस्त्वभिवंदने कपिपतिर्दास्ये च सख्येर्जुन ॥
सर्वस्वात्मनिवेदने बलिरभूत्कैवल्यमेते विदुः ॥
श्रीमद्भागवते ७ सप्तमस्कंधे प्रह्लादवचनम्
अर्च्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥ इतिवचनात् ॥

યહ બિધિ દશધા ભક્તિ કરિ, પુરૂષોત્તમ પ્રિય હોય;
લીલા નિત્ય નિકુંજમેં, વિલસત નિસદિન સોય. ૧૦૫

સત્ય બાત ખંડે નહીં, ધર્મવંતકી રીત.
ખંડે ખંડન હોય નિજ, હારે બાજી જીત. ૧૦૬

---

૧૦૫. એ પ્રમાણે દશવિધ( પ્રકાર )ની ભક્તિ કરે, તે શ્રીપુરુષોતમની પ્રસન્નતા મેળવનારો પ્રિય ભક્ત થાય છે. અને શ્રીભગવાનની અખંડ (નિત્ય) લીલાં નિકુંજ સ્થાનમાં પ્રભુ સાથે અખંડ અલૌકિકરસાનુસ્વાદરૂપ વિલાસ ( આનંદ ) કરે છે.

૧૦૬. ધર્મવંત પુરુષની એ રીત છે કે, જે વાત સત્ય છે તેનું કદિ પણ ખંડન ન કરે. કારણ કે સત્ય ધર્મનું ખંડન કરવા જતાં તો સત્ય ધર્મ તો ખંડિત નહિંજ થાય. પરંતુ ઉલટ ખંડન કરનારનું જ ખંડન થશે. તે કોની પેઠે કે-દૃષ્ટાંતમાં જેમ જે બાજીમાં જીત મેળવી પાકી સોગઠી થયલી હોય, છતાં તેને ગાંડી કરી બહાર કાઢે તો તે સોગઠી જરૂર ગમે ત્યાં પણ માર ખાય તેમ.

હરિ ગુરૂ હરિજન દ્રોહિ દ્વિજ સોઈ અધરમી ભૂપ;
સંગ સકલ પરિકર લિયેँ-પરે નર્ક કે કૂપ. ૧૦૭
બિદ્યા સાધન ઉંચ કુલ, રાજ્ય દેહ ધન પાપ;
જહેં મદાંધ ખંડે ધરમ, પાપ રૂપ જહે જાય. ૧૦૮
પરસ્રીય ગમની અમલિ ખલ, ચોર ઘાતિકરિ સંગ;
અંત નર્ક કે કુંડપરિ, રોગી, જહેં સબ અંગ. ૧૦૯
સબ સુખદાયક હરિ ભજન, બિનુ શ્રમ હરિ સમ હોય;
ચલ્યો જાય બૈકુંઠમેં, પલા ન પકરેં કોય. ૧૧૦
બ્રહ્મહત્યાદિક અઘી, તિનકો સંગી કોય;
પાપ કિયે બિનતાહુકોँ, સબ પાતિક ફલ હોય. ૧૧૧

---

૧૦૭. હવે અધર્મીનો શિરોમણિ કોણ તે વિષે કહે છે કે-જે શ્રી હરિ-શ્રી સદ્ગુરૂ-કે ભગવદ્ભક્ત કે દ્વિજ ( બ્રાહ્મણ ) તેનો દ્રોહ કરે તે દ્રોહી પુરૂષને મહાન્ અધર્મી જાણવો અને તે અધર્મી પોતાના સર્વ સંગી પરિકરને લેઇને અધોગતિરૂપ નર્કકૂપમાં પડે છે.

૧૦૮. જે મદથી આંધળા જેવા બનીને સત્ય ધર્મનું ખંડન કરે છે તો તેની સર્વ કૃતિ પાપરૂપ થઈ જાય છે.

૧૦૯. અસત્ પુરૂષનો સંગ ન કરવો તે સારૂ તેવા જનોનાં લક્ષણ કહે છે કે—(૧) જે પરસ્રી સાથે ગમન કરતો હોય, (૨) જે અફીણાદિ દુર્વ્યસનવાળો હોય, (૩) ખળ હોય, (૪) ચોર હોય, (૫) ઘાતક ( હત્યા કરનાર ) હોય, આ સર્વનો અસત્સંગ જાણવો અને અંતે નર્કકુંડની યાતનામાં પડી પછી તે અસહ્ય કષ્ટ ભોગવ્યા પછી જ્યાં જન્મે ત્યાં તે સર્વ અંગે રોગીષ્ટ રહે છે.

૧૧૦. સર્વ પ્રકારના સુખને આપવાવાળું શ્રીહરિનું ભજન ( સેવન ) છે. અને એમ કર‌વાથી વગર શ્રમે તે શ્રીહરિની સમાન પૂજ્યપણાને પ્રાપ્ત થાય છે, તે નિર્વિઘ્ને ભગવત્ લોકમાં જાય છે, તેને કોઈ પણ વિઘ્ન કરવાને સમર્થ નથી.

૧૧૧. બ્રહ્મહત્યાદિ કરનાર પાપિષ્ટ જન હોય તેનો સંગ કરે તો તે અસત્ ( દુષ્ટ ) જનના દુઃસંગે કરીને વગર પાપ કરે પણ સંગ કરનારો પાતિકનાં ફળને પાપ થાય છે

કઠિન સુકૃતિ બનિ ગર્વ હુઇ, ન બનિ સતત સંતાપ;
શ્રેય બરદ બલ પ્રતિત નહિં, ગ્રહુ અશકય કર આપ. ૧૧૨
સબ બિધિ સમસિ એકસિન બસ્તુ ઓર જગ કોય;
વેસે ઇકિ કરિ રાધિકા, નામ માત્ર હૈં દોય. ૧૧૩
હેં કલ્યાન હરિ નામ જ્યોં, જ્યોં પાસા પોંબાર,
પેં પરિ હૈં કે દાઓમેં, સો કાહુ ન નિરધાર. ૧૧૪
સ્મર્ણ નિવેદન નિરંતર, રાખિ ભાખિ હરિ નામ;
તહુ ચિંતા ચિત્ત બસિર હેં, તબ ઇચ્છા ઘનસ્થાળ. ૧૧૫

---

૧૧૨. કઠણ સુકૃતિ કરવાથી ગર્વ ઉત્પન્ન થાય છે, અને સત્કર્મ ન થાય તો નિરંતર સંતાપ રહે છે. શ્રેયસ્કર ( કલ્યાણકારી ) બરદ ( બિરૂદ ) ઉપર પ્રતીત ( વિશ્વાસ ) ન હોય, ત્યારે પ્રભુ અશક્ય શરણાંગત જન જાણીને ત્હેનો હાથ ઝાલે છે.

૧૧૩. સર્વ પ્રકારે બરોબર તેવી સદા એક સરખી વસ્તુ જગતમાં બીજી કોઈ પણ નથી. તેવા સદા સર્વદા એકરસ શરણાંગતજનને નિભાવનાર શ્રીરાધાપુરુષોતમ છે. શ્રીરાધા અને કૃષ્ણ એમ બે નામ તો કથનમાત્ર જ ( કહેવા પૂરતાં જ ) છે બાકી વસ્તુતઃ કરીને ઉભય એકાત્મસ્વરૂપજ છે.

૧૧૪. શ્રીહરિનું નામ કલ્યાણકારી છે એ નિશ્ચય છે. જેમ કે—બાજીની રમતમાં પાસા હોય છે તે પાસામાં પોબાર રૂપનો પાસો હોય પણ છે જ, પરંતુ તે પોબારનો પાસો ક્યારે કિયા દાવ વખતે પડશે એ અગાઉથી નિશ્ચય પણ કહી શકાય નહીં. પરંતુ પાસા નાખતો રહે તો તેમાં પોબાર જ્યારે ત્યારે પણ પડશે જ. તેમ શ્રીહરિનું નામ સ્મરણ સદા કરતો રહે તો પોબારવાળા પાસાની માફક શ્રીહરિ પોતાના નામસ્મરણના પ્રભાવનું બિરદ જાણી તે સ્મરણ કરનારનું શ્રેય કરશે જ.

૧૧૫. સર્વાત્મનિવેદન બ્રહ્મનો સંબંધ કરતી વખતે કરેલું છે તે નિવેદનમંત્રનું તથા અષ્ટાક્ષર શરણ મહામંત્રનું સચોટ ભાવથી નિરંતર સ્મરણ રાખીને શ્રીહરિનું નામ સ્મરણ કરવું

જહ્યાં લગ આસી દાસ તૂં, ત્હાં લગ જગકો દાસ;
તૂં આસા દાસી કરે, જગ બસ બિના પ્રયાસ. ૧૧૬
સાંપ્રદાયકો સાર યહ પઢેં સુનેં સહ પ્રેમ;
માર્ગ રહસ્ય જાંને અરૂ મન બાંછિત ફલ એમ. ૧૧૭
શ્રી બલ્લભજી કરૂના બલ ગ્રંથ સંપ્રદા સાર;
સેવ્ય શ્રી મદનમોહન્ન હૈં, **દયારામ** ઉરહાર. ૧૧૮

---

સંધાન રહે તો કદિ પણ ચિંતા થવાનો પ્રસંગ જ ન આવે. કારણ કે સર્વાત્મનિવેદન કરતી વખતે સર્વ બ્રહ્મને સમર્પણ કરેલું હોય છે જેથી સર્વ પ્રકારની સત્તા અને અજ્ઞાને કરીને માની લીધેલી અહંતામમતાથી તે મુકાયલો જ હોય છે. એમ સાચા નિવેદનનું સ્મરણ રહેતો ચિંતામાત્ર નિવૃત્ત થાય જ. પરંતુ જો જુઠું સમર્પણ ( માત્ર મોઢે બોલવા પૂરતું નિવેદન ) કર્યું હોય તો જ ચિંતા ઉદ્વેગાદિ થાય–સાચું સમર્પણ કર્યા છતાં આવા પ્રસંગે જો કદાચ ચિત્તમાં ચિંતા વસી રહે તો શ્રીહરિની ઇચ્છા જાણવી.

૧૧૬. જ્યાં સુધી આશા ( તૃષ્ણા ) હોય ત્યાં સુધી તે તૃષ્ણાવંતજન તે આશા (તૃષ્ણા ) નો દાસ છે. જ્યાં લગી જગતની પરવા રૂપી તૃષ્ણા હોય ત્યાં લગી તે તેનો દાસ છે. માટે જો આશારૂપી દાસીનો ત્યાગ કરે તો જગત વગર પ્રયાસે ત્હારે આધીન થશે.

૧૧૭. સંપ્રદાયોના તત્વ સારરૂપનો આ ગ્રંથ હોવાથી એનું નામાભિધાન "સંપ્રદાયસાર" એવું કરેલું છે. આ ગ્રંથને જે કોઈ પ્રેમ રાખીને ભણે ( વાંચે ) અથવા સાંભળે તો તેને સાંપ્રદાય ( માર્ગ ) નું રહસ્ય સમજાય. અને તેને મન વાંચ્છિતફલની પ્રાપ્તિ ઉપરાંત કલ્યાણ પણ થાય. ગ્રંથની સમાપ્તિએ ફલ શ્રુતિ લખવા તથા ગ્રંથારંભે મંગલાચરણ કરવા વિશે સાંખ્ય દર્શન અને શ્રુતિ સંમતનો શિષ્ટાચાર છે તે પ્રમાણે આ કડી છે.

૧૧૮. ગ્રંથકાર પોતાના શ્રી સદ્‌ગુરૂ શ્રીમદ્‌ગોસ્વામિ શ્રીવલ્લભલાલજી મહારાજની કરૂણાદૃષ્ટિરૂપી બળે કરીને આ "સાંપ્રદાયસાર" નામક ગ્રંથ રચાયાનું કહે છે. અને પોતાના સેવ્યની પુરુષોત્તમ શ્રીકૃષ્ણ પરમાત્માના શ્રીમદનમોહનજી પ્રભુ પોતાને હૃદયના હાર રૂપ પ્રિય હોવાનું પણ દર્શાવે છે.

જ્ઞાતિ બિપ્ર નાગર ભટ હરી, હરિજન પદ આસ;
લિખ્યોં ગ્રંથ પ્રેરક હરી, બ્રજ બ્રજ ભૂષનદાસ. ૧૧૯

પઢેં પઢાવે ગ્રંથ યહ, સુને સુનાવે જોય;
સાર સંપ્રદા સકલકો લહિ હરિજન દ્રઢ હોય. ૧૨૦



---

૧૧૯. ગ્રંથકાર કવિવર્યે પોતાની જ્ઞાતિ સાઠોદરા નાગર ગૃહસ્થની અને ભટ્ટની અવટંક (અટક) જણાવી. આ ગ્રંથમાં શ્રીહરિ અને હરિભક્ત જનના પદની પ્રાપ્તિ થવાની અભિલાષા દર્શાવી છે. વળી ગ્રંથની રચનાને વિષે પોતાની અહંકૃતિ (હું કર્તાપણું) ન ગણતાં જે પ્રમાણે શ્રીહરિએ બુદ્ધિ પ્રેરી તે પ્રમાણે રચના થયાનું પણ કથન કર્યું છે. આ ગ્રંથના લહિયા (લેખક) વ્રજવાસ કરી રહેલા પુષ્ટિ ભગવદીય વ્રજભુષણદાસ છે. છેવટે "લખિતંગ વૈષ્ણવ વલ્લભીભૂષનદાસ નાગર બ્રાહ્મણ સાઠોદરા ગુજરાતી" લખ્યા છે, એ છેવટનું લખાણ અને કડી ૧૯ ની સંગતિ કરતાં જણાય છે કે ગુજરાત પ્રાંતના ડભોઈ ગામના રહીશ (ભક્ત કવિવર્યની સ્વજ્ઞાતિ અને ગામના રહેનાર) ત્રવાડી રણછોડજીભાઈ રાજારામ કે જે શ્રી કાંકરોળી સ્વસ્થાનની ગાદિ શાખાના આચાર્ય શ્રીમદ્ ગોસ્વામી શ્રીવ્રજભુષણજીમહારાજના સેવક તેમણે પોતાનું પ્રગટ (સ્પષ્ટ) નામ ન લખતાં પોતાના શ્રીમત્ સદ્દગુરુ શ્રીવ્રજભૂષણજી મહારાજના દાસ (શિષ્ય) સેવકપણાનો સંબંધ દર્શાવીને પોતાનું પ્રગટ નામ પરોક્ષ રીતે સંકેતવાચક સૂચવ્યું છે.

૧૨૦. આ ગ્રંથ એવા હેતુથી લખી રાખ્યો છે કે, એનું પઠન પાઠન કરે કે કરાવે (પોતે સ્વતઃ વાંચે કે અન્ય જો સાંભળે યા બીજાને શ્રવણ કરાવે) તો તેણે કરીને સંપ્રદાયનો સાર સમજીને શ્રીહરિના દઢ ભક્ત થાય.

# अजामिलाख्यान.

( राग रामग्री. )

શ્રીગુરુપદપંકજ પ્રથમે પ્રણમું જી, શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ[1] અંઘ્રિશિર નામું જી;
શ્રીનંદકુંવરજીનું ધરૂં ઉર ધ્યાનજી, જે મહામંગળરૂપ નિધાનજી.

ઢાળ.

મંગલરૂપ નિધાન હરિ, અઘ દુઃખ હરનાર;
સ્મરણ કરતાં માત્રમાં, કરે સેવકજનની સાર. ૧

---

૧. સાંખ્ય દર્શનમાં કહ્યું છે કે ગ્રંથના પ્રારંભે મંગલાચરણ કરવું, અને તે સમાપ્ત થતાં જ ફલશ્રુતિ લખવી, તે પ્રમાણે આ ગ્રંથના આરંભે મંગલાચરણ અને છેવટે ફલ કહેલું છે.

मंगलाचरणं शिष्टाचारात् फलदर्शनात् श्रुतितश्चेति ॥

મંગલ કરવું એ શિષ્ટજનોનો પરંપરાનો આચાર છે.

समाप्तिकामो मंगलमाचरेत् इति वचनात्

શ્રીસદ્‌ગુરુની વંદના કરવા વિશે ગર્ગ સંહિતામાં માધુર્યખંડે પ્રથમાધ્યાયે શ્લોક છે કે,

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुरेव परंब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

અદ્વયતારકોપનિષદમાં પણ કહ્યું છે કેઃ—

गुरुरेव परं ब्रह्म गुरुरेव परा गतिः ।
गुरुरेव परा विद्या गुरुरेव परायणम् ॥

મંગલાચરણ પરાત્પર પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્માના નામથી તેમને મહામંગલરૂપ જાણીને કર્યું છે. મનુસ્મૃતિ ગ્રંથનો આશય પણ એ જ છે.

यन्मंगलाय महते जगतामुशांति ।
त्रैविष्टपाभ्युतपदानि यदाश्रयाणि ॥
वंदामहे सरसिजेक्षणमद्वितीयम ।
वेदांतवेद्यमनिदं प्रथमं महत्तत् ॥

૧. અંઘ્રિ—ચરણ.

એહવા શ્રીગુરૂગોવિંદ મુજ, રૂદમે પુરો વાસ;
ગાઉં ગુણ નિત્ય આપના, એહવી સુમતિ કીજે પ્રકાશ. ૨
મેધાર દ્યો મહારાજ તો, કહું અજામેલઆખ્યાન.
કારણ તેનું એહ જયેહેમાં તત્વા, નામમાહાત્મનું ગાન. ૩

---

૨. મેધા–બુદ્ધિ.

ભાવાર્થઃ—જે જગતનું મહામંગલ કરે છે, સ્વર્ગાદિ દેવોનાં પદો જેના આશ્રયે છે, તે પુંડરીક (કમલદલ) લોચનવાળા અદ્વિતીય વેદાંત વેદ્ય, જે આવો એમ કહી ન શકાય, તે પ્રથમ (સર્વના આદિ શ્રેષ્ઠ) ને અમે વંદન કરીયે છીએ.

પાંડવ ગીતામાં પણ વચનો છે કે.

॥ कौढि उवाच ॥

मंगलं भगवान् विष्णुर्मंगलं गरुडध्वजः ।
मंगलं पुण्डरीकाक्षो मंगलायतनो हरिः ॥

॥ वासिष्ठ उवाच ॥

श्रीकृष्णेति मंगलं नाम यस्य वाचि प्रवर्तते ।
भस्मभिवंति तस्याशु महापातककोटयः ॥

મહાત્મા તુલસીદાસજી કૃત પ્રસિદ્ધ સાખી છે કે.

ગુરુ ગોવિંદ દોનું ખડે, કીનકોં લાગુ પાય;
બલિહારી ગુરુરાયકી જીન ગોવિંદ દીયે બતાય.

વળી એક ગ્રંથમાં આ ગ્રંથ રચનાર ગુર્જર કવિરત્ન શ્રીદયારામભાઇયે લખ્યું છે કે, યદ્યપિ શ્રીહરિ પયામૃતરૂપ છે જ તથાપિ રસમય સાકરરૂપ શ્રીસદ્‌ગુરૂને મિશ્ર કરી વંદને પાનામૃત કરતાં સુસ્વાદ રૂચિકર વિશેષ મિષ્ટ લાગે છે ઇતિ સિદ્ધાંત હોય. મંગલાચરણ શ્રીકૃષ્ણ નામનું જ (પરબ્રહ્મનું જ) કરવા વૈષ્ણવોને ભગવદાજ્ઞા છે, માટે એ નામનો ત્યાગ કરીને અન્યનું કદી પણ કરવાનું નથી.

॥ श्लोक ॥

गायन्ति वैष्णवाः सर्वे कृष्णेति नाम मङ्गलम् ।
त्यक्त्वा तु मम नामानि नान्यं गाय[illegible] ॥

શ્રીમદ્ ભાગવત ષષ્ઠ સ્કંધે, ગાઈ ગાથા જેહ,
ત્રણ અધ્યાય આદ્યનો, પદબંધ ભાખું તેહ. ૪

છેલ્લો અધ્યા છવીસમો, પંચમ સ્કંધનો જેહ;
તેમાં યાતના વરણી અઠાવીશ, નર્કની છે તેહ. ૫

સૂત પુરાણિક કહે કથા સુણો, શૌનકાદિક મુનિજન,
સુણી વચન શુકદેવનાં, ભય પામીયો રાજન. ૬

પાણ[1] જોડી કહે પરીક્ષત, શુકજી પ્રત્યે વચન;
સ્વામી સુણી વૃત્તાંત નર્કનું, ભય પામે મુજ મંન. ૭

જન્મ દિવસથી આજ લગી મેં, કર્યું ચક્રવેરાજ;
પાપનું શું પૂછવું, ક્યાં હશે કુશ્રીત કાજ. ૮

કહો કોણ ઉપાય થકી, પ્રભુ દોષ સર્વે જાય,
કદાપિ કો કાળ પણ, યમયાતના નવ થાય. ૯

સુણી વચન પરીક્ષતનાં, શુકદેવ બોલ્યા વાણ;
પ્રાયશ્ચિત સહુ પાપનાં, કહ્યાં છે મનુ[2] નૃપ જાણ. ૧૦

જેવા ગુરૂ લઘુ દોષ તેવા, લખ્યા તેના ઉપાય;
ધર્મશાસ્ત્ર પ્રમાણ આચરણ, કર્યેથી અઘ[3] જાય. ૧૧

---

૪. શ્રીમદ્ ભાગવતના ૬ છઠ્ઠા સ્કંધના ૧ પેહેલા ૩ ત્રણ અધ્યાય અજામિલાખ્યાનમાંથી આ કથા ભાગ પદ્યમાં ગુર્જરગિરામાં રચેલો જણાય છે.

૫–૬. શ્રીમદ્ ભાગવતે ૫ પંચમસ્કંધે છેલ્લા ૨૬ છવીશમા અધ્યાયમાં ૨૮ અઠ્ઠાવીશ નર્કની યાતનાનું અપાર અસહ્ય દુઃખ વર્ણવેલું છે, જે સાંભળવા માત્રથી કમકમી ભરેલો ત્રાસ ઉપજે છે. ત્યારે તે જ્યારે જેને ભોગવવું પડે ત્યારે તેને કેટલી બધી વેદના થતી હશે તે સહજ અનુમાને કલ્પવા સરખું છે.

૧. પાણ–હસ્ત. ૨. મનુસ્મૃતિકાર. ૩. અઘ–પાપ.

યોગયજ્ઞ ને તીરથ તપવ્રત, કર્મ કાષ્ઠા જ્ઞાન;
દાન, અધ્યયન, વેદ, આદિક, ધરમ તેમને ધ્યાન. ૧૨

ઇત્યાદિક સાધન સાધ્યે, હુવે કીધાં પાપ;
ભૂપપરીક્ષા માટે મુનિએ દિધો એહ જવાપ. ૧૩

વૈયાસિકિ[1] વાકય સુણી એહેવાં, ભાખ્યું ભૂપ વચન;
એહ ઉપાય થકી [2]નવ માન્યું, મુનિ માહરૂં મન. ૧૪

ઉત્તર આપે કર્યો તેમાં, ઉપજે સંદેહ;
પ્રગટ કહો વિસ્તારે સ્વામી, શ્રવણ કીજે તેહ. ૧૫

કયાં પ્રાયશ્ચિત્ત તે કર્યા થકી, થાય કિલ્મિષ[3] ફોક;
વળી બુદ્ધિને વશ થઇ, [4]કલિમાં રહે છે સહુ લોક. ૧૬

વળી પાતિક વળી પ્રાયશ્ચિત્ત, તે તણાં કયાંહાં પાર;
કુંજર કેરા સ્નાન સરખો, ઠર્યો એહ પ્રકાર. ૧૭

મૂળ [6]મહીમાં રેહે ને જેમ છેદન કરીએ વૃક્ષ;
તેમાંથી પુનઃ પ્રગટ થાયે, જુઓ [7]વૃક્ષ પ્રત્યક્ષ. ૧૮

વાસનાજલ જ્યાંલગી ત્યાંલગી શાખા ઉગે કર્મ;
લિંગ દેહને દહે એહવો એહમાં નથી કોઇ ધર્મ. ૧૯

---

૧૭-૧૯. મનુસ્મૃત્યાદિક ગ્રંથ વિશે પ્રત્યેક પાપરૂપ દોષોના પરિહારાર્થે પ્રાયશ્ચિત વિવિધ પ્રકારના બતાવેલાં છે, તે પ્રાયશ્ચિતો જે તે પાપ પૂર્તિ વિધિરૂપે હોવાથી સમગ્ર દોષો ટાળવાને નામસ્મરણ જેવું શ્રેષ્ઠ સામર્થ્યવંત નથી, કેમકે ભગવત્-નામ સમસ્ત પાપોને મટાડે છે, એટલું જ નહિ, બલકે પુનઃ તેવું પાપ ન થવા પામે એવું જડ મૂળની અંતરની સર્વે વાસનાઓને બાળી ભસ્મીભૂત કરે છે. અને વળી એ જ સ્મરણરૂપ ઉપાયથી પુરુષોત્તમની પ્રાપ્તિ પણ થાય છે. ગરૂડપુરાણે પ્રથમ પ્રકરણે પણ કહ્યું છે કે પ્રત્યેક પાપ નિવૃત્ત થવા માટે જુદા જુદા પ્રાયશ્ચિત ઉપાયો છે.

૧. શુકદેવજીના. ૨. નવે એ સંખ્યા ન સમજવી, પણ નહિ એ અર્થ લેવો. ૩. પાપ. ૪. કલિ દોષના ભંડારરૂપ છે. શ્રીમદ્ ભાગવતમાં પણ કહ્યું છે કે **कलेर्दोषनिधे राजन्** । ૫. પાપ. ૬. પૃથ્વીમાં. ૭. વૃક્ષઝાડ.

અતિ કઠિણ અષ્ટાંગ તે પણ, કરે ધારણ કોણ?
પવન રોધે પ્રયત્ને તો કરે પલાયન પ્રાણ. ૨૦

[1]મખવિષે માને ન મન, જેથી પશુની [2]ઘાત;
દ્રવ્યપાખે ના બને, અનુકૂળ નહિ એ વાત. ૨૧

દેશકાળને મંત્રાદિક, અનુકૂળ સર્વ પ્રકાર;
ઉણો હોય કાંઈ [3]ઉપસ્કર તો, નિષ્ફલ થાય નિર્ધાર. ૨૨

તીર્થમાં જોઈએ તન ધન બલ, તેહ વિના નવ્ય હોય;
થાય કદાચિત્ ભ્રષ્ટતા તો, કમાચું ધન ખોય. ૨૩

દાન કરતાં દાર જોઈએ, જોઈએ પાત્ર સુપાત્ર;
જાય દાન કુપાત્ર કરતો, વૃથા જાય કૃતિમાત્ર. ૨૪

ધરમ નેમ વિષે રહ્યો ભય, રેહેવું જ્યમ [4]અસિધાર;
ધ્યાન પણ દૃઢ ચિત્તવિના, નવ બને એ નિરધાર. ૨૫

દેહાધ્યાસ હવે મળે, જ્ઞાને ન ગોઠે ચિત્ત;
પોતે પરમેશ્વરપણું ગ્રહી, ભજે નહિ ભગવંત. ૨૬

વ્રતાદિક દેહ દમન કરતાં, ઘટે વપુ વીર્ય;
શાંત પામે શ્રદ્ધા તેથી, જાય [5]શુચિતા ધૈર્ય. ૨૭

વેદ-ગાયત્રીકર્મનો [6]વિપ્રને છે અધિકાર,
શૂદ્રાદિકને ઘટિત નહિં તેહનો તે કયમ થાય ઉદ્ધાર? ૨૮

---

૨૦-૩૦. શ્રીપુરુષોત્તમની પ્રાપ્તિ માટે અનેક પ્રકારના સાધન માર્ગો છે, જેમકે અષ્ટાંગયોગ, યજ્ઞ, મંત્રો, તપ, તીર્થ, દાન, ધર્મ, નિયમ, વ્રત, ઉપવાસાદિક, કર્મ, જ્ઞાન, ઉપાસનાદિ, વેદશાસ્ત્રાદિ પ્રતિપાદિત છે. તથાપિ એમાં દેહકષ્ટ દ્રવ્યસાધ્યં હિંસાદિનો ભય અને વળી તે સાંગોપાંગ શરીર દૃઢ અને શુદ્ધ દેશકાળ પાત્ર ક્રિયાદિ શુદ્ધ ચિત્ત અને અધિકારીપણું એટલાની નિર્વિઘ્ન પરિપૂર્ણતા હોય, તો જ તે કદાપિ મહાકષ્ટે કોઈ એકને તે સાધન

૧. મખ-યજ્ઞ. ૨. મરણ. ૩. સાહિત્ય-વસ્તુઓ. ૪. અસિ-તલવાર ૫. પવિત્રા. ૬. દ્વિજને-બ્રાહ્મણને.

દીન દુર્બલ આરૂઢ કામી, ક્ષુધાળું હોય અત્ય;
આળસુ અશુચિ અધમજી, કૃપણની ક્યમ ગત્ય. ૨૯

કદાચિત્ મહા કષ્ટથી કોઇ, સફળ સાધન થાય;
તોહે તે પણ તે થકી કાંઇ, નવ્ય પુરૂષોત્તમ પામાય. ૩૦

પ્રાચીન બર્હિશ નૃપે અગણિત, યજ્ઞ કીધા સત્ય;
તે થકી ઉલટો થયો ભય, નારદે કીધી ગત્ય.

દાની નૃગ નૃપ સરીખો તેને, થાવું પડ્યું [1]કૃકલાસ;
વળી મખ માટે જનક દક્ષને, વસિષ્ટનો થયો નાશ. ૩૨

---

સિદ્ધ સફલ થાય છે. તે પ્રમાણે નામસ્મરણથી સરળ રીતે સેહેજમાં ઉત્તમોતમ ફલ આ કાલમાં થાય છે. શ્રીમદ્ ભાગવતે કહ્યું છે કે કલિયુગ જો કે દોષોનો ભંડારરૂપ છે તથાપિ તેમાં એક મોટો ગુણ એ છે કે શ્રી કૃષ્ણ પરમાત્માના ગુણાનુવાદની કીર્તિનું ગાન કરવાથી બદ્ધ પ્રાણિ પણ સર્વ પાપથી મુક્ત થઈ જાય છે, એમ કલિયુગમાં શ્રીકૃષ્ણ પરમાત્માના નામ સંકીર્તનની ઉત્તમતા કહેલી છે.

॥ શ્લોક ॥

कलेर्दोषनिधे राजन् ह्यस्त्येको महान्गुणः ।
कीर्तनादेव कृष्णस्य मुक्तबंधः परं व्रजेत् ॥

॥ श्रीमद्भगवद्गीता ॥

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवं विधो द्रष्टुं दृष्टवानसि मांयथा ॥

૩૧. યજ્ઞો અનંત કરીને પ્રાચીન બર્હિષરાજાયે સમગ્ર પૃથ્વી ચિત્રી હતી, તો પણ તેમાં નિરપરાધી અનેક જીવોની હિંસા થયાથી દેવર્ષિ બ્રહ્મકુમાર નારદજીયે યજ્ઞનો મર્મ સમજાવ્યાની કથા તથા તે રાજા ભય પામ્યાની કથા શ્રીમદ્ ભાગવતે પ્રસિદ્ધ છે.

૩૨. નૃગરાજાએ અનેક ગાયોનાં દાન બ્રાહ્મણોને આપેલાં, તેમાં

કર્મથી બંધાયો જીવ તે, કર્મે કેમ મુકાય;
પંકે લેપ્યુ અંગ તે કયમ, પંક થકી ધોવાય. ૩૩

કહ્યા પૂર્વે કર્મ તેથી, વાસના નવ પામે;
વાસના વીત્યા વિના વળી, પાપ પ્રાગટ્ય પામે. ૩૪

એહેવું પ્રાયશ્ચિત બતાવો સહુ દોષ સમૂળા જાય;
નાશ પામે વાસના, ફરી પાપ મતિ નવ થાય. ૩૫

તેના તે જ ઉપાયથી, કલ્યાણ અંતે હોય;
કોઇ કાળે પણ પડે નહીં, દૃષ્ટિ યમચર[1] હોય. ૩૬

વિના દાન વિના તપસ્યા, વિના યજ્ઞને તીર્થ;
વિનાયોગે વિનાધ્યાને શ્રમ વિના થાય અર્થ. ૩૭

ઇંદ્રિયો [2]જીત્યાવના વણુ કર્યે શાસ્ત્ર અભ્યાસ;

એક ગાયનું દાન પ્રથમ એક બ્રાહ્મણને અપાયલું છતાં ભૂલથી તે જ ગાયનું દાન બીજા બ્રાહ્મણને અપાયાથી કાંચીડાનો જન્મ લેવો પડયો, તથા તે યોનિમાં અનેક જીવોની હિંસા થયાથી પરમ પદની પ્રાપ્તિ ન થઇ. ( જુઓ શ્રીમદ્ ભાૃગવત ).

૩૨. વળી યજ્ઞ માટે જનકરાજાને તથા દક્ષપ્રજાપતિને અને વસિષ્ટ ઋષિને ત્યાં કલહ ઉત્પન્ન થઇ પરસ્પર નાશ અને વસિષ્ટ વિશ્વામિત્રને કલહ થયાના તથા શાપવિમોચનના પ્રસંગ ગાયત્રીમંત્ર પ્રસંગે થયલાના ઇતિહાસો પ્રસિદ્ધ છે.

૩૩. શ્રીમદ્ ભાગવતે ૧ પ્રથમ સ્કંધે ૮ અષ્ટમાધ્યાયે ૫૨ શ્લોક પ્રસિદ્ધ છે કે.

૧. યમરાજાના દૂત. ૨. पद्मपुराणे नारदं प्रति शौगकादिकवचनम ब्रह्मन् केन प्रकारेण सर्वपापक्षयो भवेत्? विना दानैर्विना तपस्यया विना तीर्थैर्विना म…।

કોણ રીતે થાય કહો મુનિ, અભય હરિપદ વાસ. ૩૮

વલણ.

અભયપદ અણ [1]આયાસે, ક્યેમ મળે પૂછ્યું ભૂપરે;
તેનો ઉત્તર આપશે, શુકદેવ સમર્થ રૂપરે. ૧

કડવું ૧ લું સમાપ્ત.

---

રાગ રામગ્રી.

વળતા બોલ્યા શુકજી વચનજી, પ્રશ્ન ભલું પુછ્યું રાજનજી;
પૂર્વે બતાવ્યાં અમો સાધનજી, તેતો જોવા તાહારૂં મનજી. ૨

ઢાળ ચાલ લાંબી.

મન તારૂં મેં જોયું રાજા, સાધનમાં નવ લોભ્યું;
સમય સર્વ જાણીને નિર્ભય, પદ પૂછ્યું તે શોભ્યું. ૧
તે પુછી નૃપ સેહેજ અભય, કલ્યાણ થવાની રીત;
તે પણ છે તુજને કહું ભૂપતિ, સાંભળ રાખી પ્રીત. ૨
મુખ્ય ઉપાય એહ છે જે, નિજ મન સાથે કરવો વિચાર,
આ બંધન આ મોક્ષનું કારણ, આ અસાર આ સાર. ૩
એમ વિમાસે તારતમ્યતા, ભક્તિ રૂડી ભાસે;
પરમ પદાર્થ માહાત્મ અપરમિત, નામે અમંગળ નાસે. ૪

---

यथा पङ्केन पङ्काम्भः सुरया वा सुराकृतम् ।
भूतहत्यां तथैवैकां न यज्ञैर्माष्टुमर्हति ॥ ५२ ॥
पद्मपुराणे नारदं प्रति शौनकादिकवाक्यं ।
ब्रह्मन् केन प्रकारेण सर्व पापक्षयो भवेत् ।
विना दानेन विना तपसा विना तीर्थैर्विना मखैः ॥

1. પ્રયત્નવિના.

સર્વ અંગ સહ ભકિત કરે ત્યાં, ભદ્ર થાય ત્યહાં આશ્ચર્ય શાનું;
ભકિત તણું એક અંગ અખિલ સુખ, આપે બળ નહીં નહાનું.૫
નિર્ભયદાન વ અંગ અનૂપમ, શ્રવણાદિક છે જેહ;
બળ બીજું કીર્તન અંગ તેહનું, બલ કાંઈ એક કહું ધરી સ્નેહ.૬
એકવાર શ્રીકૃષ્ણ નામ કોઇ, પાણિવદન આલાપે;
તો તેહેને સ્વપ્ને યમચર, કદા ન દર્શન આપે. ૭

૫. શ્રીમદ્‌ભાગવતે, સપ્તમસ્કંધે ભગવદ્ ભક્તરાજ પ્રલ્હાદજીએ ૯ નવ પ્રકારની ભક્તિના નામ દર્શાવ્યાં છે. અધ્યાય ૫ પાંચનો શ્લોક ૨૩ તેવીશ.

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वंदनं दास्यं सख्यं आत्मनिवेदनम् ॥
मदुक्तं सत्यमेतत्तु वाक्यं मे शृणुताधुना ॥
सकृदुच्चार्य मन्नाम मम तुल्यो जायते नरः ॥

૭. શ્રીમદ્ ભગવત્ ગીતામાં અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે,

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरं ।
यः प्रयाति त्यजन् देहं स याति परमां गतिम् ॥

॥ नृसिंहचंपके प्रह्लादवाक्यं ॥

सर्वतापशमनैकभेषजं कृष्णनाम जपतो कुतो भयं ।
पश्य तात मम गात्रसंगमात् पावकोपि सलिलायतेधुना ॥

॥ गौतमीयतन्त्रे ॥

कृष्णेति द्व्यक्षरो मंत्रः ॥

पद्मपुराणे

कृष्णेति वैष्णवं मंत्रं श्रुत्वा मुक्तो भवेन्नरः

ब्रह्मवैवर्तपुराणे

गृहाण मम मन्त्रं च कृष्ण इत्यक्षरद्वयम् ॥
सर्वेषामेव मन्त्राणां सारात्सारतरं परम् ॥

જદ્દા તદ્દા નામ નારાયણ, જે કોઈ કરે ઉચ્ચાર;
તો પણ સેહેજ સદ્ય શ્રેય પામે, ભય વામે નિરધાર. ૮
વ્યાસનંદનનાં વચન સુણી એમ, પરીક્ષત રાજા પૂછે;
કહો કથા મુને તે વિસ્તારી, એવું કયહું થયું છે? ૯
વળતા શ્રીશુકદેવ વદે સુણ, પરીક્ષત પુણ્ય પવિત્ર;
પૂર્વ તણી ઇતિહાસ કથા છે, તે તુજને કહું ચરિત્ર. ૧૦
વિંધ્યાચળની તળેટી વિષે, મુનિ અગસ્ત્ય કેરો વાસ;
તે નિત્ય શાલિગ્રામ સેવતા, કથા કરે એ પ્રકાશ. ૧૧
શ્રવણ કરે તે ગાથા આવી, સમીપ બેસે જેહ;
હું પણ એક સમે હૂતો ત્યાં, શ્રવણ કરી, કહું તેહ. ૧૨
કાનકુબ્જ અભિધાન દેશ વિષે, રહેતો બ્રાહ્મણ એક;
કુકર્મથી પડયું નામ અજામિલ, આદ્ય અતીશે વિવેક. ૧૩
જ્ઞાની હતો ગુણવાન ઘણો, નિજધર્મ વિષે સાવધાન;
સુશીલ દક્ષ દયાળુ તપસ્વી, પવિત્ર વિદ્યાવાન. ૧૪
ધ્યાની નેમી ધિરજવાન સંતોષી તે ઘણો શાંત;
ક્ષમાવંત મૃદુહૃદે મધુર, ભાષણ કરી અભ્રાંત. ૧૫
મહામહદ કુળ કેરી કન્યા, સુશીલ રૂપ નિધાન;
પાણિ ગ્રહણ કીધું હતું તેહનું, ઘરમાં હતું ધન ધાન્ય. ૧૬

---

૮. પ્રાચીન ઐતિહાસિક ગ્રંથે એક એવી આખ્યાયિકા કૃપણ વૈશ્યની છે કે, એક કૃપણ વાણીયાએ જન્મ પર્યંત અંતકાળ આવતા સુધીમાં કોઇને દાન પરમાર્થ કરેલું ન હતું, આખરે તે માંદગીમાં પડયો ત્યારે તે શ્રીમંત ગૃહસ્થના પુત્રે ગૃહદાન પુણ્યનો સંકલ્પ બ્રાહ્મણ પુરોહિતને આપવા ઉદાર વૃત્તિ રાખવા તે પિતાને કહ્યું, તો પણ તેણે ન માન્યું, આખરે પિતાની પાછળ અપકીર્તિ ગણાશે તેનો પણ ભય પુત્રે બાપને દેખાડયો ત્યારે તે કૃપણે વિચાર કરી રાખ્યો કે એક સુકી રાયણનું ઝાડ દૂર ખેતરમાં છે તે ઉચકાવી કપાવી લાવતાં ખર્ચ વિશેષ થશે જાણી તે આપવા નિશ્ચય કર્યો, જવાબ દેતાં પેહેલાં પુત્રે પ્રાણ જતી વખતે અનેક દાનનાં નામ કહ્યાં છેવટે તે સર્વેનો ઉત્તર કહ્યો કે “ના.” “રાયણ.” દાન એટલું કહેતામાં જ પ્રાણ ગયા. તેથી “નારાયણ” નામ ગણાઈ ઉદ્ધાર કર્યો હતો.

માતપિતાનું વચન પાળતો, કરતો ગુરૂની સેવા;
પુજ્ય અભ્યાગત ગૌ દ્વિજ અર્ચન, કરતો સરવે દેવા. ૧૭
પિતા વચનથી સમિધ લેવા, દ્વિજ જાતો હતો તે વનમાં;
અમલ અંતઃકરણ એવું હતું, વિકાર કાંઇ નોહોતો મનમાં. ૧૮
એહવો શુદ્ધ હતો તે, દુષ્ટ સંગે દુઃખ થાશે;
**દયો** કરે તે માટે ડરજો, કમાયું ધન એળે જાશે. ૧૯
ભવિષ્ય વાત તદપિ કયમ ભૂલે, થાવું લખ્યું એને ભ્રષ્ટ;
માટે માર્ગે જતાં એક શુદ્રી શુદ્ર, ક્રીડા કરતાં પડયાં દૃષ્ટ. ૨૦
વસ્ત્રગ્રંથિ કટિમુક્ત થયેલી તે નાથને બાથ ભરેલી;
કામિની કંઠે ધાર્યો ભુજ પુરૂષે, ચંદન લેપ કરેલો. ૨૧
મદ્યપાને મહામત્ત થયેલાં, બીજો કામ અંધકાર;
ત્રીજું તિમિર શિર જાત નહીં, પછી ત્યાં શો વિવેક વિચાર? ૨૨

---

૧૯. શ્રીમદ્ ભાગવતે ૩ તૃતીય સ્કંધે દેવહૂતિ માતા પ્રત્યે ભગવદ્વતાર શ્રીકપિલદેવજીયે કહ્યું છે તે શ્લોક.

सद्यः सद्भिः पथि पुनः शिश्नोदरकृतोद्यमैः ।
आस्थितो रमते जंतुस्तमो विशति पूर्ववत् ॥

**ભાવાર્થ:**—શિષ્ન ઉદર પરાયણની કૃતિવાળો જન છે તે જ દુઃસંગતિરૂપ છે, ને તેથી અધોગતિને પ્રાપ્ત થવાય છે.

याद्दशां यस्य संगः स्याच्छास्त्राणां वा नृणामपि ।
बुद्धिः स्यात् ताद्दशी तस्य ॥

**ભાવાર્થ:**—દૂષિત જનના સંગે કરીને નિર્દોષજનમાં પણ અસત્પુરૂષના દોષો પ્રવેશે છે. માટે કદિ પણ નીચ પુરૂષનો કોઇ પણ રીતે પ્રસંગ જ ન પાડવો.

૨૦. ભવિષ્ય (પ્રારબ્ધ) માં લખેલું હોય તે અનાયાસ સાધનનો યોગ મળી આવે છે જેમકે શ્રીમદ્ ભાગવતે ૮ અષ્ટમસ્કંધે અધ્યાય ૬ છઠ્ઠાના શ્લોક ૨૦ વીશમાં સર્પને ઉંદરનું દૃષ્ટાંતથી કહ્યું છે તે શ્લોક.

अरयोऽपि हि सन्धेयाः सति कार्यार्थगौरवे ॥
अहिमूषकवद्देवाह्यर्थस्य पदवीं गतैः ॥२०॥

૨૧-૨૭. અષ્ટાવક્રમુનિએ જનકરાજા પ્રત્યે કહ્યું છે કે,

એહવી વિકળ પતિ સહિત પુંશ્વલી, દૃષ્ટે પ્રત્યક્ષ દીઠી;
ત્યાર થકી એ અજામિલને ઉર, વિષયવાસના પેઠી. ૨૩
સમિધ પુષ્પ કુશ આદે ઉપસ્કર, લાવ્યો પણ મહા કષ્ટે;
ત્યારથી વિકળ થયું ચિત્ત એનું દુષ્ટ પડ્યાં પેલાં દૃષ્ટે. ૨૪
મંદિરમાં સામગ્રી સોંપીને, એકાંતે જઇ બેઠો;
વિરહે વિહ્વળ થયો ભ્રષ્ટ થયું મન, પ્રાણ પુંશ્વલીમાં પેઠો. ૨૫
જ્ઞાનવૈરાગ્ય વિવેક વડે ચિત્ત, રોક્યું બહુ પ્રકારે;
તોહે પણ મન વશ ના રહ્યું, થયું લંપટ મહાબળ મારે. ૨૬
મોટા મોટા મુનિવરને ભ્રમાવે, એવા કામ બળવંત;
તે આગળ એહનું શું ગજું, કેમ ડગે નહીં કહો ચિંત ? ૨૭

---

मुक्तिमिच्छसि चेत्तात विषयान् विषवत्त्यज।
क्षमार्जवदयातोषसत्यं पीयूषवद्भज ॥

નીતિશાસ્ત્રકાર પણ સ્ત્રીયોના સ્વાભાવિક દોષોને કથન કરે છે તે.

अनृतं साहसं माया वचनं परुषाक्षरम् ।
अशुचित्वं निर्दयत्वं स्त्रीणां दोषाः स्वभावतः ॥
स्वभाव एव नारीणां नराणामिह दूषणम् ।
अतथ्यानि प्रमाद्यंति प्रमदासु विपश्चितः ॥

શ્રીમદ્ભાગવતે ૧૧ એકાદશ સ્કંધના અધ્યાય ૧૪ ચઉદના શ્લોક ૨૧ એકવીશમાં પણ કહ્યું છે તે શ્લોક.

विषयान् ध्यायतश्चित्तं विषयेषु विषज्जते ।
मा मनुस्मरतश्चित्तं मय्येव प्रविलीयते ॥ २१ ॥

માર્કંડેયપુરાણે પણ પરબ્રહ્મની માયા શક્તિ વિષે કહ્યું છે કે.

॥ श्लोक ॥

ज्ञानिनामपि चेतांसि देवी भगवती हि सा ।
बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति ॥

## વલણ.

ચિત્ત ચંચળ થયું મળવા, પુંશ્ચલી તનુસંગરે;
અન્ય કાંઈ સુઝે નહીં; એમ વાપ્યો અંગે અનંગરે.

### કડવું ૨ જું.

### રાગ મેવાડો, ચાલ ચોપાઈ.

શુકજી કહે સાંભળ રે રાય, દુષ્ટ સંગનો જે મહિમાય;
પછી નિપની જે કંઈ વાત, તે તુજને કહું સુણ્ય સાક્ષાત્. ૨
અજામેલ એ લેઇ કાંઈ દામ, પછી ગયો તે સીને ધામ; ૩
સ્નેહ કર્યો દ્રવ્ય આપ્યું હાથ, ભ્રષ્ટ થયો પછી તેહેની સાથ. ૪
દિવસે દિવસે વાધી પ્રીત, વ્યભિચારીની છે એ રીત. ૫
કોટિ પ્રકારે છુટે નહીં જાર, આસક્તિ વાધી જહીં. ૬
પ્રતિદિન ગુણકા માગે ધન, આપ્યું હતું તે થયો નિરધન, ૭
ઘરતું દ્રવ્ય ખુટયું આપતાં, લજ્જા ન ધરી તસ્કર થતાં. ૮
લાવે ધન ચોરીને જેહ, ગુણકાને આપે સહુ તેહ. ૯
પછે રહી નહીં છાની વાત, જાણી સહુ જગ થઇ વિખ્યાત. ૧૦
નાત જાતથી અળગો કર્યો, માતપિતાદિક કર નવ ધર્યો. ૧૧
સ્વજન માત્રને આવ્યું ઝેર, પછે રહ્યો જુવતીને ઘેર. ૧૨
ધનમાટે શ્રમ બહુ વિધિ કરે, પાપ તણો ભય આણું નવ ધરે. ૧૩
જાય દ્યૂત રમવાને ઠામ, ત્યાંથી પણ કાંઈ લાવે દામ. ૧૪
કરે મજુરી મહેનત બહુ, લાજ તજી ત્યાં ઘટતું સહુ. ૧૫

---

શ્રીમદ્‌ભાગવતે ૫૭સ્કંધે ૧ પ્રથમાધ્યાયે શ્લોક ૧૨ બારની ટીકામાં
શ્રીધરસ્વામીએ કહ્યું છે કે,

स्मरणं किर्त्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणं ।
संकल्पोध्यवसायश्च क्रियानिर्वृत्तिरेव च ॥
एतन्मैथुनमष्टांगं प्रवदंति मनीषिणः ।
विपरीतं ब्रह्मचर्यमेतदेवाष्टलक्षणं ॥

લાવે પૈસા કોઇ પ્રકાર, પોષે પોતાનો પરિવાર. ૧૬
પુત્ર પ્રગટ નવ કીધા ત્યાંહે, ખાન પાન સહુ તેના માંહે. ૧૭
વીત્યો વિકળ થયો અતિઘણું, શું કહું દુષ્ટપણું તે તણું ? ૧૮
જનુનિ જનક પામ્યાં પરિતાપ, લીધો પરણી સ્ત્રીનો શ્રાપ. ૧૯
ભ્રષ્ટ કરી બ્રાહ્મણ નિજ દેહ, ચોરાદિક કૃતિ કીધી એહ. ૨૦
નીચ નારને હસ્તે જમ્યો, તેહની સાથે રંગે રમ્યો. ૨૧
સદા રહ્યો બાંધી ઘર સૂત્ર, તેહેને પેટે પ્રગટયો થઇ પુત્ર. ૨૨
પાપ વરણુતાં ના આવે પાર, કેવળ પાતિકનો અવતાર. ૨૩
શુકજી કહે સાંભળરે રાય, પુરાણોતર એક ઇહાં કથાય. ૨૪
અજામેલ દ્વિજનો અવતાર, તેનું ચિન્હ કંઠે ત્રણ તાર. ૨૫
કરણી તો કુથ્સીત અતિઘણું, પણ વિશાળ હુતુ તેનું આંગણું. ૨૬

---

મહાત્મા તુલસીદાસજીયે પણએક સાખીમાં કહ્યું છે કે.

મદ કુસંગ પરદાર ધન, ક્રોધ માન જનિ ભુલ
ધર્મ રામ પ્રતિકૂલ જે. અભિ ત્યાગિ વિષ તુલ

વળી પણ બીજા મહાત્માઓની સાખી દુહામાં કહ્યું છે કે.

શતકલ્પ નીરનિર્મલ ઉપર પાષાણ આગ્ય ન જાય;
ભીતર જળ પરસે નહીં ટાંકણે અગ્નિ જણાય.

कोटी जन्मके पुण्य जब उदय होत एक रंग ।
छूटत मनकी मलिनता तब भावत सत्संग ॥

અસત્ પુરૂષનો સંગ બહુ બાધક છે, એમ બ્રહ્મવૈવર્તપુરાણે શ્રીકૃષ્ણ જન્મખંડે શ્રીરાધાયશોદાસંવાદે ભક્ત્યાત્મક જ્ઞાનપ્રસ્તાવો નામ ૧૧૩ એકસોતેરમા અધ્યાયે શ્રીયશોદાજી પ્રત્યે શ્રીરાધિકા મહારાણીજીયે કહ્યું છે કે કાંટામાં વસવું કે કદિ વિષ ખાવું પડે એટલી બધી મહાન આપત્તિ વેઠવી સારી, પરંતુ અભક્તજનનો પ્રસંગ ન પાડવો. એજ તત્ત્વાશયનું સાખ્યાયન સંહિતામાં પણ કહ્યું છે.

आलापाद्गात्रसंस्पर्शात् निवासात्सहभोजनात् ।
संचरंतीह पापानि तैलबिंदुरिवांभसि ॥ २ ॥
आलिंगनं वरं मन्ये व्यालव्याघ्रजलौकसां ।
न संगं शल्ययुक्तानां नानादेवैकसेविनां ॥ ३ ॥

સ્વચ્છ ચારૂ એહનો ચોતરો, ત્યાં એક તુલસી ક્યારો ખરો. ૨૭
તીરથ વાસી સાધુ કોઇ હતા તે ત્યાં આવ્યા સ્થળ શોધતા. ૨૮
ચેષ્ટા કરવા સહુ પુરજને, મોકલ્યા અજામેળ ભુવને. ૨૯
રાત્રિ માત્ર કરવા વિશ્રામ, આવી ઉતર્યા તેણે ઠામ. ૩૦
સુંદર સ્થળ દીઠું હરિજન, તુલસીજી જોઇ માન્યું મન. ૩૧
બેઠા સહુ કીધાં આસન, રામકૃષ્ણ મુખ વદે વચન. ૩૨
દીઠો સાધુજનનો વાસ, અજામેળ આવ્યો ત્યાં પાસ. ૩૩
પુછ્યું પ્રભુ ક્યાંથી આવીઆ, અમ ઉપર કીધી બહુ દયા. ૩૪
સાધુએ કહ્યું નિશા વિશ્રામ, કરવાને આવ્યા આ ઠામ. ૩૫
વાત કરી એમ ઘડી અધઘડી એટલે સ્ત્રી પણ દૃષ્ટે પડી. ૩૬
પડયા પુત્ર દૃષ્ટે નવ સહુ, ભગવદી આશ્ચર્ય પામ્યા બહુ. ૩૭
દીસે છે કોઈ મોટી ખોડ, પતિ પત્ની જાતી જોડ. ૩૮
અજામેળે પણ કરી સહુ વાત, સુણી સાધુ સમજ્યા સાક્ષાત. ૩૯
(સરવ) વિચારે નિજ મન માંહે, આપણ ક્યાંથી આવ્યા અહિં. ૪૦
વારૂ એમ હોય ઇચ્છા હશે, પણ આહાની ગતિ કેકયમ થશે! ૪૧
કાંઇ જ્ઞાન કરીએ ઉપદેશ, મલિન ચિત્ત નવ લાગે લેશ. ૪૨
જો પણ કરવો કોઈ પ્રકાર, જેથી થાય એનો ઉદ્ધાર. ૪૩
અજામેળને કહે હરિજન, ગર્ભવંતી છે તુજ સ્ત્રીજન. ૪૪
પુત્ર પ્રગટ થાશે એહને, નારાયણ કહેજે તેહને. ૪૫
અન્ય ધરીશ ના તેનું નામ, નારાયણથી થાશે કામ. ૪૬

---

૪૫ થી ૪૬. હારીત સ્મૃતિના ૩ ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

नाम दद्यात्प्रयत्नेन वैष्णवं पापनाशनम्
यस्य वैष्णवं नाम नास्ति चेतद्विजन्मनः ॥
अनामिकः स विज्ञेयः सर्वकर्मसु गर्हितः ॥

વળી વૃદ્ધ પારાશરસ્મૃતિના ઉત્તર ભાગના ૨ બીજા અધ્યાયમાં
વ્યાસપારાશરસંવાદમાં પણ કહ્યું છે.

नाम वैष्णवहेतुत्वमुख्यमित्येतदुच्यते ॥
योजयेन्नामदासत्वं भगवन्मंत्रपूर्वकम् ॥

મહાભારતે પંચરત્ને અનસ્મૃતિમાં કહ્યું છે કે.

વાત એટલી સુણીને ત્યાંહાં, અજામેળ આવો ઘરમાંહાં. ૪૭
સંતે પણ કંઇ કીધું શયન, ગોવિંદ ગાતાં વીતી રૈન. ૪૮
પ્રાતઃકાળે વૈષ્ણવ તો ગયા, અજામેળને કરીને દયા. ૪૯
નિમિષમાત્ર પણ સાધુ સંગ, અફળ જાય નહીં વચન અભંગ. ૫૦
અન્ય પુરાણ તણી એ વાત, સંબંધ મળવા કરી સાક્ષાત. ૫૧

---

ाचारहीनोपि मुनिप्रवीर भक्त्या विहीनोपि विनिंदितोपि ॥
तस्य नारायणशब्दमात्रतो विमुक्तपापो विशतेच्युतां गतिम् ॥
ગરુડ પુરાણમાં કહ્યું છે કે જેવો જે જીવનો વિશ્વાસ તેહેવું તે કર્મનું
તેને થાય છે, અને પરલોકમાં પણ તેહેને તેહેવું ફળ મળે છે. તે શ્લોક,
याद्दक् चित्तप्रतीतिः स्यात् ताद्दक् कर्मफलं नृणाम् ॥
परलोके गतिस्ताद्दक् सूचिसूत्रविचारणा ॥
૫૦. શ્રીમદ્ ભાગવતે નીચે લખ્યા શ્લોકના ભાવાર્થના ઘણા શ્લોકો
તુજ શબ્દ પાઠ ભેદે, સત્સંગ સ્વલ્પ વારનો પણ કર્યાનો અપાર પ્રભાવ
હેલો છે. શ્રીમદ્ ભાગવતે ૧ પ્રથમસ્કંધે કહ્યું છે કે,

तुलयाम लवेनापि नास्वर्गं नापुनर्भवं ॥
भगत्संगिसङ्गस्य मर्त्यानां किमुताशिषः ॥

એ જ પ્રમાણે મહાત્મા તુલસીદાસજીએ પણ એક સાખીમાં કહ્યું છે કે,

એક ઘટિ આધો ઘટિ આધો મેં પુનિ આધ,
તુલસી સંગત સંતકી હરત કોટિ અપરાધ.

વળી પણ બીજી દોહા રૂપની સાખીમાં કહ્યું છે કે,

સ્વર્ગ સુખ અપવર્ગ સુખ ધરહિ તુલાઇક સંગ,
તુલૈન તાહિ સકલ મિલિ જો સુખ લવ સતસંગ;
મહાદેવકા સંગકરી, કીર અંડ સુનિ ભેવ;
ચેતન વ્હૈ પુનિ ઉડિ ગયો, ભયો આઈ શુકદેવ.

શ્રીમદ્ભાગવતે એકાદશ સ્કંધે કહ્યું છે કે,

दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुरः ॥
तत्रापि दुर्लभं मन्ये वैकुंठ प्रियदर्शनम् ॥

પાંડવગીતામાં પણ પાર્વતીજીનું વચન છે કે,

तत्रैव गंगा यमुना त्रिवेणी गोदावरी सिंधुसरस्वती च ॥
सर्वाणि तीर्थानि वसंति तंत्र यत्राच्युतोदारकथाप्रसंगः ॥

૫૧. આ અજામિલાખ્યાનની કથા અન્ય પુરાણ અને મહાભારતમાં પણ છે.

### વલણ.

સંબંધ મળવા કરી કથા, સત્સંગનો મહિમાયરે,
સહેજ પણ કરૂણા કરે હરિ ભક્ત અફળ ના જાયરે. ૧

---

## કડવું ૩ જું.

### રાગ દેશાળ.

શુકદેવ કહે સુણ રાય, આગળ નિપની તે કહું કથાય. ૧
એને ઉદરે હતો જે ગર્ભ, તેનો પ્રગટ થયો સુત અર્ભ. ૨
આવ્યું વચન વૈષ્ણવનું કામ, માટે પાડયું નારાયણ નામ. ૩
અજામેળને પુત્ર એ પ્યારો, ક્ષણુંમાત્ર ન મૂકે ન્યારો. ૪
નવ સુતશું નહીં જેવો સ્નેહ, દશમાશું થયો તેહવો સ્નેહ. ૫
લાડ પાલણ કરે બહુ પ્રીતે, રાખે યાને પ્રાણની રીતે. ૬
ખાન પાન સ્નાનાદિક સહુ, કરાવે પોતે જ પ્રીતે જ બહુ. ૭
તોતલી તોતલી સુત વાણી, સુણીને ઘણી મતિ લોભાણી. ૮
પામ્યો માયાના સુખમાં હર્ષ, એમ વીત્યાં અઠયાસી વર્ષ. ૯
એમ કરતાં આવ્યો અંતકાળ ક્ષણું પણ નજ ભજ્યા ગોપાળ.૧૦
સુતો મંદ સજ્ઞાએ જ્યાંહી, યમદૂત આવ્યા ત્રણ ત્યાંહાં. ૧૧
શ્યામ વરણ વધુ વિકાળ, અજામેળે દીઠા તત્કાળ. ૧૨
રક્ત નેત્ર ભયાનક દંત, કેશ ભુછરા ક્રોધી અત્યંત. ૧૩
ગ્રહ્યા ગુરજ દેવા જીવ ત્રાસ, હસ્ત વિષે ધર્યા છે પાશ. ૧૪
તેણે બાંધ્યો અજામેળ તાંણી, દુષ્ટ જાણી રીસ બહુ આણી. ૧૫
યમદૂતે કરી એવી મત્ય, અજામેળ પામ્યો ભય અત્ય. ૧૬
છૂટી ગયું ત્યાંહાં મળમૂત્ર, દુઃખ દેખી પોકાર્યો પુત્ર. ૧૭
**ઓ નારાયણ [1]ઓહોરો આવ્ય**,સુને આ ભયથી તું મુકાવ્ય.૧૮
એમ પુત્ર ને કરતાં પોકાર, વિષ્ણુદૂત આવ્યા ધાઈ ચાર. ૧૯
હાંહાં શબ્દ કરતા હરિદાસ, નાંખ્યા અજામેલ પાસે, ૨૦

---

૧ ઓહોરો-પાસે.

યમદૂતનોકર્યો તિરસ્કાર, મારી ધક્કો ને કાઢયા બાહાર. ૨૧
કોણ છોરે દુષ્ટ રહો કયાંહે, કોહો ક્યમ આવ્યા છો આંહે. ૨૨
ભૂળે નામ નારાયણ જેહેને પાપી કેમ બાંધોછો તેહેને. ૨૩
એવું સુણીને બોલ્યા યમદાસ, મૃદુ વચન ધરીને ત્રાસ. ૨૪
અમો કિંકર યમના કહીએ, પતિ પ્રેરે ત્યાંહાં અમો જઇએ. ૨૫
જે કોઇ પાપી જીવ હોય અત્ય, તેહેને દેઇએ દંડ અમો સત્ય. ૨૬
ત્યારે વિષ્ણુદૂત બોલ્યા વાંણી, એનું પાપ કશું કોહો વખાંણી ૨૭
તેનું સાક્ષી કોણ તે બતાવો, ક્યમ અન્યાય કરોછો આવો. ૨૮
આતો જોતાં કેવળ છે અધર્મ, કરે એમ કેહેવો નૃપ ધર્મ. ૨૯
જો છો દૂત ધરમના તમો, આપો ઉત્તર પૂછું અમો. ૩૦
શું છે ધરમનું રૂપ તે ભાખો, છે અધર્મ કીયો કહી દાખો. ૩૧
ધર્મવક્તાનું શું છે સ્વરૂપ કોહો શિખવ્યું હોય જ્યમ ભૂપ. ૩૨
બિચારા જીવદીન અનાથ, તેને ક્યમ પીડે તમ નાથ. ૩૩
વિના જોયે ન્યાય અન્યાય, દુઃખ દે જીવને યમરાય. ૩૪
વિના વાંક પિતા સુત મારે, કોહોની આગળ જઇ તે પોકારે. ૩૫
વૃથા પીડે પ્રજાને રાય, તો પ્રજા કોહોને શરણે જાય ? ૩૬
તેહેવું માંડયું તમારે રાય, સંતાપે પ્રાણિ વણ અન્યાય. ૩૭
એમ કરતાં હશો નિત્ય તમો, દીઠું ત્યારે જાણ્યું આજ અમો. ૩૮

---

૨૨. પાંડવ ગીતામાં ઇન્દ્રનું વચન છે તે શ્લોક.

नारायणं नाम नरो नराणां प्रसिद्धचौरः कथितः पृथिव्यां ॥
अनेकजन्मार्जितपापसंचयं हरत्यशेषं स्मृतिमात्र एव ॥

નારદપંચરાત્રમાં પણ ભગવદ્વચન છે કે,

सदा स्टंति मन्नाम मम सेवापरायणाः ॥
ते च नामप्रिया लोके गच्छंति मम तत् पदम् ॥

મહાભારતે પંચરત્ને અનુસ્મૃતિમાં કહ્યું છે કે,

आचारहीनोपि मुनिप्रवीर भक्त्या विहीनोपि विनिंदितोपि ॥
किं तस्य नारायणशब्दमात्रतो वि[illegible] [illegible]ताने[illegible]तां गतिम् ॥

એહેવું બોલ્યા ગોવિંદના ગુણ જ્યારે, યમદૂત વધ્યા પછી ત્યારે. ૩૯
સ્વાંમિ સાંભળો વાત અમારી, આપ કોણ છો કોહોને વિસ્તારી. ૪૦
ચતુર્ભુજ દીસો રૂડા સંગે પીતવસન ધર્યા છે અંગે. ૪૧
મસ્તક મુગટ કુંડળ શોભે કર્ણે, સુંદર નખશિખ ઉત્તમવર્ણે. ૪૨
તુલસીમાળા તિલક શોભા ભારી, શંખ ચક્ર ગદા પદ્મ ધારી. ૪૩
ભાસો છો મહાસમર્થ દક્ષ, કરો છો અજામેળની પક્ષ. ૪૪
તમો પુછી અમોને જે વાત, તેહનો ઉત્તર દ્યો સાક્ષાત. ૪૫
સ્વામી ધર્મનું રૂપ તો એહ, વેદે ભાખ્યું કર્મ કરે તેહ. ૪૬
નથી નિગમે કહ્યાં જે કર્મ, તે આચરણ થાય એ અધર્મ. ૪૭
ધર્મવક્તાનું પુછ્યું જે રૂપ, તેતો વેદ નારાયણ સ્વરૂપ. ૪૮
અજામેળનાં પૂછ્યાં જે પાપ, સાંભળો કહું તેનો જવાબ. ૪૯
હુતો પ્રથમ તો પુણ્ય આચરણી, શુભ ધર્મ શકે કોણ વરણી. ૫૦
પછી બગડયો શુદ્ર સ્રીને સંગે, દુષ્ટાચર્ણ કર્યા બહુ અંગે. ૫૧

---

૪૬-૪૭-૪૮ શ્રીમદ્ભાગવતે કહ્યું છે કે,

वेदो नारायणः साक्षात् स्वयंभूरिति ॥

ભગવદ્ભક્તિમાર્ગાચાર્યરત્નશિખર શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પણ અનેક સ્થળે લખ્યું છે કે વેદ છે તે અપૌરુષેય બ્રહ્મનો નિઃશ્વાસ છે, માટે તે બ્રહ્મરૂપ છે; જે જન વેદ વિરુદ્ધ યત્‌કિંચિત્ પણ આચરણ કરે છે, તે પાખંડી છે, વળી કહ્યું છે કે જેઓ ધર્મ માર્ગનો ત્યાગ કરી છળ ધર્મથી વર્તે છે તેઓ અધોગતિને પ્રાપ્ત થાય છે.

वेदमार्गविरोधेन येषां कारणमण्वपि ॥
ते हि पाखंडिनो ज्ञेयाः इति वचनात् ॥
धर्ममार्गं परित्यज्य छलेनाधर्मवर्तिनः ॥
पतंति नरके घोरे इति वचनात् ॥
सर्वार्था वेदगर्भस्था वेदाश्चाष्टाक्षरे स्थिताः ।
अष्टाक्षरस्तु प्रणवे ह्यकारे प्रणवः स्थितः ॥
ऐहलौकिकमैश्वर्यं स्वर्गाद्यं पारलौकिकम् ।
कैवल्यं भगवंतं च मंत्रोयं साधयिष्यति ॥

મહાદુષ્ટ ભ્રષ્ટતા અપાર, નથી પુણ્યનો અંશ લગાર. ૫૨
તેનું સાક્ષી કોણ પુછ્યું જેહ, જણુબાર પ્રત્યક્ષ છે તેહ. ૫૩
પૃથ્વી[1] અપ[2] તેજ[3] વાયુ[4] ને વ્યોમ[5] દિશા[6] દેવ[7] સુરને સોમ.[8] ૫૪
[9] ગાય સંધ્યા[10] કાળ[11] નિશદીશ[12], તેતો જાણે એનાં કીલમિષ. ૫૫
ઇત્યાદિક તો પ્રગટ દ્રષ્ટે દેખે, અમ નાથ જ્ઞાન દ્રષ્ટે પેખે. ૫૬
પાપી પીડયાનો શો અપરાધ, મિથ્યા શીદ ધરો શિર બાધ. ૫૭
એણે નારાયણ કહ્યું જેહ, એહેના પુત્રનું નામ છે એહ. ૫૮
દેખી અમને એહેને ભય આવ્યો, નારાયણ કહી પુત્ર બોલાવ્યો. ૫૯
તમો તે સાંભળીને શું આવ્યા, વિના જાણ્યે અમોને દબાવ્યા. ૬૦
નથી ભાવે લીધું હરિનામ, તમો છોડાવ્યો એહેને શે' કામ. ૬૧

કામ છોડયાનું કશું, એ છે મહા પાપી ભ્રષ્ટરે.
માટે લેઈ શે'[1] એહને, ને દેઇશે' બહુ કષ્ટરે. ૧

કડવાં ૩ સંપૂર્ણ.

---

## કડવું ૪ થું.

રાગ સિન્ધુ.

શુકજી કહે સુણ ભૂપતિ, "હરિનામ મહિમા અતિ, સહુ ધર્મ થકી અધિકો ઘણોરે."
યમચર વળી સાંભળી, વિષ્ણુ દૂત બોલ્યા વાણી, વરણ્યો યશ હરિનામ તણોરે. ૨

ઢાળ.

નામ હરિમહિમા માહા મોટો, શું જાણો તમો મૂઢ,
મહદ મુનિ કવિ કંઇ એક જાણે, એહેવો છે અતિગૂઢ. ૧
તમો કહ્યું એણે પુત્રભાવથી, ગ્રહ્યું નારાયણ નામ,
તો પણ સઘળાં પાપ પર[1]જળ્યાં, સધર્યાં સર્વે કામ. ૨

---

૧ બળી ગયાં.

અક્ષર ચાર નારાયણ જ્યમ ત્યમ, પણ મુખ્ય બોલ્યો એહ,
પ્રાયશ્ચિત્ત સકળ કિલમિષનું, કીધું નહી સંદેહ. ૩
હરિનામે અઘ એક જનમનાં, ગયે શું આશ્ચર્ય આણો;
એનાં માહાપાતિક કોટિક, અવતાર તણાં ગત જાણો. ૪

---

किमत्र बहुनोक्तेन सर्वसिद्धिपदो नृणाम् ।
श्रीमदष्टाक्षरो मंत्रो नित्यं प्रियतमो हरेः ॥
आसीनो वा शयानो वा तिष्ठन्वा यत्र कुत्रचित् ।
जपेदष्टाक्षरं मंत्रं तस्य विष्णुः प्रसीदति ॥
सुस्नानः सर्वतीर्थेषु सर्वयज्ञेषु दीक्षितः ।
अधीतः सर्ववेदानां यो जपेत्सततं प्रभुम् ॥
ब्रह्मघ्नो वा कृतघ्नो वा महापापयुतोऽपि वा ।
अष्टाक्षरस्य जप्तारं दृष्ट्वा पापैः प्रमुच्यते ॥
अष्टाक्षरस्य जप्तारो यथा भागवतोत्तमाः ।
पुनंति सकलं लोकं सदेवासुरमानुषम् ॥
अष्टाक्षरस्य जप्तारं प्रणमेद्यस्तु भक्तितः ।
सर्वपापविनिर्मुक्तो विष्णुलोके महीयते ॥
अचिंत्यं मम माहात्म्यं मनोरम्यं जगत्पतेः ।
नाहं वक्तुं मया शक्यं ब्रह्माद्यैस्त्रिदशैरपि ॥
व्यापकानां च सर्वेषां ज्यायानष्टाक्षरो मनुः ।
अष्टाक्षरं प्रजप्त्वा तु साक्षान्नारायणः स्वयम् ॥
संन्यासं च समुद्रं च सर्षिच्छंदोधिदैवतम् ।
सद्दीक्षाविधि सद्ध्यानं सार्धमंत्रमुदाहृतम् ॥
जपेद्भोग्यतया मंत्रं सततं वैष्णवोत्तमः ।
न साधनतया जप्यः कर्तव्यो विष्णुतत्परः ॥
अष्टोत्तरसहस्रं वा शतमष्टोत्तरं तु वा ।
त्रिसंध्यासु जपेन्मंत्रं तदर्थमनुचिंतयन् ॥
अष्टाक्षरस्य जप्तारं शंखचक्रादिधारिणम् ।
योवमन्येद्विमूढात्मा सद्यश्चांडालतां व्रजेत् ॥

पांडवगीतायां दाल्भ्य उवाच ॥

किं तस्य बहुमंत्रैर्भक्तिर्यस्य जनार्दने ॥
[illegible] सर्वार्थसाधकः ॥६६॥

પૂરણનામ નારાયણનું, પાપ હરે સૌ ત્યાં શું કહેવું,
એક વરણ હરિનામ તણો, સહુ દોષ કહે સઘે લેહેવું. ૫
ત્યારે યમગણ કહે, સાધારણ પાપ, નામ હરિ બાળે,
પણ એ માહાપાપીનુ જે, મહાઅઘ મોટાં કેમ પ્રજાળે. ૬
ભય વશ થઇને સુત સંકેત, સહજ નારાયણ ભાખ્યું,
એટલામાં જ તમો એનું ક્યમ, બંધન છોડી નાખ્યું. ૭
ત્યારે હરિજન કહે, હે કુમતિ, વૃથા શું ડાહાપણ ડોહોળો,
વેદ શાસ્ત્રમાં પ્રમાણ સઘળે, નામમાહાત્મ્યને ખોળો. ૮
અરે દૂત શ્રીકૃષ્ણ નામ તમો, સાધારણ રખે જાણો,
માહાત્મ અપરમિત બળ અકળિત, કહીએ અમો સત્ય પ્રમાણો. ૯

---

૪–૫. પાંડવગીતામાં જનમેજયનું વચન છે કે,

हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः ।
अनिच्छयापि संस्पृष्टो दहत्येव हि पावकः ॥१८॥

પાંડવગીતામાં ઉદ્ધવજીનું વચન છે કે,

सकृदुच्चरितं येन हरिरित्यक्षरद्वयम् ॥
बद्धः परिकरस्तेन मोक्षाय गमनं प्रति ॥७५॥

શ્રીમદ્ ભાગવતે ભગવત્ પ્રતિ બ્રહ્માજીનું વચન છે કે,

पतितः स्खलितो वार्तः क्षुधार्तो वाचि वा गृणन् ॥
हरये नमः इत्युक्तो मुच्यते सर्वपातकात् ॥

સ્કંદ પુરાણે પ્રભાસખંડે ભગવદ્વચન છે કે,

नाम्नां मुख्यतरं नाम कृष्णाख्यं यत्परंतप ॥
प्रायश्चित्तमशेषाणां पापानां मोचकं परम् ॥

અનુસ્મૃતિ ગ્રંથે તથા સ્કંદપુરાણે કહ્યું છે કે,

नाम्नोपि यावतीः शक्तीः पापनिर्दहने हरेः
तावत्कर्त्तुं न शक्नोति पातकं पातकी जनः ॥

શ્રીમદ્ ભાગવતે ષષ્ઠસ્કંધે અધ્યાય ૨ નો શ્લોક ૮

यदा नारायणायेति जगाद चतुरक्षरम् ॥

૯. પાંડવગીતામાં ગર્ગાચાર્યજીનું વચન છે કે,

नारायणेति मंत्रोस्ति वागस्ति वशवर्तिनी ॥
तथापि नरके घोरे पततीत्यद्भुतं महत् ॥६५॥

૧. તત્કાળ.

તમો કહ્યું એક સહજ નામથી, કયમ છુટે મહાપાપી,
એ શું પાતિક નામનો નાંખે, અઘોર કિલમિષ કાપી. ૧૦
વિપ્ર તણા ધન કેરો તસ્કર, મદ્યપાની પણ હોય,
મિત્ર દ્રોહી વળી ગુરૂપત્નીશું, રમણ કરતા કોય. ૧૧
માતપિતા હણનારો ગૌબ્રાહ્મણ ગુરૂહત્યા કારી,
શિશુ પશુ સ્ત્રી નૃપ આદિક પણ, જેણે નાંખ્યા હોય મારી. ૧૨
આતતાયી ઇત્યાદિ દુષ્ટ હોય, જાતિ અધમ ચાંડાળ,
તે પણ છુટી સદ્ય શ્રેય પામે, ગાતાં શ્રીગોપાળ. ૧૩

---

૧૨–૧૩ શ્રીમદ્ ભાગવતે ષષ્ઠ સ્કંધે અધ્યાયના શ્લોક ૯માં કહ્યું છે તે શ્લોક.

स्तेनः सुरापो मित्रध्रुग्ब्रह्महा गुरुतल्पगः ॥
स्त्रीराजपितृगोहंता ये च घातकिनोऽपरे ॥९॥

મહાભારતે અનુસ્મૃતિ ગ્રંથે કહ્યું છે કે,

हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः ॥
अनिच्छयापि संस्पृष्टो दहत्येव हि पावकः ॥

શ્રીમદ્ ભાગવતે ષષ્ઠ સ્કંધે સ્વદૂત પ્રતિ યમધર્મવચનમ્

जिह्वा न वक्ति भगवद्गुणनामधेयं चेतश्च
न स्मरति यच्चरणारविंदम् ॥
कृष्णाय नो नमति यच्छिर शाकदापि
तानानयध्वमसतो कृतविष्णुकृत्यान् ॥

સ્કંદપુરાણે શ્રીનારાયણે બ્રહ્માજી પ્રત્યે કહ્યું છે કે,

जीवितं जन्मसाफल्यं मुखस्यैव सार्थकम् ॥
सततं रसना यस्य कृष्ण कृष्णेति यत्प्राति ॥१॥

સ્કંદપુરાણે કહ્યું છે કે.

पापवल्ली मुखे तस्य जिव्हारूपेण तिष्ठति ॥
यो न वक्ति दिवा रात्रौ गुणान् श्रीकृष्णसंभवान् ॥६॥
श्रीकृष्णनाममाहात्म्यं त्रिसंध्यासु पठेत्तु यः
सर्वान्कामानवाप्नोति ॥

૧. સર્પ.

પીઠાથી વા પતન થાતાં, ભયવશ વા કે કોઈ માર,
આખડતાં વા હાંસી વિષે, કરતાં પુત્રાદિ પોકાર. ૧૪
આગ અલાપ કરતાં વા, ગાથા પદ સ્થંભન ઠામે,
ત્રય તાપે વા શિથળ પણે કે, પરાધીનતા પામે. ૧૫
સહજે આકૃતિથી દીઠેથી ચોરે એહ પ્રેતાદિક ત્રાસે,
અચ્યુત નામ ઉચ્ચાર કરે તો, અઘ દુઃખ નાવે પાસે. ૧૬
જ્ઞાને અથવા અજ્ઞાને પણ, હરિ એહેવું કહેવાય,
હોય ચિત્ત દુષ્ટ તદપિ અશેષ, કળિમળ પ્રલય થાય. ૧૭
જાણ અજાણપણે પણ, જ્યમ અડતામાં અગ્નિ બાળે,
ત્યમ અનંત અભિધાન વહ્નિ સદ્ય, કુકર્મ કાષ્ઠ પ્રજાળે. ૧૮

---

૧૪. શ્રીમદ્ ભાગવતે કલિયુગ વર્તન પ્રસંગે પરીક્ષત રાજા પ્રત્યે શ્રી શુકદેવજીનું વચન છે કે,

यन्नामधेयं म्रियमाण आतुरः ॥
पतन् स्खलन्वा विवशो गृणन्पुमान् ॥
विमुक्तकर्मार्गल उत्तमां गतिं
प्राप्नोति यक्ष्यन्ति न तं कलौ जनाः ॥

૧૪–૧૫. શ્રીમદ્ ભાગવતે ૫ષ્ટ સ્કંધે.

सांकेत्यं पारिहास्यं वा स्तोभहेलनमेव वा ॥
वैकुंठनामग्रहणमशेषाघहरं विदुः ॥
पतितः स्खलितो भग्नः संदष्टस्तप्त आहतः ॥
हरिरित्यवशेनाह पुमान्नार्हति यातनाम् ॥
अज्ञानादथवा ज्ञानादुत्तमश्लोकनाम यत् ॥
संकीर्तितमघं पुंसो दहेदेधो यथानलः ॥१७॥
यथा गदं वीर्यतममुपयुक्तं यदृच्छया
अजानतोऽप्यात्मगुणं कुर्यान्मंत्रोऽप्युदाहृतः ॥१९॥

किं तात वेदागमशास्त्रविस्तरै
स्तीर्थैरनेकैरपि किं प्रयोजनं ॥१॥
यद्यात्मनो वांछसि मोक्षकारणं
गोविंद गोविंद इति स्फुटं रट ॥

અમૃત આહાર થયો અજ્ઞાને, તોપણ અમર થાય,
એમ જાતિ ગુણ કૃષ્ણ નામનો સેહેજે પણ સુખદાય. ૧૯
એક અક્ષર શ્રીકૃષ્ણ તણો, જેટલાં મહાપાતિક ધોય,
જન્મથી મર્ણ લગી પ્રાણિથી, તેટલુ પાપ નાં હોય. ૨૦
કોટિ વર્ષનો અંધકાર, કોઈ મંદિરમાં હોય જ્યમ,
દીપ એક દીઠે સઘ નાસે, નામ થકી અઘ ત્યમ. ૨૧
ભીતર બાહ્ય પ્રકાશ ઉભય, સ્થળ, કૃષ્ણ કથે સુખ થાય,
ઉમર દીપ ધરે જ્યમ આંગણુ, સદન તિમર સઘ જાય. ૨૨

---

૨૦ સ્કંદપુરાણમાં કહ્યું છે કે, આ કળિકાળના યુગમાં પરબ્રહ્મથી વ્યતિરિક્તના ( જૂદા ભિન્ન ) મંત્રો ફળીભૂત થશે નહીં. કેવળ અષ્ટાક્ષર મંત્ર છે તે જ આ કાળમાં ફળ આપવાને સર્વ કરતાં અત્યંત સમર્થ છે. એમ ભગવદ્‌વચન છે.

ઉલટું વા અડધું પણ જે કોઇ, રામ નામ આલાપે,
તો પણ સફળ થાય અઘ દુખ હરી, નિર્ભય પદ પ્રભુ આપે. ૨૩

शल्य उवाच ।

हे जिव्हे हे ससारज्ञे सर्वदा मधुरप्रिये ॥
नारायणाख्यं पीयूषं पिब जिव्हे निरंतरं ॥३५॥

विभांड उवाच ॥

गोकोटिदानं ग्रहणेषु काशीप्रयागगंगायुतकल्पवासी ॥
यज्ञायुतं मेरुसमानदानं गोविंदनामानि न तदस्ति तुल्यं ॥४०॥
सकृदुच्चरितं येन हरिरित्यक्षरद्वयं ॥
बद्धः परिकरस्तेन मोक्षाय गमनं प्रति ॥४५॥
कृष्ण कृष्णेति कृष्णेति यो मां स्मरति नित्यशः ॥
जलं भित्वा यथा पद्मं नरकादुद्धराम्यहं ॥

શ્રીપદ્મપુરાણે સનત્કુમારનારદ સંવાદે કલિ ધર્મ નિર્ણયે સ્વર્ગખંડે પાપાપરાધનિરસનં પ્રસંગમાં ૧૯ શ્લોકે એ રીતે નિરૂપણ કરેલું છે.

હરિવંશમાં પણ ભગવન્નામનું મહાત્મ્ય કથન કરેલું છે.

सर्ववेदांतसारार्थः संसारार्णवतारणः ॥
गतिरष्टाक्षरो नृणां न पुनर्भवकांक्षिणाम् ॥
इति वात्तादिदोषेण मद्भक्तो मां च विस्मरेत ॥
अहं स्मरामि मद्भक्तं नयामि परमां गतिं ॥

શ્રીમદ્ ભાગવતે ૧૨ દ્વાદશસ્કંધે ૩ તૃતીયાધ્યાયે શ્લોક" તથા શ્રી કૃષ્ણના નામને કોઈ પણ આશૌચ (અપવિત્રતા) અડી શકતી નથી. કલિયુગમાં તો કેવળ શ્રીહરિનું નામ સહગુણાનુવાદ લીલાચરિત્ર કીર્તન કરવા માત્રથી કલ્યાણ થાયછે.

कृते यद्ध्यायतो विष्णुस्त्रेतायां यजतो मखैः ॥
द्वापरे परिचर्यायां कलौ तद्धरिकीर्त्तनात् ॥५२॥

अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोपि वा ।
यः स्मरेत् पुण्डरीकाक्षं स बाह्याभ्यंतरः शुचिः ॥

गौतमीयतंत्रे ॥

कृष्णेति द्व्यक्षरो मंत्रः ।
कृष्णेति वैष्णवं मंत्रं श्रुत्वा मुक्तो भवेन्नरः ॥

અગ્નિકેરો તણખો ફકડો જ્યમ, કાષ્ઠ સકળને બાળે;
એમ નામ અડધું પણ લીધું અશેષ અઘ (કહેતામાં) ટાળે. ૨૪
ગુણકા એક હતી મહાપાપી, દુષ્કૃતિની કરનાર;
તેણે પોપટ ભણાવતાં, રાકાર કર્યો ઉચ્ચાર. ૨૫
મકાર મુખથી કેહેતાં પહેલી, વામી તે ત્યહાં મર્ણ;
અર્ધ રામના નામ પ્રતાપે, થયા હરિ ચર્ણ. ૨૬
અર્ધ નામનું પ્રકટ માહાત્મ્ય એ, સુણો અવળાનું કહીએ;
વેદશાસ્ત્ર પણ પ્રકટ પોકારે, સત્ય એમ પણ લહીએ. ૨૭

---

૨૫-૨૭ ગુણકા પોપટને ભણાવતાં શ્રીભગવન્નામ અર્ધું ઉચ્ચારતા માત્રમાં મોક્ષ પામ્યાનો ઇતિહાસ પ્રસિદ્ધ છે.

વળી રામતાપિનીઉપનિષદ્‌માં તથા સ્કંદપુરાણમાં અને કૌમુદી ગ્રંથે નામપ્રભાવ વર્ણેલો છે.

મહાત્મા તુલસીદાસજી પણ સાખીમાં દુહા રૂપે કહે છે કે—

રામ નામ આરાધિયા, તુલસી વ્યથા ન જાય;
લરકાઇકો પેરઓ સો, આગે હોય સહાય.

વળી કુભાવે પણ શ્રીરામનામ શબ્દનો ઉચ્ચાર કરવાથી મુક્તિને પ્રાપ્ત થયાનો ઇતિહાસ છે.

**वने चरामो वसु चाहरामो नद्यस्तरामो न भयं स्मरामः ॥**
**इति ब्रुवंतोपि वने किराता मुक्तिं गता रामपदानुषंगात् ॥**

શ્રીરામાયણે શ્રીરામચંદ્રપ્રતિ શ્રીસદાશિવનું વચન છે કે.

**अहो भवन्नाम जपन्कृतार्थो वसामि काश्यामनिशं भवान्या ॥**
**मुमूर्षमाणस्य विमुक्तयेऽहं दिशामि मंत्रं तव रामनाम ॥**

શ્રુતિ પણ કહે છે કે—**यस्य नाम महद्यशः ॥ ' देहान्त देवः परब्रह्मतारकं व्याचष्टे' इतिश्रुतेः ॥**

કાશીખંડે પણ કહ્યું છે કે.

**पेयं पेयं श्रवण पुटके रामनामाभिरामं**
**ध्येयं ध्येयं मनसि सततं तारकं ब्रह्मरूपम् ॥**
**जल्पन् जल्पन् प्रकृतिविकृतौ प्राणिनां कर्णमूले ॥**
**वीथ्यां वीथ्यामटति जटिलः कोपि काशीनिवासी ॥**

પડ્યું અવળું ત્યમ બીજ ક્ષેત્રમાં, તે પણ ઉગે સત્ય;
રામ નામ પણ ત્યમ ઉલટું તદપિ, ફળ આપે મહિમા અત્ય. ૨૮
વાલ્મીકને સપ્ત ઋષિ, ઉપદેશ કર્યો કેહે રામ,
તે પણ નવ આવડીયું એવો, હુતો તે અઘધામ. ૨૯
મરામરા મુખ રટણ કર્યેથી, સર્વ દોષ દુખ વાર્યો;
શતકોટિ રામાયણ રચના, કીધી એ ગતિ પાર્યો. ૩૦
પ્રાયશ્ચિત્ત પાપ ટળવાનાં, મનુ આદિક સહુ લાખ્યાં,
ચાંદ્રાયણ આદિક વ્રત કષ્ટો, સાધન બહુ વિધિ દાખ્યાં. ૩૧
જે વિધિ અઘ હરિનામ હરે, તે વિધ્ય તેથી નવ્ય જાય;
મૂળ વાસના રેહે છે તેથી, પુનર્હાં (પુનઃ) પ્રાગટ્ય થાય. ૩૨
જે વિધિ અઘ હરિ નામ હરેને, કર્મ વાસના કાપે,
દુઃખ દહેને સંપત દે વળી, હરિપદ નિર્ભય આપે. ૩૩
સરળ ઘણું ને શ્રમ નહીં જેમાં, નહીં સાહિત્યનું કામ,
સામર્થ બહુ સહુ સાધનથી, એવું નારાયણ નામ. ૩૪
પરમ પવિત્ર પરમ દૈવત એ, આનંદ મંગળ રૂપ,
પરમ ભદ્ર એ પરમ ભાગ્ય, હરિ નામ હરિ સ્વરૂપ. ૩૫
બે અક્ષરનું કૃષ્ણ નામ પણ, સહુ સાધનનું ભૂપ,
સર્વ દ્રવ્ય જેમ રત્ન અંશ, ઝાઝું લઘુ રત્નનું રૂપ. ૩૬
સર્વ દ્રવ્ય મણિમાં છે ત્યમ, ત્યમ નામ વિષે સાધન,
કૃષ્ણ નામ ગયું તેહેને વળતી, ન રહ્યું કરવું અન્ય. ૩૭

૨૮ મહાત્મા તુલસીદાસજીયે સાખામાં કહ્યું છે કે.

---

कृष्ण सोमके क्षेत्रमें उलट सुलट धी बोय;
फल अनंत आपें उदे जांनत संत सुकोय.

३६ रामनाम तव नाम जपंतः पामरा अपि तरंति भवाब्धिम् ।
अंगसंगमवदंगुलिमुद्रिका चित्रमेते कपिरब्धिम् ॥

૩૭ પદ્મપુરાણે શ્રીપાર્વતીજી પ્રત્યે શ્રીસદાશિવનું વચન છે કે.

मंत्रमध्ये क्रियामध्ये विष्णुस्मरणपूर्वकम् ।
यत्किंचित् क्रियते कर्म तत्कर्म सफलं कुरु ॥

યજ્ઞ તપાદિક કર્મ અન્ય, મંત્રે નવ પૂરણ થાય,
સંપૂરણ હોય તદા જદા, હરિ નામ જો અંતે ગાય. ૩૮
કૃષ્ણ નામ છે પોતે પૂરણ, કરે અવરને પૂર્ણ,
કર્મ વિષે ન્યૂનાદિ દોષ તે, કૃષ્ણ નામ કરે ચૂર્ણ. ૩૯

કડવા ચાર સંપૂર્ણ.

વલણ.

ચૂરણ કરે સહુ દોષને, એવું શ્રીપતિનું નામ રે,
મુક્તિ આપે મન ગમી, વળી ધર્મ અર્થને કામ રે. ૧

---

કડવું ૫ મું.

રાગ ભીલડી,

શુકજી કહે "હરિ નામની, નૃપ સુણ્ય વળી મહિમાય,
વિષ્ણુદૂત બોલ્યા વળી, કહું તેહ કથાય,
શુકજી કહે હરિ નામનો. ટેક. ૧

ગોવિંદગણ કહે સાંભળો, તમે સહુ યમના દૂત.
નારાયણના નામનો, મહિમા છે અદ્‌ભુત. ૨
સર્વધર્મસાધનતું ફળ, એ કવિ ભાખ્યું,
અચ્યુત પદ ઇચ્છા કરે તે, એજ થકી છે દાખ્યું. ૩

---

૩૯ શાસ્ત્રમાં તેમ જ પુરાણાંતરે વચન છે કે

यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु ।
न्यूनं संपूर्णतां याति सद्यो वंदे तमच्युतम् ॥

શિક્ષાગ્રંથે કહ્યું છે કે,

मंत्रो हीनः स्वरतो वर्णतो वा मिथ्याप्रयुक्तो न तमर्थमाह ।
स वाग्वज्रो यजमानं हिनस्ति यथेंद्रशत्रुः स्वरतोपराधात् ॥

શ્રીમદ્‌ભાગવતે ૮ અષ્ટમ સ્કંધે અધ્યાય ૨૩ ત્રેવીશના શ્લોક ૧૫ પંદરમાં શુક્રાચાર્યજીનું શ્રીભગવાન પ્રત્યે વચન છે તે,

मंत्रतस्तंत्रतश्छिद्रं देशकालार्हवस्तुनः ।
सर्वं करोति निश्छिद्रं नामसंकीर्तनं तव ॥१५॥

વિષયી મુમુક્ષુ મુક્તને પણ, નામ એ જ છે સાર,
બંધ મુક્ત જન સર્વેને, હરિ નામ અધિકાર. ૪
પરમ મહોત્સવ એહ છે, હરિકીર્તન કરવું,
પરમલાભ તે જાણવો, પ્રભુનામ સમરવું. ૫
માહાત્મ્ય રૂચિકર ઉચિત, સત્ય સત્ય તે એહ;
શોકાર્ણવ એ શોષણ કરે, નામ નહીં સંદેહ. ૬
માહાઘોર સંસારને, પામી જન કોઇ,
તેહને વશ થયા થકો, કૃષ્ણ કેહેતો હોય. ૭
તે સદ્ય તેથી મૂકાઇને, સહુ ભીતી વામે,
ભય તે જનને જોઇને, ઉલટો ભય પામે. ૮
વિષયાતુરનું મન કામના, ઇચ્છે વારે વારે,
ભ્રમ મતિ કાંઈ સુઝે નહીં, અજ્ઞાન અંધારે. ૯
તરવા ભવાર્ણવ તેહને, નૌકા છે એહ,
નામ રામ રટણા કરે, એમાં નહીં સંદેહ. ૧૦
કામ ક્રોધી લોભીયો માયા આસક્ત,
નિંદક વિશ્વાસ ઘાતકી, વાણીનો વક્ત. ૧૧
અધમ ભ્રષ્ટ નિર્દય, કૃપણ હત્યારો દુષ્ટ,
મૂરખ દુર્બળ દારિદ્રી, પર સુખે અતુષ્ટ. ૧૨

---

૫ પાંડવગીતામાં કહ્યું છે કે, मार्कंडेय उवाच ।
सा हानिस्तन्महाछिद्रं साचांधं जडमूकता ।
यन्मुहूर्त्तं क्षणं वापि वासुदेवं न चिंतयेत् ॥७३॥
પાંડવ ગીતામાં કહ્યું છે કે-
नित्योत्सवो भवेत्तेषां नित्यश्री नित्यमंगलं ।
येषां हृदिस्थो भगवान्मंगलायतनो हरि ॥४७॥
लाभस्तेषां जयस्तेषां कुतास्तेषां पराजयाः ।
येषामिंदीवरश्यामो हृदयस्थो जनार्दनः ॥४८॥
किं तस्य दानैः किं तीर्थैः किं तपोभिः किमध्वरैः ।
यो नित्यं ध्यायते देवं नारायणमनन्यधीः ॥४९॥

આળસુ કાયર કૂલેશીયો, કપટી દુઃખ ધામ,
એવાને પણ તારવા, સમર્થ હરિનું નામ. ૧૩
એવું નામ શ્રી કૃષ્ણનું, તેને જે નવ ગાય,
તે જ અધમ તે જ અભાગીયા, ચંડાળ કેહેવાય. ૧૪
તે ચાંડાળ મોટો સર્વથી, જેને મૂળ નહીં રામ નામ,
તપ યજ્ઞ તીરથ તેણે કર્યાં, સ્વધરમનું ધામ. ૧૫
વેદશાસ્ત્ર તેણે ભણ્યાં, યોગ અષ્ટાંગ સાધ્યા,
જ્ઞાન ધ્યાન કરી ધારણા, ઇશ તેણે આરાધ્યા. ૧૬
તેણે સુકૃત જપ વ્રત કર્યાં તે તે પવિત્ર ને દાની,
તે પંડિત હરિભક્ત ને, નેમી વિજ્ઞાની. ૧૭
જીવન મુક્ત તેહેને જાણવો, સહુ સાધન ધામ,
સ્નેહ સહિત સદા જે જને, ગ્રહ્યું કૃષ્ણનું નામ. ૧૮
ગ્રહણ સમે કાશી વિષે, કરે ગૌ કોટિ દાન,
કોટિ માઘ માસ પ્રયાગમાં, કરે ગંગા સ્નાન. ૧૯
અયુત[1] સોમ યજ્ઞ પણ કરે, મેરૂ સમ હેમદાન,
તોહે ન આવે સહુ મળી, હરિનામ સમાન. ૨૦
કન્યા દાન હયગજ રત્ન,મણી ભૂમી આપે,
વસ્ત્ર આભૂષણ દ્રવ્ય દેઇ દીનનાં દુઃખ કાપે. ૨૧
અન્ન ઉદક સુવાસ દે ઇચ્છા ફલ દાન,
તો પણ તે આવે નહીં, કૃષ્ણ નામ સમાન. ૨૨

---

૧૫ શ્રીમદ્ભાગવતે તૃતીય સ્કંધે કપિલદેવજી ભગવદવતારે દેવહુતિ માતા પ્રત્યે કહ્યું છે કે-

अहो बत श्वपचोऽतो गरीयान् यज्जिव्हाग्रे वर्तते नाम तुभ्यम् ॥

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥

૧. દશ હજાર.

પડે ચઢે ગિરિશિખરથી, કરે પંચાગ્નિસેવા,
પૃથવી પરિક્રમા સહુ કરે, મખ હયમેધ જેવા. ૨૩
દેહ દમન બહુ વિધ કરે, સાધન કોટિ જુક્તિ,
તો પણ નામ અચ્યુત વિના, પામે નહીં મુક્તિ. ૨૪
સાધન છેક જુઠાં નથી, બળ સમ ફળ હોય,
પણ હરિ નામ પ્રતાપ બહુ, માટે સમતા નો થાય. ૨૫
ચંદ્ર તારા દીપ દીપિકા, જે વિધિ તમ કાપે,
વીર્ય પોતાના માફ્કે, તે પ્રકાશતા આપે. ૨૬
પણ ના ટળે નિશા કોઈથી, તે સૂરજ જેમ ટાળે,
તેમ હરિનામ સાધન સહુ, જુઓ જ્ઞાન અજવાળે. ૨૭
કૃષ્ણ નામ ગુણ છે ઘણા, ભગવદી જન જાણે,
રાત દિવસ ના મુકે કદા, અન્ય મન નો આણે. ૨૮
જેહેમાં વિચિત્ર વાણી ઘણી, પદ લાલિત્ય સારૂ,
પણ હરિ નામ જેમાં નથી, તો તે સઘળું નઠારૂ. ૨૯
કાગ તીરથ તેને કહે, મોટા મુનિવર જ્ઞાની,
સ્પર્શ તેને કરતા નથી અપવિત્રતા માની. ૩૦

---

૨૪ પાંડવ ગીતામાં કહ્યું છે કે-

गोकोटिदानं ग्रहणेषु काशी मकरप्रयागेयुतकल्पवासैः ।
यज्ञायुतं मेरुसमानदानं गोविंदनामानि तदस्ति तुल्यं ॥

૨૯ શ્રીમદ્ ભાગવતે નારદજીયે શ્રી વેદવ્યાસજી પ્રત્યે કહ્યું છે કે-

तद्वाग्विसर्गोजनताघविप्लवो ।
यस्मिन् प्रति श्लोकमबद्धवत्यपि ॥
नामान्यनन्तस्य यशोऽङ्कितानि यत् ।
शृण्वंति गायंति गृणंति साधवः ॥११॥

૩૦-૩૧ શ્રીમદ્ ભાગવતે ૧ પ્રથમ સ્કંધે શ્રી વેદવ્યાસજી પ્રતિ દેવર્ષિ નારદજી ભક્તરાજે કહ્યું છે.

न यद्वचश्चित्रपदं हरेर्यशो ।
जगत् पवित्रं प्रगृणीत कर्हिचित् ॥

ગેરા અબધ્ય અગમ્ય છે, છંદ ગણુ દોષ ભારી,
પદેપદે કૃષ્ણુ નામ છે, તો કથા તે સારી. ૩૧

ભગવદી જન તેને ભાવ શું, સાંભળે એહે ગાય,
જેમાં જશ જુગદીશના, માટે મન લોભાય. ૩૨

કૃષ્ણુ નામ રસ જે પીએ, તેને અન્ય ના ભાવે,
જીવન મુક્ત પણુ એ જપે, બીજું મન ના લાવે. ૩૩

શા માટે તે સાંભળો, કારણુ કહું તેહેનું,
સહુ મૂકી હરિ નામમાં, લોભ્યું મન જેહેનું. ૩૪

વારે વારે વેદશાસ્ત્રનો, જેણે કીધો વિચાર,
ઉપનિષદના અર્થનો જોયો છે પણુ સાર. ૩૫

તત્વ તેમાંથી એ નીકલ્યું, નિશ્ચે શ્રીકૃષ્ણુ નામ,
એ સરખું એકે નહીં, મન પૂરણુ કામ. ૩૬

માટે છોડી સહુ ધરમને, હરિનામે લોભાય,

---

तद्वायसं तीर्थमुशंति मानसा ।
न यत्र हंसा निरमंत्युशिक्क्षया ॥१०॥

૩૨-૩૩ ભવિષ્યોત્તર પુરાણે શ્રીકૃષ્ણયુધિષ્ઠિર સંવાદે શાલિગ્રામ સ્તોત્રે શ્લોક ૩૪ માં ભગવત નામ સ્મરણથી સર્વ પ્રકારના ભયથી ભગવત્કૃપાથી મુક્ત થવાય છે.

શ્રીમદ્ભાગવતે ૧ પ્રથમ સ્કંધે અધ્યાય ૯ શ્લોક ૨૩ ત્રેવીશમાં ભગવત નામ શ્રવણુ કરનાર સ્મરણુ કરનાર કીર્તન કરનાર સર્વ કામ્ય કર્મથી મુકાય છે.

वासुदेवकथाप्रश्नः पुरुषान् त्रीन् पुनाति हि ।
वक्तारं पृच्छकं श्रोतृंतत्पादसलिलं यथा ॥

શ્રીમદ ભાગવત દ્વિતીય સ્કંધે પરીક્ષતનું વચન છે કે.

प्रविष्टः कर्णरंध्रेण स्वानां भावसरोरुहम् ।
धुनोति शमलं कृष्णः सलिलस्य यथा शरत् ॥

શેષ શંકર નારદાદિ કેહે, સદા હરિ ગુણ ગાય. ૩૭
જે નવ સમજે માહાત્મ્યને, એમજ લેહેવું,
સાર માટે મોહોટે ગ્રહ્યું, માટે હરિ હરિ કેહેવું. ૩૮
વિના શ્રમે સુખ છે ઘણું, મન ભાવે તે ભણો,
સર્વસ્વ ધન હરિનામ છે, સર્વે કોઇ જાણો. ૩૯
પરમ ગુરૂ હરિ નામ છે, સ્વામી પણ એ નામ,
કૃષ્ણ નામ સત્ સંગ છે, નામ એ જ વિશ્રામ. ૪૦
નામ વેદ નામ શાસ્ત્ર છે, નામ સર્વ પુરાણ,
હરિ નામ જીવન જાણવું, નામ વલ્લભ પ્રાણ. ૪૧
કૃષ્ણ નામ સહોદર સહુ, નામ માતને તાત,
જ્ઞાતી કુટુંબ એ નામ છે, નામ સખ્યને ભ્રાત. ૪૨
કૃષ્ણ નામ દ્રવ્ય જાણવું, રામ નામ વિદ્યાય,
નામ ભૂષણ નામ શિરમણિ, નામ પોષણ કરાય. ૪૩
રામ નામ જ્ઞાન જાણવું, ધ્યાન જપ તપ જોગ,
તીરથ નેમ વ્રત નામ છે, હરિ નામ શું ભોગ. ૪૪

---

૩૭ શ્રીમદ્ ભાગવતે શ્લોક છે કે, **गुणगानेन यथा प्रीतिः ।**

૩૮ મહાભારતે ભીષ્મપિતામહપ્રત્યે યુધિષ્ઠિરરાજાનું સુદર્શનોપાખ્યાને વચન છે કે,

**श्रुतयो विभिन्ना स्मृतयो विभिन्ना ।**
**नहि को मुनिर्यस्य वचः प्रमाणं ॥**
**धर्मस्य तत्त्वं निहितं गुहायां ।**
**महाजनो येन गतः स पन्थाः ॥**

૪૧ શ્રીમદ્ વેદ વ્યાસજીનું વચન પાંડવ ગીતામાં છે—

**वेदशास्त्रे पुराणेषु महाभारते तथा ।**
**आदावंते च मध्ये ऽच हरिः सर्वत्र गीयते ॥**

શ્રી ભાગવતમાં પણ શ્લોક છે કે, **गुणगानेन यथा प्रीतिः** વગેરે **महाजनो येन गतः सपंथाः**—એ સંસ્કૃત વિચારને મળત આ કથન છે.

અચ્યુત નામ સ્વધર્મ છે, નામ બુદ્ધિ વિવેક,
કૃષ્ણ નામ મંત્ર જાણવો, નામ યજ્ઞ અનેક. ૪૫
સુકૃત દાન હરિ નામ છે, નામમાં સહુ ધર્મ,
સર્વે અર્થ એથી સરે, કોઇ જાણે ના મર્મ. ૪૬
એવું સમરથ હરિ નામ તે અજામેળે લીધું,
પ્રાયશ્ચિત્ત કોટિ જન્મના અઘનું એણે કીધું. ૪૭
સર્વ એહને પૂરણ થયું, ન્યૂન નથી અણું માત્ર,
મન ગમી મુક્તિ પામવાનો, થયો છે એ પાત્ર. ૪૮
લેઇ જઇએ હવડાં અમો, એને વૈકુંઠ ધામ,
પણ પ્રભુની આજ્ઞા નથી, માટે કરીએ ના કામ. ૪૯
માટે તમે જાવો આંહાં થકી, આવ્યા છો તેવા,
સ્વામી પ્રેર્યા અમો આવશે ફરી એહને લેવા. ૫૦
જો આંહાં ફરિ કદિ આવશો, ખાશો તમો માર,
હરિ નામ લે ત્યાં તમ તણો, છે નહીં અધિકાર. ૫૧

વલણ.

અધિકાર નહી ત્યાં તમ તણો સાંભળો સહુ યમ ભૃત્યરે,
વૃથા વાયક વદતા નથી, તે માનજો તમો સત્યરે. ૧



---

૪૬ પાંડવ ગીતામાં અગસ્ત્ય ઋષિનું વચન છે કે.

निमिषं निमिषार्द्धं वा प्राणिनां विष्णुचिंतनम् ।
कृतकोटिसहस्राणां ध्यानमेकं विशिष्यते ॥७४॥
मनसा कर्मणा वाचाये स्मरंति जनार्दनं ।
तत्रतत्र कुरुक्षेत्रं प्रयागं नैमिषं वनं ॥७५॥
आलोड्य सर्वशास्त्राणि विचार्य च पुनः पुनः ॥
इदमेकंसुनिष्पन्नं ध्येयो नारायणः सदा ॥७६॥
शरीरंनत्र छिद्राणि व्याधिदुःखकलेवरं ॥
औषधं जान्हवीतोयं वैद्यो नारायणो हरिः ॥७७॥

## કડવું ૬ ઠું.

### રાગ સોરઠો.

શુકજી વળતા બોલીયા વળી સાંભળ પરિક્ષત રાયજી,
ત્યાર પછી કયમ નીપજ્યું, હું કહું તુજને તેહ કથાયજી.
વિષ્ણુ ભક્તનાં વચન સુણીને, ધર્મ મુક્ત અદભૂતજી,
તે યમની નગરી પ્રત્યે પછી ગયા, સરવ યમ દૂતજી.
શ્રી હરિજન વૈકુંઠ પધાર્યા, અજામેળ રહ્યા ત્યાંહેજી,
સુખ થયું પછી ચેતના આવી, ત્યારે વિચાર્યું મનમાંહેજી.
આ મ્હેં શું અવિલોક્યું હવડાં, સ્વપ્ન હશે કે સત્યજી,
કે મેં કોઇની માયા દીઠી, કે ભ્રમ પામી મત્યજી.
વળી વિચાર કર્યો મન સાથે, ન હોય માયાના સ્વપ્નજી,
નાના ભ્રમ બુદ્ધિ પણ નથી, થયા પ્રત્યક્ષ દરશનજી.
ત્રણ જણ કો આવ્યા ભયંકર, બાંધ્યો તેણે તાણીજી,
મેં ભય પામી પૂત્ર પોકાર્યો, કહી નારાયણ વાણીજી,
તે સુંણી ચાર ધાઈ આવ્યા હતા, કોઇ સજ્જન રૂપ સારાજી
તેણે દુષ્ટને અળગા કીધાને, બંધન છોડયાં માહારાજી.
શ્રી નારાયણનું નામ વખાણ્યું, તે મેં દીઠું પ્રત્યક્ષજી,
તે માટે મને ભયથી મૂકાવ્યો, તે કીધી મારી પક્ષજી.
વચન પરસ્પર જે જયમ બોલ્યા, તે હજુ સ્મરણે મુજનેજી
પુષ્ટે તો માહારૂં પાપ પ્રકાશ્યું, નામ માહાત્મ્ય કહ્યું સ્વજનેજી.
એને એજ નિશ્ચે થયું મુજને, ચાર પેલા હરિદાસજી,
ત્રણ કૃત્યે પેલા યમના કિંકર, જેણે દીધો મુને ત્રાસજી. ૧
તેણે મુને પીડયો તે ન્યાયે, મ્હેં કીધાં ઘણાં પાપજી,
પુત્ર ભાવે પણ કહ્યું નારાયણ,એહવું,હરિભકતે જે ધરાવ્યુંજી.૧
દુષ્ટ હુતો હું તે માટે મુને, કીધો ના જ્ઞાન ઉપદેશજી,
તોહો મને ઉપકાર કર્યો આ. જેણે ટાળ્યા મારા કલેશજી. ૧

ધન્ય ધન્ય રે હરિના જન સાધુ, મ્હારૂં કલ્યાણ તમે કીધુંજી,
જુક્તિ કરી મુને હરિ કેહેવડાવ્યું, તેથી કારજ મારૂં સીધ્યુંજી. ૧૩
ધન્ય ધન્ય રે હરિ નામનો મહિમા, પુત્ર સંકેતે મ્હેં ભાખ્યુંજી.
તોપણ માહા ભયથી મૂકાવ્યો, પાપ બાળ્યું ફળ દાખ્યુંજી. ૧૪
સેહેજે નારાયણ કહ્યાનો, જો મહિમા છે આવોજી,
ભાવ સહિત જો ભજન કરૂં તો, મળે મુને ઘણો લાહાવોજી. ૧૫
વૃથા જનમ મેં ખોયો સઘળો, પ્રોયો વિષયમાં પ્રાણજી,
હાવાં પણ હરિ નામ જપું કંઇ, થાય માહારૂં કલ્યાણજી. ૧૬
એહેવું નિશ્ચે મનમાં ધાર્યું, પછે થયો આરામજી,
કાંઇ એક દિવસ રહ્યો ઘરમાં, પછી કર્યું એણે એ કામજી. ૧૭
પત્ની પુત્ર કહ્યું નહીં કોઇને, ગયો અચાનક ત્યાંહેજી,
માયાપુરી હરિદ્વાર વિષે શ્રી ગંગાજી વેહે જ્યાંહેજી. ૧૮
સર્વ સંસાર થકી ચિત્ત કાઢીને, જોડ્યું શ્રીહરિને ચરણેજી,
દીન ભાવે મન પ્રીતિ પૂર્વક, ગયો શ્રીકૃષ્ણને શરણેજી. ૧૯
ગંગા સ્નાન કરે નિત્ય ભાવે, ભગવત નામ ઉચ્ચારેજી,
સર્વ વાસના શાંત પમાડી, ધ્યાનમાં હરિને ધારેજી. ૨૦
એમ કરતાં થોડા દિવસમાં, મુક્યો અજામેળે દેહજી,
વેમાન લઈ વિષ્ણુગણ આવ્યા, આવ્યા હુતા તેના તેહજી. ૨૧
અજામેળને કૃષ્ણ પાર્ષદે, બેસાડ્યો વિમાનેજી,
લેઇ ગયા વૈકુંઠ વિષે, પ્રભુ પાસે બહુ સન્માનજી. ૨૨
અજામેળને સારૂપ્ય મુક્તિ, કૃપા કરીને આપીજી,
સહેજે નારાયણ નામ પ્રતાપે, અઘ દુઃખ નાંખ્યાં કાપીજી. ૨૩
શુકજી કહે હરિ નામનો મહિમા, એહેવો છે સાંભળ રાયજી,
સૂત પુરાણી એ શૌનકાદિકને, એ કહ્યો મહિમાયજી. ૨૪
પરીક્ષતે વળી શુકજીને પુછ્યું, કોહો મુનિજન તેહ વાતજી,
ધર્મદૂત ગયા યમ પાસે, ત્યાં થયું જેમ સાક્ષાતજી. ૨૫
નૃપનાં વચન સુણી શુકજી, કહે સાંભળ ભૂપ તું તેહજી,
ધર્મરાયની પાસે આવ્યા, દૂત વળ્યા ત્યાંહાંથી જેહજી. ૨૬

દંડ પાસે તેણે ઘણું પછાડયા, સમીપ ધર્મ નરેશઃ
આજ પછી અમો ક્યહું નહીં જઇએ, કરવા માંડયો ક્લેશજી. ૨૭
શીદ અમોને મોકલીયા તમો, અજામેળને લેવાજી;
હુકમ તમારો ત્યાં નવ ચાલ્યો, તમો રાજા તે કેહેવાજી. ૨૮
અમો જઈ અજામેળને બાંધ્યો, સાંભળી એ નૃપ વાતજી,
ભય પામી એણે પુત્ર પોકાર્યો, જોઇ અમને સાક્ષાતજી. ૨૯
તે સુત નામ નારાયણ હતું, માટે નારાયણ ભાખ્યુંજી;
તે સુણી ચાર પુરૂષ કોઇ આવ્યા, બંધન છોડી નાંખ્યુંજી. ૩૦
કેઠ ગ્રહી કહાડયા બાહાર અમોને, આબરૂ લીધી અમારીજી;
લેશ માત્ર તેણે નવ રાખી, આમન્યા ભૂપ તમારીજી. ૩૧
તો કહે સહજ નારાયણ કેહેતાં, ગયાં એનાં સહુ પાપજી;
ઝાઝી વાત તમને શું કહી, કહ્યા કઠોર જવાપજી. ૩૨
આજ લગી અમો એમ જાણતા જે તમો સર્વના રાયજી;
દેખ્યું તમોથી તે મોટા, જેણે અમને કરી શિક્ષાયજી. ૩૩
એહેવું હતું ત્યારે શીદ મોકલ્યા, ત્યાંહે અમને મહારાજજી;
તમને પણ નીચા પાડયાને ગઇ અમારી લાજજી. ૩૪

વલણ.

લાજ નવ રહી અમારી, અમો હાવાં ક્યહું જઇશું નહીં;
કહ્યું દૂતે ધર્મને, આજ પછી કો દિવસે કયહી. ૧

કડવું ૬ ઠું સમાપ્ત.

---

## કડવું ૭ મું.

રાગ મનંગતો.

શુકજી કહે નૃપ સાંભળો, સુણ્યાં દૂત વચન;
તે પ્રત્યે પછી બોલીયા, ત્યાંહાં ધર્મ રાજન. શુકજી કહે નૃ॰
ધર્મ કહે સુણો સહુ મળી, સુત માહારાં વચન;
ધીર થાવો મુકો ક્રોધને, કરો પ્રશ્ન શુકજી.

પુત્ર ભાવે નારાયણ કહ્યું, સુણી આવ્યા જ બાર;
તેતો હશે દૂત હરિ તણા, નિશ્ચે કીધો વિચાર.
તેણે વાર્યા તમોને તે તણું, દુખ ધરશો ના ચિત્ત,
તેતો મુને પણ શિક્ષા કરે, એહેવા છે બળવંત.
તેણે કહ્યું તે વૃથા નહીં, તે કરે ના અન્યાય;
જાણે વેદ ધર્મ શાસ્ત્રને, જે કરે તે ન્યાય.
હરિ નામે અઘ સહુ બલ્યાં ખરૂં, તે વૃથા નહીં વચન;
નામ મહાત્મ્ય અતિગૂઢ છે, શું જાણે અન્યજન.
નારાયણ નામ માહાત્મ્ય તે, જાણીએ અમો બાર;
કીયા કીયા તે સાંભળો, કરૂં નામ ઉચ્ચાર.
બ્રહ્મા, નારદ, શિવજી, તથા સૌનકાદિક જેહ;
કપિલ, વ્યાસ, પ્રલ્હાદજી, જનક, ભીષ્મ તેહ;
બળિ રાજા શુકદેવજી, ને અમોએ બાર;
એટલા જાણીએ માહાત્મ્યને, હરિનામ ઉચ્ચાર.
તેતો અમોથી જાણે ઘણું, એહેમાં નહીં સંદેહ;
સદા શ્રીનાથ સમીપે રહે, વૃથા બોલે નહીં તેહ.
પરમેશ્વર જેહેના પતિ, સહુના અધિપત્ય;
કોટી અનંત બ્રહ્માંડના, પ્રભુ અકળિત ગત્ય.
સરળ વિધે સમ્રથ હરિ, જેહેની મહિમા અપાર;
રાજાધિરાજ તેહ છે, કરે વેદ પોકાર.
શેષ શંકર વિધિ સરિખડા, જેહેની આજ્ઞા આધીન;
કોણ માત્ર હું તે આગળે, જે બિચારો દીન.
એહેવું કહી હરિની સ્તુતિ, કરી ધર્મ રાજન;
પાણિ જોડી પ્રણામ કરીને, કહ્યું દીનવચન.
શ્રી પ્રભુ દીન દયાળ છો, ક્ષમા કરો અપરાધ;
અજ્ઞાની દૂત માહરા, તેણે કીધોનેં બાધ.
દૂતના દોષ તે માહરા, તેમાં નહીં સંદેહ;
તેતો મારી આજ્ઞાએ કરે, માટે ભુલ્યો હું એહ.

મહિમા તમારો અનંત છે, કોઇ પામે નહીં અંત,
ઓજ[1] તમારા નામનું છે અકળિત ભગવંત. ૧૭
એમ સ્તુતિ બહુ વિધે કરી, કર્યા કોટિ પ્રણામ,
દૂત પ્રત્યે પછી બોલ્યા, વર્ણવ્યું હરિનામ. ૧૮
અરે પુત્ર તમો કહો મુને, પુછુ છું તે સત્ય,
તે પુરુષની સામા તમો, બોલ્યા તો નથી અત્ય. ૧૯
દંડવત કરવા તેહેને ઘટે, તે મોટા હરિજન,
ભાગ્ય તમારાં મોંને જ્યો, તેહેનાં થયાં દરશન. ૨૦
તમો આજ થકી કોઈ દિવસ પણ, જશો ના ત્યાંહે,
અનાયાસે પણ, હરિ નામકો જ્યાંહે. ૨૧
શ્રી રામ કૃષ્ણ ગોવિંદ કહે, અથવા કહે ગોપાળ,
ત્યાંહાં તમે રખે ઝાંખતા, [2]નાહાસજો તત્કાળ. ૨૨
ગોપીજન વલ્લભ કહે, શ્રી ગોવરધનનાથ,
શ્રીવિઠ્ઠલ વાસુદેવ કહે, તેથી જોડજો હાથ. ૨૩
પુરુષોત્તમ પરિબ્રહ્મ કહે ગોકુળેન્દ્ર,
તેહેને તમોના બોલાવશો, કહે વૃંદાવન ચંદ્ર. ૨૪
કેશવ માધવ શ્રી હરિ, પ્રભુ નંદકુમાર,
ગરૂડધ્વજ કરૂણાનિધિ, શ્રી જગદીશ મોરાર. ૨૫

अभिमन्युरुवाच.

गोविन्द गोविन्द हरे मुरारे गोविन्द गोविन्द मुकुन्द कृष्ण ॥
गोविन्द गोविन्द रथाङ्गपाणे गोविन्द गोविन्द नमो नमस्ते ।

ઇત્યાદિક જે ઉચ્ચરે, હરિનાં જે નામ,
સ્વપ્ન વિષે પણ ના જશો, તમો તેહેને ધામ. ૨૬
એહેવું સુણી દૂત બોલીયા, પ્રભુ સંદેહ છે એક,
સમજાવી છેદન કરો તે, દ્રષ્ટાંત વિવેક. ૨૭
એક અચરજ અમને થાયે, પડતી નથી ગમ,
સંબંધ માત્ર શ્રદ્ધા વિના, નામ તારે તે કયમ. ૨૮

૧. ઓજ–તેજ–માહાત્મ્ય. ૨. નહાસજો.

એમ સુણી ધર્મ બોલીયા, ભાઇ સાંભળો વાત,
જુઓ અત્યક્ષ પ્રતાપ છે, રામ નામ વિખ્યાત. ૨૯
જ્ઞાન ભાવનું કારણ નથી એતો વસ્તુનું માહાત્મ્ય,
ભેદ નથી નામ રૂપમાં, નામ એ જ પરમાત્મ. ૩૦
સંબંધ માત્રથી કયમ તરે, તમો પૂછ્યું જેહ,
આશ્ચર્ય એમાં છે કશું, જુઓ દ્રષ્ટે તેહ. ૩૧
પાષાણ બુડે બોળ્યે સદા, જેહેનો એહ સ્વભાવ,
તે તર્યા ને તાર્યા અન્યને, તેહેનો કયહાં હુતો ભાવ. ૩૨
જડને તાર્યા તો ચૈતન તરે, તેમાં શી અધીકાઇ,
કેશવ નામ બરાબરી, કોઈ છે નહીં ભાઇ. ૩૩
શ્યામ થકી પણ નામનો, મહિમા છે અપાર,
શ્યામરૂપે કોઈ કોઇ તર્યું, નામથી સંસાર. ૩૪

भृगुरुवाच.

नाम्नैव तव गोविन्द नाम तत्त्वशताधिकम् ।
ददात्युच्चारणान्मुक्तिं विना त्वष्टाङ्गयोगिताम् ॥

શેષ એ નામ સદા જપે, જપે નારદ નામ,
ધ્રુવ પ્રલ્હાદ આદે અનેકનાં, સર્યાં હરિ નામે કામ. ૩૫
મુક્તા માળ હનૂમાનજી, ફોડી જોતાં શ્રીરામ,
પ્રભુ પ્રસાદીને અમૂલ્ય પણ, ના દીઠું હરિનામ. ૩૬
સમવિભાગે ત્રણ લોકમાં, વહેંચ્યું રામચરિત્ર,
રામ વરણ બે અંતે વધ્યા, તે લીધા શિવજી પવિત્ર. ૩૭
તે જ બે અક્ષર નામના, રટે નિશ દિન આપ,
આનંદરૂપ પોતે થયા, ટાળે જક્તના તાપ. ૩૮
કાશીમાં શંકર સહુને, દે મંત્ર તારક જેહ,
મુક્તિ આપે માહાદુષ્ટને, તે હરિનામ એહ. ૩૯

---

"श्रीरामाय नमः ॥"

देहान्ते देवः परब्रह्म तारकं व्याचष्टे ।
अहो भवन्नाम जपन्कृतार्थो वसामि काश्यामनिशं भवान्या ।
मुमूर्षमाणस्य विमुक्तयेऽहं दिशामि मंत्रं तव रामनाम ॥

નામ થકી નામી મળે, નામીથી નહીં નામ,
રૂપ તે નામ આધીન છે, સરે નામથી કામ. ૪૦
સેહેજ નારાયણ બોલતાં, તાર્યો દુષ્ટ સંસાર,
ભાવે રટે કૃષ્ણ તે તણા, ભાગ્યનો નહી પાર. ૪૧
જુઓ મૂરખપણું જીવનું, મુકીને મલ્યું રત્ન;
કોડી મળવા તે કારણે, કરે કોટિ પ્રયત્ન. ૪૨
કૃષ્ણ કેહેતાં શ્રમ થાયે નહી, નવ લાગે દામ,
વાર ના લાગે પલકની, સહુ સુખનું ધામ. ૪૩
જીહ્વા પોતાને સ્વાધીન છે, સહેજે લેવાય નામ,
અન્યનું કામ પડે નહીં, તોહે ન કરે એ કામ. ૪૪
નિસરણી વૈકુંઠની, હરિનામ કેહેવાય;
મળી તેહેને મુકી વૃથા, કરે અવર ઉપાય. ૪૫
આથે શત્રુ ફરે મારવા, મૃત્યુ જાણે છે સત્ય,
સમે અમૃત આવી મલ્યું, પીએ નહીં દુરમત્ય. ૪૬
નામ સૂરજ નામ ચંદ્રમા, નામ અગ્નિ સ્વરૂપ,
કલ્પ વૃક્ષ કૃષ્ણ નામ છે, સહુ વિધે સુખરૂપ. ૪૭
[1]તરણિરૂપે ટાળે તિમિરને, [2]ઇંદુરૂપે ત્રિતાપ,
[3]વન્હિરૂપે ચતુર વિધિ તણા, નામ બાળે પાપ. ૪૮
મન વાંછિત આપે કામના, થઇ તે સુરતરૂ રૂપ,
જાપક જનને કોટી વિધે, સુખ આપે અનૂપ. ૪૯
તે જ માહા દુઃખ જાણવું, મોહોટો તે જ અન્યાય,
મોટું લાંછન માથે તેહ છે, હાનિ પણ તે કેહેવાય. ૫૦
અમંગળ તે જ વિભ્રમપણું, તે સમે દુઃખદાય,
કૃષ્ણ કીર્તન વિના જે ઘડી, પળ ક્ષણ વહી જાય. ૫૧
તે જ મોટો મહોચ્છવ લહી, તે જ લાભનું ધામ,
તે જ માહા દાન દે જે ક્ષણે, જપાયું હરિનામ. ૫૨

૧. સૂર્યરૂપે. ૨. ચંદ્રરૂપે. ૩. અગ્નિરૂપે.

નારદજી પ્રત્યે શ્રી મુખે, શ્રી હરિ કહ્યું જેહ,
અર્થ કહું તે વચનનો, સાંભળો સહુ તેહ. ૫૩
વૈકુંઠે હું વસતો નથી, ના યોગી ઉર માંહે,
ભક્ત મારા ગુણ ગાય છે ઉભો રહું છું હું ત્યાંહે. ૫૪
દંડ મારો તે ઉપર નહીં, જે મુખે હરિ ગાય,
પાપ કદાપિ તે કરે નહીં, તોહે ના મ્હેં મૂકાય. ૫૫
નામ ભરોંસે જાણીને, કરે એહી દોષ,
ખળને કૃપા ના મન કરે, આવે મનમા રોષ. ૫૬
ગૃહ કારજ કરતો થકો, કૃષ્ણ કેહેતો હોય,
તો તેને કર્મ લેપે નહીં, જેમ વારિજ તોય. ૫૭
કૃષ્ણ કૃષ્ણ સદા જે રટે, તે કૃષ્ણની દેહ,
જે વસ્તુ અગ્નિને મળે, થાય યજ્ઞ તેહ. ૫૮
નામ પોતાનું સાંભળી, હરિ આવે છે ધાઇ,
શું આપું શું કરૂં એહને, એવા જાય છે મ્હોવાઇ. ૫૯
શ્રીકૃષ્ણ કીરતન જે કરે, તે સદા છે પાવન,
પવિત્ર કરે અન્ય પ્રાણિને, જેહને દે દર્શન. ૬૦

વલણ.

દરશન દેઇ પાવન કરે, હરિ નામના રટનારરે,
ધર્મ કહે ક્યાંહાં લગી કહું, પ્રભુ નામ માહાત્મ્ય અપારરે. ૬૧

કડવું ૭ મું સમાપ્ત.

---

नारद उवाच ॥

द्वारवत्यां सुखासीनं भगवंतं जनार्दनम् ।
प्रणम्य शिरसा देवो नारदः परिपृच्छति ॥
केषु केषु च स्थानेषु द्रष्टव्यः स मया प्रभो ।
तत्वं कथय देवेश अनुग्राह्यो भवाम्यहम् ॥

श्री भगवानुवाच ॥

नाहं वसामि वैकुंठे योगिनां हृदये न च ।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

## કડવું ૮ મું.

### રાગ આસાવરી.

શુકજી કહે સાંભળરે રાજા, પરીક્ષત પુણ્ય પવિત્રજી,
ધર્મ નૃપે પણ નામ વખાણ્યું, તે કહું તુજને ચરિત્રજી. ૧
નિશ્ચે જાણજો હું પણ કહું છું, સર્વ સાર હરિ નામજી,
વિના શ્રમે સુખ બહુ વિધિ આપે, મેળવે સુંદર શ્યામજી. ૨
અન્ય યુગે તો અન્ય સાધન પણ, ફળતાં એ સાચી વાતજી,
કે કોઇનું બળ કળિમાં નવ ચાલે, નામ ફળે સાક્ષાતજી. ૩
કળિકાળ રૂપી આ[1]શુચ પડ્યું, કોઇ ધર્મનો નહીં અધિકારીજી;
અડે નહીં સૂતક કૃષ્ણ નામને, કરીએ સુખે ઉચ્ચારજી. ૪
સત્યયુગે જે ફળ ધ્યાનથી થાતું, ત્રેતામાં યજ્ઞથી જેહજી;
દ્વાપરે જે પૂજન થકી કળિ કૃષ્ણ કીર્તનથી થાય તેહજી. ૫
સર્વ ધર્મ સાધન રહિત હોયે, જો કથે કૃષ્ણનું નામજી;
શ્રી કૃષ્ણની પદવી તે પામે, ધર્મ અર્થ તે કામજી. ૬
કૃષ્ણ તણું કીર્તન જેને મૂળ, કળિમાં તેજ કૃતારથજી;
કહે કૃષ્ણને અન્યને ઠેહરાવે, તેજ મોટી પરમારથજી. ૭

---

૧. આશુચ–અપવિત્રતા.

कृष्णानुमानोवाच ॥

श्रीरामनारायण वासुदेव गोविंद वैकुंठ मुकुंद कृष्ण ।
श्रीकेशवानंत नृसिंह विष्णो मा त्राहि संसारभुजंगदष्टं ॥१५॥

अश्वत्थामा उवाच ॥

गोविंद केशव जनार्दन वासुदेव विश्वेश विश्व मधुसूदन विश्वरूप।
श्रीपद्मनाभ पुरुषोत्तम पुष्कराक्ष नारायणाच्युत नृसिंह नमो नमस्ते २१

श्रीपुरुषोत्तम सहस्रनाम ग्रंथे श्रीमद् वल्लभाचार्य वचनम् ।
सर्वधर्मविनिर्मुक्तः सर्वसाधनवर्जितः ॥

श्रीमद्भागवते एकादशस्कंधे जनक विदेही
गर्भ्वरवचनम् ॥ कृते च ध्यायतो विष्णोः ॥

હરિનામ ને હરિનામ, હરિ નામ મારૂં જીવનજી;
અન્યગતિ નથી નથી નથી કળિમાં એ વદે વ્યાસ વચનજી. ૮
વેલુર પીલતાં જો તેલ નીકળે, જળ મથે નવનીત ન હોયજી;
પણ કેશવ કીર્તન વિના ભવ કળિમાં, તરે નહીં કોયજી. ૯
મોટો ભાગ્યશાળી સહુકોથી, જાણે કળિનો જંનજી;
માહા દુર્લભ હરિ સેહેજ નામ સ્મરણ થકી દે દરશનજી. ૧૦
ક્યાંહાં લગી કહું હરિ નામનો, મહિમા કેહેતાં ન આવે પારજી;
શેષ સદા લે સહસ્ર રસનાથી, કથે તો એ કેહે છે અપારજી. ૧૧
અવનિ રજકણ વર્ષા ધાર વળી, તારા મંડળ છે અનંતજી,
તેવું પણ કોઇ લેખું કરે, નામ મહિમા પોહોચે ના ચિત્તજી. ૧૨
શુકજી કેહે પુછ્યું પ્રશ્ન તમો નૃપ, તેહેનો ઉત્તર એહજી;
કૃષ્ણ નામ મહિમા છે અપરમિત, નિશ્ચે નહીં સંદેહજી. ૧૩
સત્ય છે સત્ય છે કહું છું, હરિ નામ મોહોટું સત્યજી,
સાર સરવ સિદ્ધાંત તણું, એ એમ કહે મુજ મત્યજી. ૧૪
શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ સ્નેહ સહિત કહો સર્વજી,
ત્રણ વસ્તુને તજજ્યો તતક્ષણ, અવિશ્વાસ, દ્રોહ ગર્વજી. ૧૫
શ્રી હરિ શ્રી ગુરુ ભગવદી બ્રાહ્મણ, તે શું રાખજો ભાવજી,
નિંદા ઇર્ષ્યા, કોઇની ના કરશો, લેશો પરમ પદ લ્હાવજી. ૧૬
સંવત અષ્ટાદશ ત્રેસઠમાં, માસ ભાદ્રપદ સારજી,
શુકલ પક્ષ શુભ તિથિ પૂર્ણિમા, શતભીષા બુધવારજી. ૧૭
પૂરણ કથા તે દિવસે થઇ છે, શ્રી ગુરુ કૃષ્ણ કૃપાયેજી,
અજામેળનું આખ્યાન કર્યું, એ મહદ પુરૂષ આજ્ઞાયેજી. ૧૮
શ્રી હરિનામ માહાત્મ્ય જયેહેમાં, વર્ણવ્યું શ્રી ભાગવત અનુસારજી,
અન્ય પુરાણનાં વચન થકી પણ, પુષ્ટિ કરી નિરધારજી. ૧૯
ચોપાઇ ચતુર અષ્ટોત્તર શતનું, પ્રમાણ કર્યું શુભ સારજી,
પરમ પુનિત પ્રતિપદ પરબ્રહ્મ, આખ્યાન કર્યું ઉચ્ચારજી. ૨૦

---

૨. વેલુ-રેત.

મહારુદ્ર દેવા શ્રી નર્મદા, ઉત્તર તટની સમીપજી,
રેવોરી સંગમે દક્ષણ પ્રાગને, તીર્થ જ્યાં ક્ષેત્ર અધિપજી. ૨૧
ચંડી ગ્રામ છે નામ જ્યાંહાં, શેષ શાયી પ્રભુ વાસજી,
ગુર્જર દેશ વિષે તે પુરીમાં, વસે કવિ કૃષ્ણનો દાસજી. ૨૨
શ્રીવંતભટ શુભ વંશ વિષે, સુત પ્રભુરામનો કાહાવેજી,
વલ્લભી વૈષ્ણવ ભટ **દયાશંકર**, નામે સરવ બોલાવેજી. ૨૩
જ્ઞાતિ **નાગર સાઠોદરા બ્રાહ્મણ**, તેણે શ્રી નાથ કૃપાએજી,
એ ચરિત્ર મહાપવિત્ર રચ્યું, ભરી કૃષ્ણ નામ મહિમાયેજી. ૨૪
એ કથા સદા જે કહે અવિલોકે, ને શિખે સાંભળે ને ગાયજી,
મન વાંછિત ફળ તે જન પામે, પ્રસન્ન થાય જદુરાયજી. ૨૫
ધર્મ અર્થને કામ મોક્ષ પણ, દુર્લભ છે નહીં તેહેનેજી,
આ આખ્યાનનું શ્રવણ કરીને, હરખ આવશે જેહેનેજી. ૨૬
સર્વ ધર્મ સહુ સાધનનું ફળ, શ્રમ પાળે તેહેને થાયજી,
પરમ પવિત્ર ચરિત્ર શ્રી કૃષ્ણને નામ મહિમા જે ગાયજી. ૨૭
દાસ દયાને દયા કરી શ્રી પ્રભુ, આપો નામ આસક્તિજી,
રૂઢ વિશ્વાસ અચળ સાધુ સંગતિ, પ્રેમ લક્ષણ ભક્તિજી. ૨૮
પૂરણ થયું આખ્યાન સર્વ કોઇ, શ્રોતા શ્રી હરિ બોલોજી,
કરો સદા શ્રીકૃષ્ણની સેવા, પ્રેમ મગ્ન થઇ ડોલોજી. ૨૯

## વલણ.

પ્રેમ મગનમાં ડોલજો, રટજો મૂળ કૃષ્ણ નામરે,
સત્ય દયાશંકર કહે, સમરથ સુંદર શ્યામરે. ૧

॥ इति श्रीमद्भागवतषष्ठस्कंधे लखेलुं अजामिलाख्यान सम्पूर्ण. ॥

# ॥ क्लेशकुठारः ॥

## દોહા.

શ્રી ગુરુ શ્રી બલ્લભ પ્રભો, શ્રી બિઠ્ઠલ શ્રી નાથ;
પદ પંકજ બંદન કરૂં, ધરિયેં મમ શિર હાથ. ૧
શ્રી યમુના ગિરિરાજ, શ્રી કૃષ્ણ સખા જે આઠ;
નિજ સેવક [1]મોકો લહી કરિયેં કરુના દ્રષ્ટ. ૨
શુભ મતિ દિહુ સુંદર રચૂં, ગ્રંથ કલેશકોઠાર;
જો સુનિ ચિત્ત ચિંતા ટરેં, ભાવેં નંદકુમાર. ૩

---

૧. શ્રીમત્ સદ્ગુરુ શ્રીબલ્લભલાલજી મહારાજ તથા શ્રીમદ્વલ્લભાચાર્યજી અને શ્રી વિઠ્ઠલેશાચાર્યજી અને શ્રીનાથજીના ચરણ કમળનું વંદન કરૂં છું અને વિનવું છું કે આપનો શ્રીહસ્ત માહારા મસ્તક ઉપર ધારણ કરો.

૨. શ્રી યમુનાંજી શ્રી ગિરિરાજજીને શ્રી કૃષ્ણના આઠ સખા તે સર્વે મને પોતાનો દાસ જાણીને મ્હારા ઉપર કરૂણાદષ્ટિ કરો.

૩. મને જો આપ સુબુદ્ધિનું દાન કરો તો કલેશકોઠાર નામનો સુંદર ગ્રંથ રચી શકું. જે શ્રવણ કરવાથી ચિત્તની ચિંતા (ઉદ્વેગ) ટળે, અને શ્રીનંદકુમાર (શ્રી કૃષ્ણ) ઉપર પ્રીતિ ઉપજે.

આ કલેશ કોઠાર ગ્રંથની ત્રણ દુહા પુરા થયા પછી ગદ્યમાં નીચે પ્રમાણે દયારામભાઇએ સ્વતઃ જ લખેલું છે તે નીચે પ્રમાણે.

શ્રીમહાપ્રભુજીએ નવરત્ન ગ્રંથમાં કહ્યું છે કેઃ—**चिन्ता कापि न कार्या.** એ વચને કરીને જે ભગવતદાસને ચિંતા લૌકિક કે અલૌકિક કોઇ પણ પ્રકારની પણ કરવાની જરૂર નથી. "કોઇ સમયે પણ," તે શા માટે કે શ્રી બલ્લભકુલ પરમ જગદ્ગુરૂએ શ્રીપૂર્ણ પુરૂષોત્તમ શ્રી કૃષ્ણ ચંદ્ર જોડે જે જીવને બ્રહ્મસંબંધ કરાવ્યો છે, તે જ આત્મનિવેદન જાણવું. તેહેના દેહ, પ્રાણ, ઇંદ્રિયો, અંતઃકરણ, ધર્મ, સ્ત્રી, ગૃહ, પુત્ર, આપ્ત, વિત્ત, આત્માદિ સર્વે શ્રી ઠાકોરજીનું થયું, અને પોતે પણ દાસ થયો, એટલે પ્રભુ તેના સ્વામી થયા, એ પુરુષોત્તમ સર્વેશ્વર છે, તે સર્વાત્મા છે, તેહેને જે

ગમશે તે કરશે. હેમને કોઇનું ભુંડું થવું તો ગમતું જ નથી, જગતમાત્રના તે બંધુ છે, ને જગન્નાથ છે. જે સ્વામી હોય ને જે બંધુ હોય, તે તો સદા સર્વનું રૂડું જ કરે, એ પ્રમાણે જે અખિલ વિશ્વનું રૂડું કરે છે, ત્યારે તે શું તારૂં કયમ નહી કરે ? અર્થાત્ કરશે જ. કેમકે, તું તો ઘરનો ગુલામ કર્યો, તેથી તે વિનતિ કર્યા વિના જ રૂડું નિશ્ચે કરશે જ કરશે. જયમ નેત્રને વિના કહ્યે પલક રક્ષણ કર્યા જ કરે છે તદ્વત્ હરિ પોતાના નિજ જનનું એટલે સ્વકીય જનનું કહ્યા વિના પોતાના આપથી જ રક્ષણ કરે જ છે. એહવો પ્રભુનો સ્વાભાવિક ધર્મ છે, ત્યારે તું કહીશકે જ્યારે પ્રભુ તો સર્વનું સદા રૂડું જ કરે છે ત્યારે કોઇ કોઇ સમયે ભુંડું કયમ થાય છે? તેહનો પ્રતિ ઉત્તર એ છે કે, હરિ તો કદાપિ પણ દાસનું ભુંડ કરતા જ નથી, પણ પ્રભુના હૃદયનો આશય અતિશે ગૂઢ છે, તે તુર્ત તારા સમજ્યામાં આવતો નથી, તેમનું હિત કરવું બહુ જ વિલક્ષણ રીતનું ને ઉત્તમ પ્રકારના રહસ્યનું ભરેલું હોય છે, તથાપિ જીવને તેનું જ્ઞાન હોતું નથી, માટે તેતુર્ત તારા સમજ્યામાં ન આવ્યાથી તું દુઃખ માને છે. બાકી તે ઉપરથી જણાતા કથન માત્રના દુઃખમાં પણ પરિણામે હિતકારી સુખ જ સમાયલું હોયછે. માટે પ્રભુ સહન કરે છે. બાકી દાસને તો દુઃખ ન જ થવા દે.

**अहितं निजभक्तानां न विदधाति कर्हिचित् इत्यादिवचनात्.**

એહવા પ્રભુ છે, તદપિ દાસને કાંઇ દુઃખ આપે છે તેનો એ હેતુ જણાય છે કે જે જીવે હરિનું શરણ લીધું ને યથાશક્તિ ભગવત ભજન સ્મરણ કર્યું તેહેનું સંચિત અને ક્રિયમાણ તો ભસ્મીભૂત થઈ ગયું પણ પ્રારબ્ધ માત્ર વેદમર્યાદા રાખવાને માટે બાકી રહ્યું, તે શુળી જેવા માહાન્ કષ્ટરૂપી ભોગ તેને સ્વલ્પ કાંટા જેવું કરીને મટાડે છે. અથવા મહા દુસ્તર અપરાધ શ્રીગુરુનો વા ભગવદીનો, પૂર્વનો યા આ જન્મનો હોય, તે અપરાધનું ફળ તો ભોગવ્યા વિના તે છૂટતો જ નથી; માટે દુઃખ આવે તે શ્રીહરિની ઇચ્છા માનીને ભોગવે છૂટકો; બાકી બીજા એ વિનાના સઘળા દોષ તેતો શ્રીહરિના નામસ્મરણથી બળી જાય છે. વળી ભગવદીને એક બીજી રીતનું દુઃખ પણ થાય છે, તે કીયું કે જીવ બુદ્ધિએ કરીને અનિષ્ટદાતા માયા જનિત પદાર્થ, સ્ત્રી, દ્રવ્ય, યશ, માન, મોટાઇ, વૈભવ, ગુણ, રૂપ, વિદ્યા, કુળ, જાત્યાદિકને વિષે અતિલુબ્ધ થઇને ભજન ભુલી જાય છે, ત્યારે પ્રભુ જાણે છે જે એ થકી એહેનો બિગાડ થશે, ને પરિણામે દુઃખ ઘણું પામશે, ને એતો માહારો છે, માહારે એને બચાવવો. એ માહારી ઉપર દુઃખ લગાડશે.

૧. 'સુજને, એમ પણ પાઠ છે.

તો તે ભલે લગાડે, પણ એહેનું બગડવા ન દેવાય. એહેવી દયા વિચારીને એહેના બીગાડની વસ્તુ બળાત્કારે પ્રભુ છોડાવે છે. તેણે અજ્ઞાને કરીને મોહથી અનિત્ય પદાર્થોને વિષે પોતાની આસક્તિ બાંધી અહંતામમતાપણું ધારણ કર્યું છે માટે- તેને એવા સંસારિક પ્રપંચથી મુક્ત કરવો-એ હેતુ સમજાવવાને:—

**देशत्यागो महान् व्याधिर्विरोधो बंधुभिः सह ॥**
**धनहान्यपमानं च महदनुग्रहलक्षणम् ॥ इति वचनात् ॥**

દૃષ્ટાંતમાં જેમાં કોઇ અજ્ઞ બાળક સર્પ અથવા અગ્નિ કે વિષવત્ પદાર્થો ઇત્યાદિ અહિતકારક પદાર્થોને મુગ્ધતાએ ઝાલતો દેખીને તેના હિતકારી વાત્સલ્યકર્તા માતપિતા નિષેધ કરે ત્યારે બાળક તે વેળા રુદન કરે છે. વળી બીજું ઉદાહરણ બાળકને કઠિણ ગ્રંથિ ગળામાં ભરાઇ હોય અને તે દુઃખમાંથી તેને મુક્ત કરવાને સારૂ તેના મુખમાં વેલણ વિગેરે ઘાલે છે. વળી ત્રીજો દાખલો અસાધ્ય રોગ મટાડવા સારૂ કડવું ઔષધ તે બાળકને તેની મરજી વિરુદ્ધ પાય છે. ઇત્યાદિ ઉદાહરણ વેળાએ તે બાળક રુદન કરે, માતપિતા ઉપર દુઃખ માને, પણ તે પછી તે જ્યારે પોતાના હિતકારી માતા પિતા છે એમ સમજણો થાય ત્યારે સમજ્યા પછી સુખ માને. તદ્વત્ શ્રીહરિનું સમજવું ને દૃઢાશ્રય ભરોંસો તે હિતકારીનો રાખીને સદા તે પ્રભુનું ભજન સ્મરણ ભુલવું નહી.

## शिक्षाश्लोकीग्रंथे.

**मयि चेदस्ति विश्वासः श्रीगोपीजनवल्लभे इत्यादिवचनात् ।**

શ્રીઠાકોરજી દાસનું સદૈવ રૂડું જ કરે છે, કદાચ તુરત ખોટું ભાસે કે દેખીએ તદપિ દૃઢ નિશ્ચય રાખવો કે, એમાં પણ પ્રભુ સારૂં જ કરતા હશે. નિશ્ચેજ એવું માનીને પ્રભુના ગુણ માનીએ તેહેનું નામ તે ગુણગાન કેહેવાય. તેથી શ્રીભગવાન ઘણા પ્રસન્ન થાય છે કે, માહારા કર્યા ગુણને એ હાવાં સમજ્યો ખરો—કૃતઘ્ની મટયો. બાકી તુરત લાભ દેખીને તો સર્વ સારૂ માને, તેનું આશ્ચર્ય શું? માટે શ્રીનાથજીના ઉપર અતિ દૃઢ વિશ્વાસ રાખવો તે બરાબર બીજું એક પણ સાધન નથી, જેહેનું શૂન્ય ભાગ્ય હોય તેહેને પણ એ પ્રભુ પ્રમેય બળ વડે પોતાનો ગણીને સઘળા મનોરથ પૂર્ણ કરે છે. પણ તેહેના કોટયનધિ અપરાધો કે જે ન ક્ષમા કરના સરખા હોય તથાપિ પણ તેની ક્ષમા કરે છે. તેહેને ફળ આપતાં કાળ કર્મ માયાદિ કો-

ઇનો પ્રતિબંધ ચાલે નહી; કેમકે પ્રભુ कर्तुमकर्तुमन्यथाकर्तु सर्व કરવાને સર્વેશ્વર સદા સ્વતંત્ર છે, માટે ને વળી સર્વ ભક્તના અંતર્યામી છે. તે સર્વના મનોભિલાષ માત્રને જાણે છે, માટે તેમને કશું કેહેવું ન પડે, આ કારણથી બીજા સર્વ ભરોંસા મુકીને એક અનન્ય ભાવે ભરોંસો દ્રઢ શ્રીજીનો રાખે; તેહેને સકળ પદાર્થ સિદ્ધ થયેલા છે જ. શ્રીકૃષ્ણ નામ ક્ષણમાત્ર વૈષ્ણવે ભૂલવું નહી. સદા તેમનું ચિંતવન કરવું ને તે ભગવતની સેવા યથા સંપત શક્તિ અનુસાર મિલિત ઉપચારોથી જેમ બને તેમ કરવી. યથાશક્તિ કરવામાં આળસ કે પ્રમાદ ન કરવો. તેમ અન્યાશ્રય પણ ન કરવો. અસમર્પિત ખાન પાન ન કરવું. દુષ્ટ સંગથી દુર નાસવું. સ્વમાર્ગીય ઉત્તમ ભગવદીને મળીને અખંડ નિવેદનનું સ્મરણ કરવું તેથી ચિંતા ન ઉપજે. જો એ પ્રમાણે ન કરીયે તો અવિદ્યા બાધ કરે. આસુરાવેશ થાય. તેહેની નિવૃત્તિનો ઉપાય અષ્ટાક્ષર મહામંત્રનો જપ તથા શ્રીજીનું ચરણામૃત છે. સકળ પાપ, સંતાપ, વ્યાધિ, ક્લેશ, દુઃખ, ભય, હાનિ ઉદ્વેગાદિક મટવાનો ઉપાય શ્રીહરિની શરણાગતિ અને શ્રીહરિનું નામ સ્મરણ એ વિના બીજો કશો શ્રેષ્ઠ ઉપાય છે જ નહી. સર્વ પદાર્થના કર્તા હરતા દાતા એક સ્વયમેવ શ્રીનાથજી જ છે. તેમની ઇચ્છા વિના એક પત્ર પણ હાલી શકતું નથી. બીજી સર્વ વાતો સાધારણ પક્ષની છે, પણ સત્ય સિદ્ધાંત વાત તો એ જ છે. કેમકે કર્તું અકર્તું અન્યથા કર્તું સમર્થ એ પરમેશ્વર તે પ્રાણિમાત્રનું સુખ દુઃખ એમના હાથમાં છે. સદા સર્વદા શ્રીજીનું ધાર્યું જ સકળ થાય છે, તેહેમાં હરબ્રહ્માદિક કોઇએ અણુમાત્ર પણ ફેર પડે નહી તો બીજા જીવ ત્યાં કોણ માત્ર છે? કોટિક બુદ્ધિવાન મળીને અનંત યત્ન કરે તથાપિ પણ તે મિથ્યા કેહેવા માત્ર છે. સોચના કરી મરે, તેટલો જ લાભ—જીવ હું કરતાપણું માને છે તેતો જેમ શકટનો ભાર શ્વાને તાંણ્યા જેવું છે. શ્વાનને શકટને કશો સંબંધ જ નથી, તેમ જીવને પોતાના આપથી કર્તૃત્વપણાનો સંબંધ જ નથી, છતાં અહંતામમતાથી અજ્ઞાને કરીને માને છે ખરો. એજ એની અલ્પજ્ઞતા બતાવી આપે છે. તે પણ હરિ ટાળે તો જ તે ટળે. જક્તમાં કોઇ જ્ઞાની પણ નથી. ને મૂઢ પણ નથી. જે સમયે જેહેને જેહેવો હરિ કરે તે સમયે તે તેહેવો જ થાય. તે જેમ કાષ્ઠની પુતળી તથા મરકટ અને શકયંત્ર, બાલકાદિક, પરાધીન થકા જ્યમ સૂત્રધાર નચાવે ત્યમ નાચે, અને કરાવ્યા ખેલ કરે છે તેમ અખિલ જક્ત શ્રીજીને વશ છે. શ્રીહરિ જંત્રી છે અને તું જંત્રવત છે. પુણ્ય ને પાપ તેતો બંને કેહેવામાત્ર છે. જે વૃક્ષે જે લતાએ જેવું

॥ श्रीकृष्णाय नमः ॥

આધિભૌતિક અધ્યાત્મ દુઃખ આધિદૈવિક હુ કહાય;
તીન મૂલ શાખાં અમિત, સુનત સકલ સંશય છિદ જાય. ૪
કર્મકાલગ્રહમનાદિ માનત સુખ દુઃખ હેતુ;
હરિ ઇચ્છા આધીન સબ અસમુઝય ઇન સિર દેતું. ૫

पांडवगीतायां सा हानिः तन्महत् छिद्रं इत्यादि वाक्येन ॥

હરિ ઇચ્છા આધીન સબ તેં, પ્રબલતા સમ ઔર ન કોય;
કર્માદિક હૂ તસ કરેં, જેંસિ પ્રેરણા હોય. ૬

उक्तश्च, कर्ता कारयिता हरिः।

હરિ શરનાગતસો સબેં, હરિ કરતા ઇક જ્ઞાન;
કર્માદિક કર કહત સો, કૃષ્ણદાસ બિન આંન. ૭
મૂલ કૃષ્ણ. ઇચ્છા બિનાં, ડોલેં નહિં એક પાત;
એહી દ્રઢ ચિત્ત રાખીયેં, લછચ બાતકી બાત. ૮

---

ફળ ફુલ પત્ર જે ઋતુ સમયે જેટલું હરિએ નિર્માણ કર્યું હોય છે તે પ્રમાણે તે નિમિત્તમાત્ર આપે છે. તે જ પ્રમાણે જેહેને જે સમયે જેટલું જોવું જેમ હરિએ લખ્યું છે તેને તે સમયે તે પ્રમાણે પ્રાપ્તિ થાય છે. તદપિ પંડિત સરખાપણુ સોન્ય છે.

૪. ત્રિવિધ પ્રકારના સંતાપરૂપ દુઃખ. ૧ આધિભૌતિક. ૨ આધ્યાત્મિક. ૩. આધિદૈવિક. જે કહેવાય છે એ ૩ મૂળ તેની અપાર શાખાઓ છે તે સાંભળવાથી સર્વ સંશયો છેદન થઈ જાય.

૫. કર્મ, કાલ, ગ્રહ, મત ઇત્યાદિને સુખ દુઃખના હેતુ કહેવામાં આવે છે, પરંતુ એ સર્વે શ્રીહરિની ઇચ્છાને આધીન છે. તેની જેહને સમજ નથી હોતી તે એમને શિર દોષ દે છે.

૬. સર્વ કોઈ શ્રીહરિની ઇચ્છાને આધીન (વશ) છે. પ્રભુની પ્રબળ સત્તા છે, તેમની સમાન અન્ય કોઈ પણ નથી. કર્માદિક પણ તેટલું જ કરી શકે કે જેવી પ્રભુની પ્રેરણા હોય.

૭. એ સર્વે શ્રીહરિનો આશ્રય કરીને રહેલાં છે, માટે સર્વકર્તૃપદ શ્રીહરિને જ ઘટે છે, એવું જ્ઞાન રાખવું. કડી ૫ માં કહ્યાં છે તે કર્માદિક કરે છે, એમ કહેનારા શ્રીકૃષ્ણદાસ નથી, એમ સમજ છે.

૮. સર્વનું મૂળ શ્રીકૃષ્ણ છે, અને તેમની ઇચ્છા વિના એક પાંદડું પણ

તહુબિબેક તોં રાખીયેં, તાપેં જો કછ્યું હોંય;
સો ઇચ્છા હરિકી લહોં, તામેં દોષ ન કોય. ૯
બિબેકતેં ભાવિ ન ટરેં, સોચ કરોં જિન કોય;
બિબેક કોં ગુંન એહી હેં, પાછેં તાપ ન હોય. ૧૦

**उक्तं च विवेकस्तु हरिः सर्वं निजेच्छातः करिष्यति।**

---

હાલવાને સમર્થ નથી. એવું દૃઢ કરીને મનમાં રાખવું. લાખ વાતની એક સાર સિદ્ધાંતની વાર્તા એ જ છે.

૯. તો પણ વિવેક રાખી સમજવું જોઇએ. અનિત્યરૂપ જડ પદાર્થમાં ચૈતન્યાદિ સત્તા તો તે નિત્ય સત્ય અનાદિ બ્રહ્મ થકી જ આવેલી છે. એમ જાણી જેને માટે જે જે ઉપસ્કર તે પ્રભુએ ઉત્પન્ન કરેલો છે. તે તે સાહિત્ય દ્વારા એ જ તે કર્મ બ્રહ્મ કરાવે છે એમ વિવેકથી કર્મ, કાળ, ગ્રહ, સ્વભાવાદિને જાણવા, યોગ્ય સંભાળ અને બનતો પ્રયત્ન કર્મ, કાળ, ગ્રહ, સ્વભાવાદિ દ્વારાએ થાય છે, તેનો સત્ માર્ગે ઉપયોગ કરવા સુબુદ્ધિનો ઉપયોગ કરવો. એ પ્રમાણે ઘટિત યોજનાઓ યોજ્યા છતાં પણ ઇશ્વરઇચ્છારૂપ પરિણામિક (ભાવી) ફળ આવનાર છે તે જ આવશે, એવી સમજણ રાખવી. જો સર્વના મૂળરૂપ શ્રીહરિની ઇચ્છાને જ પ્રધાન પદે સ્વીકારવામાં આવે તો પછી વચલ્યાં કારણરૂપ કર્મ, કાળ, ગ્રહ, સ્વભાવાદિનું સ્વતંત્ર કાંઇ પણ સામર્થ્ય ન હોવાનું સહજ સમજાશે, અને કોઇને નિમિત્તકારણરૂપ દોષ પણ નહીં રહે.

૧૦ અગાઉથી વિવેક બુદ્ધિ પુરઃસર વર્તતાં છતાં પણ ભાવી થનાર વસ્તુ તે કદિ પણ મિથ્યા થઇ શકનાર નથી, માટે ભવિષ્ય પદાર્થરૂપ પરિણામિક ફલને માટે કદિ પણ શોચ (ચિન્તારૂપ પરિતાપ) કરવાનું પ્રયોજન નથી. અગાઉથી વિવેકયુક્ત વર્ત્યાનું ફળ એટલું જ કે જગતનો મિથ્યાપવાદ આવવારૂપ જે તાપ, તે ન થાય, જગતના લોક એવો ઠપકો ન આપે કે, પ્રભુએ બુદ્ધિ અને સાધનો આપ્યા છતાં તેનો ઉપયોગ ન કર્યો. જે પ્રમાણે જે કાળે કરવું ઘટતું હતું તે તો મેં અગાઉથી કર્યું હતું, પરંતુ પ્રભુ ઇચ્છા પ્રમાણે જ પરિણામિક ફળ આવ્યું એમ જાણી હર્ષ કે શોકરૂપ ચિંતાદિ ક્લેશ પરિતાપ ન થાય, માટે વિવેક રાખી શ્રીહરિની ઇચ્છા પ્રમાણે થયું છે, થાય છે, અને થશે, એમ નિશ્ચય રાખી ચિન્તા ક્લેશથી નિવૃત્ત થવું.

કીયો હોત સબ કૃષ્ણકોં, તુમ ન કરિ પરિતાપ;
જો અપનોં બલ ચલેં, તોં કરેં બુરો કો આપ. ૧૧
હરિકૃતિમેં હૂં પદ દિખેં, એહૂ હરિકૃતિમાંનિ;
સુધી સમુઝ જાકો મિલી, તાહિ દઈ કો આન. ૧૨
જિયકી ચિતવનિ ઓર, અરૂ પ્રભુકી ચિતવનિ ઓાંર;
કાકતાલી ન્યાય કછુ, કબુ આવેં ઇક ઠોાંર. ૧૩
દારુ પૂતરી યંત્ર શુક, મરકટપરવશ બાલ;
ત્યોં હરિકે બસ જક્ત સબ કરેં કરાયે ખ્યાલ. ૧૪

उक्तंच स्वसांप्रदायिकग्रन्थे न जीवाः स्वबलात् किंचित्कर्त्तुं शक्नुवते स्वतः॥

---

૧૧. સદા સર્વદા તમામ ઠેકાણે શ્રીકૃષ્ણ ભગવાનનું જ કર્યું નિર્મ્યું થાય છે, એમ જાણીને પરિતાપ દૂર કરવો. જો પોતાના બળેથી થતું હોય તો પોતાનું બુરૂં (નઠારૂં) કોઈ પણ કેમ કરી શકે?

૧૨. શ્રીહરિની કૃતિ છતાં તે કૃતિમાં હું કર્તાપણું ભાસે, (દેખાય) તે પણ શ્રીહરિની પ્રેરિત ચૈતન્ય સત્તાની કૃતિ જાણવી. એવી જેહને સીધી સમજણ મળેલી છે તેને બીજો શું કરી શકશે? અથવા તેને મિથ્યા કોણ કરી શકશે? અથવા તેને તે કોણ આપનાર છે? અર્થાત્ એક શ્રીહરિજ સર્વને મેળવી આપનાર છે.

૧૩. જીવનું ચીતવેલું બીજું હોય ને પ્રભુંએ બીજું નિર્ધાર કરેલું હોય, ત્યારે તો જીવની ઇચ્છા પ્રમાણે ન જ થાય; પરંતુ કોઇ સમયે જે જીવે ધાર્યું છે તે પ્રભુ ઇચ્છાને અનુકૂળ હોય તે કારણથી તે કાર્ય સિદ્ધ થાય એતો કાકતાલીય ન્યાય જેવું ગણાય છે. કહેવત છે કે, "કાગડાનું બેસવું, ને સાલીયાનું ભાગવું." સાલીયો જીર્ણ થવાથી કે વાવા ઝોડી આદિ નિમિત્ત કારણથી પડવા જેવો થઇ રહ્યો હોય ને એટલામાં તેની ઉપર કાગડા જેવું હલકું પ્રાણી બેઠા છતાં તે પૃથ્વી પડી ગયો, એમાં કાગડાને નિમિત્ત કારણ વા મુખ્ય કારણ ગણવું એ કાંઇ બરોબર ન કહેવાય. એતો પ્રભુ ઇચ્છારૂપ સંયોગ નિમિત્ત છે. જો એ પ્રમાણે હોય તો સદા કાળ તે જ પ્રમાણે બનવું જોઇએ. તેમતો બનતું હોય, જો ખરેખર જીવના જ ધારવા પ્રમાણે સર્વ થતું હોય તો પછી ઈશ્વરની સ્વતંત્ર સત્તાની પ્રબળતામાં પણ હાનિરૂપ દોષ આવે. માટે, કાકતાલીયન્યાય પ્રમાણે તો ક્વચિત જ બને છે.

૧૪. જે પ્રમાણે કાષ્ઠની પૂતળીવાળુ યંત્ર, યંત્રીને આધીન છે. અને

સુખ દુઃખ નહિ જિય જતનતેં મિથ્યા રહિ મન ભ્રાંત;
કનક કશ્યપુ પ્રહ્લાદ કોં, દેખિ લેહુ દ્રષ્ટાંત. ૧૫
સબહિ હોત હરિકો કીયો, કેહુ મિસ પૈદા હોય;
જ્ઞાની તાકૂં નાં ગિને, સુમરિ સુમરિ જડ હોય. ૧૬
દુઃખ મૃત્યુ કોહુ ન રુચિ, સહજ સમય પર આય;
સુખહુ ત્યોં બિરલા સમુઝિ, કહુવે માત્ર ઉપાય. ૧૭

---

માંકડાં મદારીને આધીન છે અને અજ્ઞ મુગ્ધ બાળક માતા પિતા ઇત્યાદિ હિતવાત્સલ્ય કરનાર પાલકને આધીન છે અને વ્યાલ (સર્પ) વાદીગરને આધીન વર્તે છે, તે જ પ્રમાણે સમગ્ર જગત્ ને શ્રીહરિને વશ વર્તી રહેલ છે તે બ્રહ્મની જે પ્રમાણે ઇચ્છા પ્રેરણા કે આજ્ઞા હોય તે પ્રમાણે જીવ કરી શકે છે તે બ્રહ્મની સત્તા ચૈતન્યાદિ યોગથી જ જીવ કરી શકે છે કારણ જીવ બ્રહ્મને આધીન છે.

૧૫. સુખ, યા દુઃખ એ કાંઈ જીવના હાથમાં (સ્વાધીન) નથી. યત્ન કર્યાથી કાંઈ પણ ફેરફાર થઈ શકતો નથી, છતાં જે કેવળ સ્વતંત્ર રીતે પુરુષપ્રયત્નને જ મુખ્ય માને છે તેમની બુદ્ધિ ભ્રાંતિવાળી છે. દૃષ્ટાંત-રૂપ–જેમકે હિરણ્યકશિપુએ પોતે બચવાના, તેમ જ ભક્ત પ્રહ્લાદજીનું અહિત થવાના અનેક ઉપાયરૂપ પ્રયત્ન કર્યા છતાં તે હિરણ્યકશિપુ બચાયો નહીં અને પ્રહ્લાદજીનું લેશ માત્ર પણ ન બગડ્યું.

૧૬. સર્વ કાંઇ જે થાય છે તે શ્રીહરિનું કરેલું જ થાય છે. માત્ર તેમાં મિષ એટલે કહેવા માત્ર (બ્હાનારૂપ નિમિત્ત કારણ)ને પ્રભુ પેદા કરે છે. પરંતુ જ્ઞાની જન તે બ્હાનાને કથનમાત્ર જાણી તે વચલા પદાર્થને કાંઈ પણ હિસાબરૂપ લેખતા (ગણતા) નથી. પરંતુ જડ બુદ્ધિના (અજ્ઞાની) જન તે નિમિત્ત કારણને સંભારી સંભારીને (ફરી ફરીને યાદ લાવીને) રડે છે.

૧૭. જુઓને દુઃખની કે મૃત્યુની કોઈ પણ ઇચ્છા રાખતું નથી. છતાં તે જેમ અનાયાસે જે તે સમયે આવીને પ્રાપ્ત થાય છે તે જ પ્રમાણે વગર માગે સુખ પણ અનાયાસે પ્રાપ્ત થાય છે, પરંતુ આ મર્મને કોઇક વિરલજન જ જાણે છે. એ ઇશ્વરઇચ્છારૂપ સુખ દુઃખ લાભ હાનિ જાણી તેમાં ફેર-ફાર કરવા રૂપના પ્રયત્ન ને તો કહેવા પુરતો ઉપાય છે.

સર્વેશ્વર સર્વાત્મ બિભુ, નાગર કૃષ્ણ કૃપાલ;
નિજ ઇચ્છા સુહિ કરેગે, તૂ ક્યોં સોચત બાલ ? ૧૮
ઈશ કૃતિમેં અહંપદ, શકટ નિચેં જ્યોં શ્વાન;
સકલ સૃષ્ટિ મંડાનયોં, બિરલ જુગત યહ જાંન. ૧૯
સુધોં કરત ઉલટોં પરત, ઉલટોં સુધો હુ હોત.
ભરત બ્યાધ દ્રષ્ટાંત લખ્ય, મૂરખ કાહેકૂં રોત. ૨૦
ઇહતોં બિગર્યો ચૂકતેં, અબે ચલિ ચેતિ ચતુર;
ફિર કછુ શોચો તબ ભવિશ, કેં તૂં ફિરકે મ્હૂર. ૨૧

---

૧૮. જે સર્વેશ્વર, સર્વના આત્મા, વિભુ (સમર્થ અથવા મ્હોટા) અત્યંત ચતુર અને ધર્મી કૃપાળુ શ્રીકૃષ્ણ છે તે સ્વેચ્છાથી જેમ તેમને ગમતું હશે તેમ કરશે, માટે હે બાળક સરખી બુદ્ધિવાળા અજ્ઞાની, તું શા માટે ચિંતા કરે છે?

૧૯. ઈશ્વરની સર્વ કૃતિ છતાં જે મિથ્યાભિમાનથી હું કર્તાપણું માને છે તે તો જે પ્રમાણે ગાડાનો ભાર ખેંચવાને કુતરૂં લેશ માત્ર પણ સમર્થ નહી છતાં ગાડાની પાછળ અમળાતું અમળાતું ચાલી મિથ્યાભાર ખેંચવાપણાનું અભિમાન રાખે તેવું છે, કેમકે સર્વ જગતનું મંડાન એ જ પ્રમાણે ઈશ્વરની સત્તાથી થાય છે, આ સિદ્ધાંતને કોઇક વિરલા પુરુષ જેવી રીતે છે તે પ્રમાણે યથાર્થ યુકિતએ કરીને જાણે છે.

૨૦ ઈશ્વરની ગતિ અકળિત છે એ સમજવાને સારૂ કહે છે કે, જુઓ સીધે માર્ગે ચાલતાં ઉલટું પરિણામ આવ્યું. જેમ કે ભરતજીએ કેવળ દયાની ખાતર હરણીના ગર્ભથી શ્રવી ગયેલા બાળકનું પાલણ પોષણ કર્યું તેમાં ત્રણ જન્મ લેવા પડયા; અને ઉલટ કૃતિ કર્યાં છતાં સુલટ ફળ પ્રાપ્ત થયું, જેમકે વ્યાધે (પારધીએ) શ્રીકૃષ્ણ પરમાત્માને બાણ માર્યું છતાં તે પારધીને સ્વદેહે સ્વર્ગે મોકલી સ્વર્ગ પદ આપ્યું. એ દૃષ્ટાંતો જોઇને હે મુર્ખ, તું શા માટે રડે છે (પશ્ચાતાપ કરે છે) અથવા તું શોચ કરીને શા માટે આક્રંદ કલ્પાંત કરે છે?

૨૧. કોઈ કહેશે કે, એ તો ચૂક ભૂલથીજ કાર્ય બગડ્યું, પરંતુ હવે તો ચતુરાઇથી ચેતીને ચાલજે કે જેથી કરીને પછીથી તને પશ્ચાતાપ કરવો ન પડે. છતાં બનવાનું તે તો બનશેજ, ત્યારે પણ તું આવી અજ્ઞાન પણાની સમજ રાખીશ તો પાછું ફરીથી તને રડવારૂપ પશ્ચાતાપ કરવાનો પ્રસંગ આવશેજ.

न करें तहु हांनि न मिटें, करि अनहोनि न होय;
परिच्छत सुत प्रल्हाद पितु, देखि बिच्यारी दोय. २२
जो चातुर सुखि होंय सब, तब मूरखकों दोस;
चातुर दुःखातुर अति, का मूरख अपसोस. २३
बुध जांनत दुःख यह कीयेँ, तहु किय बिंन न रहाय;
इच्छाबल पस्ताय पुनि, ताकों कोंन उपाय. २४

---

૨૨. ન કરે તો પણ હાનિ નહીં મટે, અને પ્રયત્ન કરે તો પણ જે નહીં થવાનું તે તો નહીં જ થાય. જેવી રીતે પરીક્ષિતના પુત્ર જન્મેજયને ભગવતજ્ઞાનાવતાર વેદવ્યાસજીએ અગાઉથી ભવિષ્યવાણીરૂપે થવાના પદાર્થ વિષે કહ્યું હતું તે પ્રમાણે ન થવાને સારૂ તેણે ઘણા પ્રકારની યુક્તિઓ કરી છતાં પણ થવાનું હતું તે થયું જ. ને તેમાં કાંઇ પણ ફેરફાર ન થયો. વળી અગણિત પ્રયત્ન પ્રલ્હાદજીને મારી નાખવાને પિતા હિરણ્યકશિપુએ કર્યા હતા, છતાં પ્રલ્હાદજીનું લેશ માત્ર પણ અહિત ન જ થયું. આ બન્ને દાખલા જોઇને તું વિચાર કર.

૨૩. જો ચતુરાઈપણાના કારણથી સદા ચતુરજનને સુખ જ થતું હોય એવો નિશ્ચય હોય તો મૂર્ખને અજ્ઞાનતાના કારણરૂપ દોષ દેઇ શકાય. પણ તેમ તો છે જ નહીં. ચતુર નરો ચતુરાઇ કર્યા છતાં પણ સુખી થતા થતા નથી. અને મૂર્ખજન કાંઈ જડતાના કારણથી દુઃખી પણ હોતા નથી. ચતુર નરો પણ અતિશય દુઃખાતુરપણામાં હોય છે એમ જાણીને મૂર્ખે પણ તેનો અફસોસ કરવાનું કારણ રહેતું નથી.

૨૪. બુદ્ધિમાન ડાહ્યા પુરૂષો જાણે છે કે, આવું અસત્ કર્મ કર્યાથી દુઃખ પ્રાપ્ત થાય છે. એમ તેઓ જાણતા છતાં પણ ન કરવાનાં કર્મ પરવશપણે કરે છે. અર્થાત્ તે નહીં કરવા યોગ્ય છતાં કર્યા સિવાય રહેતા નથી, તે પરથી તેમને તે અસત્ કર્મના પરિણામરૂપ દુઃખ ફળ જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે તેનો પશ્ચાત્તાપ કરીને પછી તે પ્રભુની ઇચ્છાને મુખ્ય બલિષ્ઠ ગણે છે. ત્યારે કહો કે પ્રભુ ઇચ્છા એ મુખ્ય ઠરી કે નહી? અને ભવિષ્ય પદાર્થને મટાડવાને કોઇ પણ ઉપાય છે ખરો? બન્નેનો જવાબ એ કે પ્રભુ ઇચ્છા એ જ મુખ્ય ને તેમાં ફેરફાર કરવાનો કોઇ પણ ઉપાય નથી.

રામ બ્રહ્મ સિવ મુખ સુને–સયાની ન સંશય ભાગ;
બુદ્ધિ પ્રેરક કૃષ્ણ સબ સ્યાંનપ કામ ન લાગ. ૨૫
उक्तंच बुद्धिप्रेरककृष्णस्य पादपद्मं प्रसीदतु ॥
"જનમેંજય" મુનિ મુખ સુન્યો, ભવિશ કહ્યાં કરૂં ચૈં ત;
તો હૂં વહકો વહિ ભયોં બહ્યાં ગયોં અભિમાંન. ૨૬

---

૨૫. શ્રીરામચંદ્રજી ભગવદવતાર બ્રહ્મસ્વરૂપ છે એમ સાક્ષાત્ શંકરે પાર્વતીજીને પ્રાચીન ઉપદેશ કર્યા છતાં સયાની ( શાણાં ) શ્રી પાર્વતીજી જગદંબ સ્વરૂપ તેમનો સંશય નિવૃત્ત ન થયો ને શ્રીરામચંદ્રજીની પરીક્ષા કરવાને દોડયાં. સર્વની બુદ્ધિના પ્રેરક શ્રીભગવાન છે એમાં શાણાજનનું પણ ડહાપણ ચાલતું નથી, શ્રીપાર્વતીજીનું ભાવી શ્રીમહાદેવજીથી વિરક્ત થવાપણાનું હતું તે ફળ પરિણામિક આવ્યું. આ કથા શ્રી રામાયણમાં પ્રસિદ્ધ છે.

૨૬. જન્મેજયે શ્રીમત્ વેદવ્યાસજીના મુખ થકી શ્રવણ કર્યુ હતું કે તાહારા પ્રારબ્ધમાં ૧૮ અરાઃ બ્રહ્મ હત્યાઓ છે માટે તું કહે છે કે હું ડાહો છું, વળી આપના મુખ થકી ભવિષ્ય વાર્તા મેં જાણી છે તેથી હું તે ન કરવા માટે જરૂર અગમચેતીથી સાવધ રહીશ. છતાં ભાવી પ્રમાણે થનાર હતું તે થયુંજ ને કરેલું વ્યર્થ અભિમાન મિથ્યા ગયું.

૧ યજ્ઞ ન કરવાની પ્રતિજ્ઞા કરેલી હતી છતાં વૃદ્ધાવસ્થા થયા છતાં પુત્ર ન થયો જાણી પાંડુરાજાના વંશનો ઉચ્છેદ ન થવા રૂપી કામના હેતુથી પુત્રેષ્ટિ યજ્ઞ કર્યો.

૨ કદાચ યજ્ઞ કરે તો વૃદ્ધ બ્રાહ્મણોને યજ્ઞની વરુણીમાં નોતરજે એવું કહ્યા છતાં વૃદ્ધ બ્રાહ્મણના મુખમાંથી શુદ્ધ સ્પષ્ટ મંત્રોચ્ચાર થતા નથી માટે સાંગ કર્મ ન થયાથી ફલ–પુત્ર પ્રાપ્ત નહીં થાય એમ ધારી યુવાન બ્રાહ્મણોને વરુણીમાં વરાવ્યા.

૩ તે બ્રાહ્મણો ઉપર કોપ ન કરીશ એમ કહેલું છતાં અશ્વલિંગની પૂજા સમયે બ્રાહ્મણોએ સહજ હાસીરૂપે કરેલું ભાષણ સહન ન કરતાં તેમના ઉપર ક્રોધ કર્યો.

૪ કદાચ ક્રોધ કરે તો પણ તેમને કાંઇ પણ શિક્ષા ન કરવી એમ કહ્યા છતાં ૮ અષ્ટ દિગ્પાળમાંનું ૧ કોડીયું લેઇ તે યજ્ઞ કરાવનારા ઋત્વિજાદિ બ્રાહ્મણોને માર્યું, અને ૧૮ બ્રહ્મહત્યા થઇ હતી.

સકલ સુરાસુર મ્હામુનિ, શિવ બ્રહ્માદિ સયાંન;
ત્રિકાલેશ ભુલચે ભવિશ, હરિ ઈચ્છા બલવાંન. ૨૭

ઉક્તંચ,

એ મન કહે પરદેશ ચલૂં, તણ મોહકોં બોજ લયોં સિર ભારી;
એ મન કહે ઘર રહૂં તો વિકારકિ દેહન બૈઠન હારી.
એ મન કેહે કછૂ ન કરૂં તહાં વસુહી એહિ દારૂન રૂણુ સુરલોક
પૂરન બને,
નહિં નાથ કે હાથમે, નાથ હમારી પરદિની.
બોલે વિહસિ મહેસ તણ જ્ઞાની મૂઢ ન કોઈ,
જિહિંજસ રઘુપતિ કરહિં જબ સોં તસતિહિં છન હોઇ. ૨૮

---

૨૭. સર્વે સુર (દેવો) અને અસુરો તથા મ્હોટા મ્હોટા મુનિઓ છતાં તે પણ ભાવી પદાર્થને આધીન થઇ પોતાનું ભાન ભૂલ્યાના દાખલાઓ છે જેમ કે,

(૧) (ઇંદ્ર) અને ચંદ્ર જેવા દેવોએ ગુરુપત્ની સાથે ગમન કર્યું.

(૩) મુનિ પરાશરે ગંગાની મધ્યમાં ઢીમ્મરને ત્યાં ઉછરેલી કુમારી કન્યા પ્રત્યે બલાત્કારે ગમન કર્યું છે.

(૪) શીવજી જેમણે આધિભૌતિક કામને પ્રજાળ્યો તે મોહની સ્વરૂપમાં મ્હોવાયા.

(૫) બ્રહ્માજી પિતામહ પુત્રી સરસ્વતીજીની પછવાડે કામવિકારથી દોડયા હતા.

(૬) જે બ્રહ્માએ સાગરે જઇ નારાયણની પ્રાર્થના કરી શ્રીકૃષ્ણાવતાર કરાવ્યો તે શ્રીકૃષ્ણની લીલા જોઇ વિસ્મિત થઇ વાછરડાં હરી ગયા હતા.

(૭) બ્રહ્માનું પ્રાગટય વસિષ્ઠજી કે જે ત્રિકાળના જ્ઞાની તેમણે દશરથ રાજાને શુભ મુહૂર્ત રાજ્યાભિષેકનું કાઢી આપ્યું હતું છતાં જે સમયે રાજ્યારોહણ થવાનું તે સમયે વનવાસ પ્રયાણાદિએ દુખ કલેશ પેદા થયું વગેરે દાખલા અનેક છે. સૌનો સિદ્ધાંત એ સમજવાનો છે કે શ્રીહરિની ઇચ્છા બળવાન છે. તે પ્રભુની ઇચ્છા શી છે તે જાણવી અશકય છે.

૨૮. આ કડીઓ ગ્રંથકાર કવિની નથી પણ ભક્ત કવિવર્યે સ્વોક્તિમાં પ્રમાણ તરીકે મહાત્મા શ્રીરામભક્ત તુલસીદાસજીના રામાયણનો અંગીકાર કરેલો છે જેનો ભાવાર્થ સાર અનુક્રમે દરેક કડીનો એ છે કે, શ્રીમહાદેવજી

## ચોપાઇ.

ઉમા દારૂ જોષિતકી નાંઇ, સબેં નચાવત રામ ગૌસાંઇ;
નટ મરકટ ઇવ સબહિ નચાવત, રામ ખગેસ બેદ અસગાવત. ૨૯

## श्रीमद्भगवद्गीतायां.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ॥
भ्रामयन् सर्वभूतानि यंत्रा रूढानि मायया ॥१॥

## દોહા.

ફિર ફિર મનમેં વહિ બસેં, હોંન હાર જો હોય;
અન હોંની ભાવેં ન જો, લાખ સિખાવેં કોય. ૩૦
સબ સંજોગ તેંસાં જુરેં, જેંસાં હો તબ હોય;
નહિં હો નોં કરિ નાંસકેં, કોટિ જતન તેં કોય. ૩૧

---

હસીને કહે છે કે કોઇ જ્ઞાની નથી તેમ કોઇ મૂઢ નથી. જે સમયે શ્રીરામચંદ્રજી ભગવાનને જેવું કરવાની ઇચ્છા હોય છે તે વખતે તેવું થાય છે. હે પાર્વતીજી, જે પ્રમાણે કાષ્ટ પુતળીને સૂત્રધાર નચાવવા ઇચ્છે છે તેમ તે નાચે છે. તેમ શ્રીહરિ યંત્રી છે અને યંત્રરૂપ સમગ્રજક્ત છે.

૨૯. જે પ્રમાણે નટ (મદારી) માંકડાને નચાવે છે તેમ તે નાચે છે, તેવી જ રીતે પ્રભુ પોતાની માયાથી સમગ્ર જગતને નચાવે છે, તેમ શ્રીરામચંદ્રજી છે. શ્રી રામચંદ્રજી અને ખગ (પક્ષી) તેના ઇશ (રાજા) ગરૂડજીના સંવાદનું વેદમાં કહ્યાના ઇસારાવાળું આ વચન છે.

ભગવદગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ અર્જુનને એ જ મર્મ કહ્યો છે એ ઇશ્વિર સર્વના હૃદયના ગુહા પ્રદેશમાં બિરાજી રહેલા છે તે સર્વને જેમ યંત્રવડે કરીને યંત્રી નચાવે છે તેમ પ્રભુ પોતાની દૈવી માયાથી સર્વને નચાવી રહ્યા છે.

૩૦. ફરી ફરીને મનમાં એ જ આવીને વસે છે કે, જે થવાનું છે તે થશે જ. અને જે નથી થવાનું નિર્માણ કર્યું ને તે લાખો ઉપાયે પણ નથી જ થનારૂં.

૩૧. જે કાળે જેવું થવાનું હોય તે કાળે તેવો સંયોગ આવી મળે છે. અને જે નહિં થવાનું પ્રભુએ નિર્માણ કરેલું હોય તે કોટિ ઉપાયે પણ નહીં જ થાય.

કરે કામ સબ સમુઝિકેં લગે ભવિશ બલ ઠીક;
સોમત ભેલ ફિર સોચ કયોઁ, અભલ લગ્યોં કયોંનીક. ૩૨

કયોં હૂ ચૂક પરે નહી, જો સુખ હાંનોં હોઇ;
જો કબુ હાંનોં દુઃખ તબ, સુધોં બનેં નહિં કોઇ. ૩૩

અકર કરે અઘટિત ઘટે, અતર્કે અમિલ મિલાપ;
બનેં મિટેં નહિ ભવિશ, કબુ કયોં હૂ તબ કા તાપ. ૩૪

---

૩૨. દરેક મનુષ્ય પોતાને મળેલી યથાબુદ્ધિ અનુસારે સમઝી (વિચારી) ને કરે છે અને તે ભાવિબળના યોગે ઠીક લાગે છે, તે જો ભલું ન થાય તો તેનો શોચ (ચિંતા=પરિતાપ) ફરી કેમ થાય છે? કે જે પ્રથમારંભે સારૂ ને તેનું પરિણામિક ફળ ખોટું આવે છે જ્યારે ઉલટું એટલે વિપરીત પરિણામ આવે છે ત્યારે પ્રથમ થયેલું સારૂં કામ તે પણ જો તે વખતે ન થયું હોત તો બહુ સારૂ એમ શા માટે પાછળથી કહે છે?

૩૩. જેહેને જે રીતે સુખ પ્રાપ્ત થવાનું છે તેને તે રીતે પ્રાપ્ત થવામાં કાંઇ પણ ચૂક (ભૂલ) કદિ પણ થનાર નથી, અને તે સુખને પ્રાપ્ત થનારો હમેશાં સતધર્મે જ ચાલતો રહેશે. અને એ જ પ્રમાણે (એથી વિરુદ્ધ) નો દાખલો જેહને જે કારણથી જે રીતે દુઃખ પ્રાપ્ત થવાનું છે તેને તે કષ્ટ પ્રાપ્ત થવામાં પણ કાંઇ ફેરફાર થનારો નથી જ. કારણ કે જેને દુઃખ પ્રાપ્ત થવાનું છે તેને હાથે કદિ પણ સીધી કૃતિ (સત્કૃતિ) થવાની નથી. અર્થાત્ જેને દુઃખ પ્રાપ્ત થવાનું છે તેનાથી સુધું કાર્ય થઇ શકવાનું નથી.

૩૪ પ્રભુ કર્તુમ્ અકર્તુમ્ અન્યથા કર્તુમ્ સર્વ કરવાને સદા સ્વતંત્ર અને સંપૂર્ણ સામર્થ્યવંત છે એટલે નહીં થવા યોગ્ય હોય તો પણ તે કરી શકે, અને જે ઘટિત સંભાવના નથી છતાં તે ઘટિત સંભવિત કરે. જેહેનો તર્ક પણ થઇ ન શકે તેનો તર્ક (વિચાર) કરવાને પણ શકયવંત કરે. અને જે મળી શકવું દુર્લભ છે તો પણ તે મેળવી શકે છે. તથાપિ પ્રભુએ જે બનવાનું નિર્ધાર કરેલું છે તે તો નહિં જ મટે એટલે ભાવિ (ભવિષ્ય) પદાર્થ તો ગમે તેટલો પ્રયત્ન કરશો તો પણ કદી નહીં જ મટે (ટળે), ત્યારે એવી ભવિષ્યની વાતને માટે તાપ રૂપ (શોચ-ફીકર=ચિંતા=ઉદ્વેગ કે પરિતાપ) શા માટે કરવો? અર્થાત્ ચિંતા રહિત થવું.

ભાવિશ ભૂત જા હિય ધસ્યો, સો કરિ વહ જુ કરાય;
રુચિ સમ રચન રચાયકૈ, નિકસૈં નિજ મતિ પાય. ૩૫
બુજિ બિગારકી બાત તહુ, મિલ્યો ન સુધરન જોગ;
દિખત દિખત દુઃખ વ્હૈં ગયોં, હોંનહાર યહ રોગ. ૩૬
સુધી બાત સમુઝી તહૂ બની ન લગિ કછુ ખાંચ;
બિચ્ચાર કરત બિગાર ભોં, હોંન હાર હી આંચ. ૩૭

---

૩૫ જેના હૃદયમાં એવો નિશ્ચય થયો છે કે-જે પ્રમાણે ભાવી (ભવિષ્ય) પ્રભુએ નિર્મ્યું છે તે જ પ્રમાણે થયું, થાય છે, અને થશે જ. અને તે જેવું કરાવે છે તેવું જ થાય છે. તેમની રુચિ પ્રમાણે સમગ્ર જક્ત નચવ્યું નાચી રહેલું છે અને બુદ્ધિ પણ તેમણે આપેલી છે. જે કાળે જે થવાનું થયું હોય તેવી બુદ્ધિના પ્રેરક પણ તે જ છે, માટે બુદ્ધિ પણ તેમની પ્રેરણા અનુસારે થાય છે એમ સમજવું. જેહના કલેવરમાં ભૂતપ્રેતાદિએ પ્રવેશ કર્યો હોય તો તે કલેવરે કરીને તે ભૂત જેવું કરાવે તેવું થાય છે તે ભૂત પોતાની રુચિ પ્રમાણે કૃતિ કરાવીને જ્યારે નિકળી જાય ત્યારે પેલા કલેવર વાળાને પછીથી ભાન આવે છે.

૩૬. કેટલાક ત્રિકાળદર્શી પુરુષો જાણે છે કે આ અસત્ કૃતિ કર-વાથી બિગાડ થાય છે છતાં તેને સુધારવાનો તેને યોગ (સંયોગ) મળતો નથી, જેથી જોતા જોતામાં દુઃખરૂપ અસત્ જે થનારૂં હોય તે થઇ જાય છે જેમ રોગ જોતા જોતામાં વૃદ્ધિ પામી મહાન્ દુઃખ થાય છે તેમ અગાઉથી વિચાર કર્યા છતાં પણ જે બુરૂં (ખોટું થવાનું તે) થાય છે અને જે થવાનું તે થાય છે. જેથી સમજી શકાય છે કે જેનું ભાવિ વિપ-રીત (પ્રતિકૂળ) છે તેને સુલટી વાત પણ ઉલટી પડે છે (સત્ પુરુષો શિખામણરૂપ બોધ હિતકારી દે પણ તેને ઉલટો કડવો લાગે છે) અને જે વાત વાંકી (ખોટી) છે તેમ છતાં તેની મતિમાં તે તેને સીધી લાગે છે. એનું કારણ એટલું જ કે જે થવાનો ભાવી પદાર્થ તે જ પ્રમાણે તેના હૃદયમાં નિશ્ચિત બુદ્ધિ થઇ જાય છે અને જે થવાનું નથી તે કરવા તરફની તેની વૃત્તિ જ થતી નથી. એનું કારણ એટલું જ છે કે જેવું પરિણામે થવાનું હોય તેવી જ બુદ્ધિ થાય છે.

૩૭. સુધી (સીધી) વાત સમજ્યા છતાં પણ તે પ્રમાણે ન બને. એટલે સીધે માર્ગે પ્રવર્તવા ઇચ્છે તથાપિ તેમાં પ્રત્યવાયરૂપ પ્રતિબંધ આવી

સુલટિ બાત ઉલટી લગેં, ટેઢી સૂધી લાગ;
હોંનહાર હિય ધ્રડ બસેં, અન હોંની મતિ ભાગ. ૩૮

હોંનિ પ્રથમ હિય બસિ રહેં પ્રકટ ઉરોજન કોય;
ફિર ફિર ઓઢનિ ઉર ઢપેં, કંન્યા તહુ નર જોય. ૩૯

હોંન હાર હિય બસિ રહેં, ચિતઉ બરહિ કે બચ્છ;
ચલત અંબુ અતિ પલ લખેં, પ્રષ્ટ જદપિ નહિ પચ્છ. ૪૦

---

તે કાર્ય ન થવા દે. અને વિચાર કર્યા છતાં પણ બીગાડ થાય છે તેઉપરથી પણ સમજી શકાય છે કે, જે થવાનું છે તે થશે જ એ નિશ્ચય સત્ય છે.

૩૯. જેવું પરિણામે થવાનું છે તેવું જ અગાઉથી ભવિષ્યસૂચક ચિન્હ રૂપ કૃતિ કરવાનું હૃદયમાં (અંતરમાં) સ્ફુરણા (વૃત્તિ) થાય છે તે સમજવાનું દૃષ્ટાંત—જેમકે કુમારિકા કન્યાના ઉરોજ (સ્તન) ખીલેલાં નથી હોતાં તેવી વયે પણ તે કન્યા ફરી ફરીને (વારંવાર) પોતે ઓઢેલી ઓઢણી ને ખેંચીને પોતાના ઉર સ્થળને (સ્તનવાળા ભાગને) ઢાંકી દેવાનો વિચાર કરી ઓઢણી થકી તે સ્થાનને આચ્છાદન કરે છે. અને કન્યા (કુમાર) અવસ્થામાં છતાં પરિણામિક (ભાવી પદાર્થના) ફળરૂપ તેને પતિ સાથે વિવાહ (લગ્ન) થવાની તથા વરના મિલાપની આતુરતા અભિલાષા અંતરમાં સ્ફુરણા થયા કરે છે.

૪૦. આ કડીમાં પણ એ જ દૃષ્ટાંતનો સિદ્ધાંત દૃઢ દસાવવાને માટે બીજું દૃષ્ટાંત આપે છે કે—જે ભાવિમાં પરિણામે થનાર છે તેવું જ તેના અંતરમાં ઠસી રહે છે ને તેમ થવાને તે ચિંતવે છે. જેમકે મોરની જાતિમાં માદા (સ્ત્રી) જાતિ થાય છે જેહેને "ઢેલ" કહે છે, તેને ન્હાનપણમાં પર (પીછાં) આવેલાં હોતાં નથી. છતાં તે તે સમયથી એવી ઇચ્છા રાખે છે કે મને પર (પીછાં) આવશે. હા પરિણામે તે આવશે એ વાત તો સત્ય જ છે. પરંતુ તે પર (પીછાં) આવ્યા પહેલાંથીજ તે જ્યારે જળમાં ચાલે છે ત્યારે તે વખતે જાણે પોતાનેપર (પીછાં) આવ્યાં હોય તેમ માની તે પીછાં આવવાની જગ્યાને એ જળ પીંછ ફુટેલાંજ છે એમ માની પોતાના પૃષ્ઠ ભાગ (પીઠનો ભાગ) પીછાંવાળો નવલખે તેને માટે બહુ જ કાળજી સંભાળ રાખીને ચાલે છે. એ અંતર વૃત્તિ પણ પરિણામિક ભાવી ફળનું સૂચન કરે છે.

અન હોંની હોવે ન કબુ, હોંની મિટે ન કોઇ;
વહાં મરો પચિ લખ સુઘર, આખર હોનિ સુહોઇ.
સફર સૌભરી મૃગ ભરત, કલિનલ અમલ મિલાપ;
ભાવી જોગ મિલાય દે, ભજ હરિ તજ સંતાપ.

---

### કબિત ૧.

પુન્ય શ્લોકી નલ કેંસેઁ સંભવે કલિ પ્રવેશ;
ધર્મ રૂપ ધર્મ કેંસે ખેલે દ્યુત દાવરે.
બિધના બિએકી કેંસી દુહિતા પે દુષ્ટ મતિ;
ચંદ્રમાકે ચિત્ત કેંસો ગુરુપત્ની ચ્હાવરે,
ભૈષ્ણોં બિષ્ણુંરાત કબૂ, બિપ્ર કંઠ સાપ ધરેઁ;

---

૪૧. જે નથી થવાનું પ્રભુએ નિર્ભ્યું છે, તે કદિ પણ કોઇ કાળે કોઇ પણ ઉપાયથી નહીં જ થાય, અને જે થવા કાળ પદાર્થ છે, તે કોનાથી કદિ પણ મટાડી શકાનાર નથી. કદાચ લાખો ચતુરાઇના પ્રયોગો અનેક યત્નથી ચતુર પુરુષો કરશે, તો પણ આખરે જેવું થવાનું પ્રભુએ નિર્માણ કરેલું છે તેવુંજ થશે.

૪૨. કડી ૪૧ નું રૂપક સમજાવવાને શ્રીમદ્ ભાગવત પુરાણના ૨ દાખલા આપે છે. (૧) સૌભરી ઋષિ પૃથ્વી ઉપર માયાની વિશેષ ઉપાધિ માની અસંગ બ્રહ્મચર્ય રહેવાને દુઃસંગથી ડરીને શ્રીયમુનાજળમાં પેઠા, ને તે જળમાં ૬૦૦૦૦) સાઠ હજાર વર્ષ પર્યંત તપ સમાધિ કરી, તથાપિ પછીથી ભાવી રૂપ જે ગૃહસ્થાશ્રમ, તેનો યોગ, જળમાં મત્સ્ય અને માછલીનો સમાગમ (સંગ) પ્રસંગ જોઇ, વિહ્વલ કામાતુર થયા. સ્ત્રી સંગ પ્રાપ્ત થવા માટે માંધાતા રાજાને ત્યાં ગયા, વયોવૃદ્ધતા જાણી એ રાજાને ત્યાં ૫૦.) પચાસ કન્યાઓ હતી, તે મને સુરૂપ નહી હોવાથી વરશે નહી, એમ જાણી ને પેલી હજારો વર્ષની તપશ્ચર્યારૂપ પુણ્ય ફળ વટાવી નાખી સ્ત્રીસંગ માટે ૬૦૦૦૦ સાઠ હજાર વર્ષના તપના પ્રભાવ બળની પુણ્યા ઇને યોગે કરીને સુંદર રૂપવાન બન્યા, અને એક કન્યા તો શું પણ એ માંધાતારાજાની ૫૦. પચાસે કન્યાઓનું પાણિગ્રહણ કરી ગૃહસ્થાશ્રમમાં પડયા. ભાવી પદાર્થ

(૨) ભરતજી ઋષિ ગૃહસ્થાશ્રમી જનોની માયિક ઉપાધિ જાણીને અરણ્યમાં સરિતા( નદી )ને કાંઠે પર્ણકુટી આશ્રમ બાંધી રહ્યા હતા. છતાં ત્યાં એવું પરિણામ આવ્યું કે—એક હરણી જે કે ગર્ભવતી હતી, એ હરણીએ વ્યાઘ્રસિંહનો નાદ સાંભળ્યો તથા તેને પ્રત્યક્ષ પોતા તરફ પાછળ દોડયો આવતો જોયો, તે હરણી અત્યંત ભયાતુર થઇ, તેને બીજો બચવાનો ઉપાય ન રહ્યાથી જે નદીની તેડની ભેખડ હતી, તે ઉપરથી છલંગ (ફલંગ અથવા કુદકારૂપ ફાળ) સામી તેડની ભેખડ ઉપર જવાને તેણે મારી; પરંતુ તે ગર્ભવંતી (ભારરૂપ બોજાવાળી) હોવાથી તેનાથી તેના ધાર્યાપ્રમાણે ફલંગ ન વાગી, ને જ્યાં ભરતજી નદીમાં સ્નાનસન્ધ્યાદિ કર્મ કરતા હતા તે સરિતામાં તેનો ગર્ભ શ્રવી ગયો અને ગર્ભ શ્રવતાં જ તે હરણી પણ મરણ પામી. આ પ્રમાણેની ગર્ભની અનાથ સ્થિતિ જાણી ભરતજીએ તેને કેવળ દયા—દૃષ્ટિથી નદીમાં ખેંચાતી બાહાર કાઢી તેને ઉછેરી લાલન પાલન કર્યું. આખરે પોતાનો અંત સમય આવ્યો ત્યારે મનમાં વાસના રહી ગઇ કે હવે મ્હારી પાછળ આ મૃગના બચ્ચાનું રક્ષણ કોણ કરશે ? એવી દૃઢમતિ તેમાં રહી ગઈ. તે વાસનામૂળથી ભરતજી સરખા મુનિને ૩ જન્મ ધારણ કરવાનો પ્રસંગ આવ્યો.

૩. ત્રીજો દાખલો પુણ્યશ્લોકી નળરાજાનો હતો જે સત્યવાદી પુણ્ય પવિત્ર હતા, તેમાં કલિયુગનો પ્રવેશ થયો, જે મળરહિત નળરાજા તેને મળરૂપ ( દોષના ભંડારરૂપ) કલિયુગનો પ્રસંગ (સંયોગ) નડયો.

આ ૩ ત્રણે દ્રષ્ટાંતો આપી છેવટે એનો સારરૂપી સિદ્ધાંત લખે છે કે ભાવી ( ભવિષ્ય ) પદાર્થરૂપ સંયોગ અવશ્ય આવી બને છે, તેટલા માટે સર્વ સંતાપને છોડીને તું શ્રીહરિને ભજ.

**રસિક રંજન**—નામનો ગ્રંથ આ ભક્ત કવિ વર્યનો છે, તેમાંનાં ૩ કવિત એ જ ગ્રંથકારે આ કલેશકોહાર ગ્રંથમાં દાખલા સમજાવવા સારૂ મુકેલાં છે.

(૧) પુણ્યશ્લોકી ( પુણ્યપવિત્ર ) નળરાજા ધર્મમાર્ગે ચાલનારા પુણ્ય મૂર્તિરૂપ સત્યવાદી હતા. તેનામાં કલિયુગરૂપી અધર્મ દોષે પ્રવેશ કર્યો. એ અસંભવિત હતું છતાં તેમાં તે દાખલ થયો.

(૨) ધર્મરાજાનું પ્રાકટય યુધિષ્ઠિર સદા ધર્મમાર્ગે જ ચાલનારા હતા, છતાં તેઓએ દ્યૂત રમણ કર્યું ( જુગારરૂપ હારજીતની શરતની બાજી રમ્યા,) તેમાં રાજ્ય હાર્યા અને સ્ત્રી ( દ્રૌપદી ) હાર્યા,

ભર્ત્ત ભક્ત મૃગ મોહે ભૂલી કૃષ્ણ પાવરે.
દયા એ બિચ્ચારો બાત, પાછે પરિતાપ કરો
ભૂલાયે નાં ભવિષ્ય તો કાહા સખી ભયે બ્હાવરે.

## કબિત ૨.

મતિકે પતિ ગનેસ કોટિ બ્રહ્મ હત્યા કરી,

---

(૩) વિવેકી જ્ઞાની બ્રહ્મા તે પોતાની કન્યા સરસ્વતીના રૂપ ઉપર મોહિત થયા, ને તેની ઉપર વિષય ભોગવવાની દુર્બુદ્ધિ કરી.

(૪) ચંદ્ર દેવકોટિમાં સૌમ્ય છતાં, તેણે ગુરુપત્ની સાથે ગમન કરવાની ઇચ્છા કરી.

(૫) વૈષ્ણવ વિષ્ણુરાત (પરીક્ષિત રાજા) સર્વ રીતે ધર્મપરાયણ રહેતા હતા, છતાં તેમણે શમિક ઋષિ ધ્યાનસ્થ સ્થિતિમાં બિરાજેલા હતા તે સમયે તેમની પરીક્ષા જોવાને સારૂ તે ઋષિના કંઠમાં મૃતક સર્પને નાખ્યો.

(૬) ભગવચ્ચરણકમળની ભક્તિ કરનારા ને અરણ્યમાં અસંગ રહેનારા રાજર્ષિ ભરતજી ભક્ત નિર્મોહીપણે વર્તતા હતા છતાં, તે મૃગલીને ગર્ભશ્રાવ થયલો, એવું મૃગલીનું બચ્ચું નદીમાં તણાઇ જતું હતું તેને દયાની લાગણીથી બચાવવા જતાં તે મૃગના બાળક ઉપર આસક્તિ વધી પડી મોહને પામ્યા. આ ૬ છ દ્રષ્ટાંતોથી દયારામભાઇ કહે છે કે, એ વાતોનો વિચાર પ્રથમ કરો, તો સમજાશે કે, ભાવી (અદ્રષ્ટરૂપ પ્રારબ્ધરૂપ થવાનું ભવિષ્ય) તે જ્યારે ભૂલાવે છે ત્યારે કોઇનું ડહાપણ ચાલતું નથી. ભવિષ્ય ભૂલાવે ત્યારે ડાહ્યા પુરુષોનું પણ ડહાપણ ચાલતું નથી. અર્થાત્ ઇશ્વરઇચ્છાથી નિર્મિત થયલું પ્રારબ્ધ તેમાં કોઇથી ફેરફાર થઇ શકતો નથી. જેને નિમિત્તે જે નિર્માણ કરેલું હોય તે ત્યાં અવશ્ય થશે જ. એમ જાણી વ્યર્થ વિટંબનારૂપી પરિતાપ (સંતાપ) નો ત્યાગ કરવો એ જ ઉચિત છે.

૨ (૧) સ્કંદપુરાણમાં કથા છે કે, બુદ્ધિના પતિ ગણપતિ (મહાબુદ્ધિમાન એવા ગણેશ) તેમણે કરોડો બ્રહ્મહત્યાઓ કરી. ગણપતિનું મૂળ મસ્તક હતું તે શ્રીમહાદેવજીએ છેદી નાખેલું હતું, તેને બદલે એ જ શ્રીમહાદેવજીએ તે ઠેકાણે (ગળાનીઉપર) એક હાથીનું મસ્તક ચોંટાડેલું ને હાથીના ગુણો નો પરાક્રમાદિના ગણપતિમાં આવિર્ભાવ થયાથી તેમણે અસંખ્ય ઝાડોને સૂંઢથી પાડી નાખ્યા, જેણે કરીને તે વૃક્ષની નીચે બેઠેલા અનેક મુનિઓ ચગદાઇ મરણ પામ્યા. તેની અનેક બ્રહ્મહત્યાઓ ગણપતિને લાગી હતી.

ભાવજસોં ભ્રષ્ટ ભયે ગુરુ દક્ષ સાચે હેં;
નારદસે ભક્તરાજ શ્રીહરિકોં શ્રાપ દીને,
ખરહેં દુઃખ પાયે કા શિવ યોગી કાચે હે;
નીમીઓં બસિષ્ઠ દોઉ પરસ્પરે શ્રાપી મરે;
એસે જ્ઞાની મની સોઊ ભાવી બસ નચે હે,
દયારામ સાંચે કયો સાવધ એક નાથ તેરોં;
તાકે બિન ચૂક સો તોં કોઊ નહિ બચે હે. ૨

---

(૨) દાખલો—ગુરુ (બૃહસ્પતિ) અતિશય ડાહ્યા ચતુર હતા છતાં તે ભોજાઇ સાથે સંગ કરી ભ્રષ્ટ થયા.

(૩) નૈષ્ઠિક બ્રહ્મચારી દેવર્ષિ નારદજી હતા તેમણે કન્યા વરવાની બ્રહ્મચારીના ધર્મવિરુદ્ધ ઇચ્છા કરી, પ્રભુએ તેનું બ્રહ્મચર્યપણું નષ્ટ (ભંગ) ન થાય તે સારૂ (કન્યા તેને ન વરે તે માટે) મરકટનું મુખ નારદજીનું કરેલાની ખબર નારદજીને થઇ ત્યારે નારદજીએ શ્રીવિષ્ણુભગવાનને શાપ દીધો.

(૪) બ્રહ્મરૂપ યોગીરાજ શ્રીમહાદેવજી બીલડી મોહિનીજીના સ્વરૂપમાં આસક્ત થયા—મોહિનીસ્વરૂપ સાથે સહવાસ કરવાની (ગમન કરવાની) વિપરીત બુદ્ધિ કરી મોહિત થઇ ગયા. તે શું શ્રીમહાદેવજી યોગાભ્યાસમાં કાંઈ કાચા હતા? અર્થાત્ કાચા ન હતા—યોગાભ્યાસમાં બ્રહ્મચર્ય મુખ્ય હોય છે છતાં તે પણ મોહિત થઈ મોહિનીજીનો સંગ કરવામાં બહુ આતુરતાથી દોડી આખરે ભેટવા જતાં પ્રભુએ પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું ત્યારે લજ્જીત અને દુઃખી થયા.

(૫) જ્ઞાનમાં શિરોમણિ એવા (નિમિરાજા=જનકવિદેહી) અને વસિષ્ઠ ઋષિ મહાત્મા સહજ યજ્ઞ કરવા કરાવવાની બાબતમાં ઘોર યજમાનપણાના હક્કમાં ભંગ થતાં પરસ્પરે (એક મેકને) શાપ દેઇ શરીર છોડયાં. આ પાંચ દૃષ્ટાંતો આપી સાર વચન સિદ્ધાંતનું કહે છે કે એવા જ્ઞાનમાં મણિ જેવા જ્ઞાની જનો છતાં તે પણ ભાવી (ભવિષ્ય) ગણતે વશ્ય થઇને ભગવાનની માયામાં ફસાઈ ગયા છે (નાચ્યા છે) તેટલા માટે દયારામભાઇ કહે છે કે તું શાચ (સંતાપ=પરિતાપ=શોક) શા માટે કરે છે? તું (જીવ) અસાવધ છે. પરિણામને જાણવામાં ફિકર નથી. પણ

उक्तञ्च,

પુત્ર પરિછિયતકે કહિ બ્યાસસોં મૂઢ બડિલ હમારે અબિચ્યારી,
નાંતર દૂત રમેં કસ સર્જ્જન ? ભાવી મુનિ કહિ નાં ટરિ ટારી.
વે તુ નહીં, ભલ, તું બડ દછ્છય બિચ્યારિ ચલી કહું હોનિ પુકારી;
બ્હોત પચ્યોં ન ભવિસ્ય મિટયો, ભાઇ અંત દયા ગતિ હોં હનહારી; ૩

ત્હારા સ્વાંમિ (પ્રભુ) તે તો સદા સાવધ (ત્હારા હિતને માટે કાળજી રાખે) છે તે ન ભૂલાવે તો જ બચી શકાય. બાકી સર્વ કોઇ તેની માયામાં ભૂલ્યા (ચૂક્યા) છે. જ્યારે તે પ્રભુ પોતાની માયાશક્તિથી ભૂલવે છે ત્યારે સર્વ કોઇ પોતાનું ભાન ભૂલી (ચૂકી) જાય છે. ૧ પ્રભુ સિવાય સર્વ કોઈ ભૂલ ખાય છે.

૩ એક સમયે પરીક્ષિત રાજાના પુત્ર જનમેજયે ભગવત્જ્ઞાનાવતાર શ્રીમત્ વેદવ્યાસ નારાયણને કહ્યું કે—અમારા વડિલો (પૂર્વજો પાંડવો) મૂઢ (મૂર્ખ=અજ્ઞાની) અને અવિચારી હતા. કેમકે તેઓ જો જ્ઞાની અને ડાહ્યા હોત તો કદિ પણ દ્યૂત રમણ (જુગારની રમત કે જેમાં રાજ્યની અને સ્ત્રીની હાર જીતવાળી શરત કરીને રમત) ન કરત. આવું સાંભળીને શ્રીવ્યાસ ભગવાને જનમેજયને કહ્યું કે ભાઈ તેઓ ભક્ત હતા. ડાહ્યા હતા. પરંતુ ભાવિ (ભવિષ્ય) પદાર્થ જે કાળે જે થવાનું નિર્મ્યું હોય છે તે થયા કરે છે ને તેમાં શાણા પુરુષોનું પણ શાણપણ રહેતું નથી. પરંતુ એ નિર્ણય સિદ્ધાંત જનમેજયના મનમાં ન ઠસ્યો, અને કહેવા લાગ્યો કે જો ડહાપણથી બુદ્ધિનો વિવેક રાખી વર્તીએ તો એવું કદિ પણ અનિષ્ટ પરિણામ ન આવે. ત્યારે વ્યાસજીએ પ્રત્યુત્તર દીધો કે ભલે કદાચ તે ડાહ્યા નહીં હોય. મ્હારૂં કહેવું તમારી સમજમાં નથી ઉતરતું, પરંતુ હવે હું તમને તમારા ભવિષ્ય પદાર્થરૂપના અગાઉથી ચેતવણી આપીને કહું છું કે તમે તો ડાહ્યાપણાનો ખોપ રાખો છો ત્યારે તમે પોતે ચેતીને (વિચારીને) ચાલજો. તમારા પ્રારબ્ધમાં ૧૮ અરાઢ બ્રહ્મહત્યાઓ છે. એવી અનેક બ્રહ્મહત્યાઓની વાત સાંભળીને જનમેજય દીગ્મૂઢ (અતિ આશ્ચર્યવંત) થઈ સાવજ જેવો થઇ ગયો, ને વિનંતિ કરીને પુછવા લાગ્યો કે મહારાજ શી રીતે મ્હારાથી બ્રહ્મહત્યાઓ થશે ? અને હું ન થવા માટે અગમચેતિરૂપ કેવી કેવી રીતે વર્તું ? ત્યારે વ્યાસજી મહારાજે કરુણાવંત થઇને તેને ભવિષ્યકાળે ભાવી જે રીતે દુઃખ, હાનિ આવશે તેની વાર્તા કહી બતાવી તથા જે જે પદાર્થો

નહીં કરવાની કાળજી રાખવાનું કહ્યું તે તે સર્વ તેણે બરાબર દ્રઢ ચિત્ત રાખીને શ્રવણ કર્યું ને તેમ વર્તવા માટે એ સદા પ્રયત્નપૂર્વક અત્યંત કાળજી રાખતો હતો. છતાં જે જે થવા કાળ હતું તે તે તે સમયે સર્વ થયું ને ૧૮.બ્રહ્મહત્યાઓ વ્યાસજી મહારાજના કહેવા પ્રમાણે લાગ્યાનો બનાવ નીચે લખેલી રીતે બન્યો.



(૧) યજ્ઞારંભ કદિપણ તું ન કરીશ એમ વ્યાસજીએ કહ્યા છતાં યજ્ઞ કરવા પ્રવર્ત્યો. વૃદ્ધકાળ થયો પણ જનમેજયને ત્યાં કાંઈ પણ પ્રજા ન થઈ ત્યારે સમગ્ર નગરવાસી જનો અને રાજ્યહિતચિંતક વૃદ્ધ ગુરુજન આવીને જનમેજયને કહેવા લાગ્યા કે મહારાજ પ્રૌઢ પ્રતાપી પાંડુરાજાનો વંશ ઉચ્છેદન (નાશ) થવાનો પ્રસંગ આવ્યો, માટે આપ પુત્રેષ્ટિ યજ્ઞ કરો. જનમેજયે કહ્યું કે મને વ્યાસનારાયણે કહ્યું છે કે 'તું યજ્ઞ ન કરીશ. કારણ તેથી તને ૧૮ બ્રહ્મહત્યાઓ લાગવાનો પ્રસંગ આવશે' ત્યારે તે હિતકર સભ્યજનોએ કહ્યું કે મહારાજ, તેમાં કાંઇ પણ છૂટ રાખેલી છે? ત્યારે રાજાએ કહ્યું કે હા છૂટ માત્ર એટલી જ છે કે જો કદાચ ન ચાલે (ન છુટકે) યજ્ઞારંભ કરવો પડે તો તે યજ્ઞની વરુણીમાં ફક્ત વૃદ્ધ બ્રાહ્મણોને જ નિમજો. એવું સાંભળી સર્વે જણે એ રાજાને સમજ આપી કે, ભલે યજ્ઞારંભ તો કરો, ને યજ્ઞમાં વૃદ્ધ બ્રાહ્મણોની યોજના કરજો. તે પ્રમાણે કરવા રાજાએ હા કહી. (સંમતિ આપી)યજ્ઞારંભ ન કરવાની પુષ્કલ હઠ્ઠ ભવિષ્ય વસ્તુ ન થવા માટે કર્યા ...નાં આખરે થવા કાળ પદાર્થ મિથ્યા ન થવારૂપ યજ્ઞારંભ કરવા પ્રવૃત્ત થયા.

કે એ વાત તો આપના સ્વાધીનમાં જ છે. આ પ્રસંગમાં વૃદ્ધ બ્રાહ્મણો નિમ્યા છતાં યજ્ઞનું પરિપૂર્ણ ફળ નહીં મળે એ કારણને લઇને યુવક બ્રાહ્મણોને પણ યજ્ઞની વરુણીમાં વર્યા ( જોડયા ) આ પણ નહીં બનવાની સાવચેતી રાખ્યા છતાં બન્યું.

( ૩ ) ત્રીજી પ્રતિજ્ઞા રાજાની એ હતી કે એ યુવાન્ બ્રાહ્મણોઉપર ગમે તેમ થાય તો પણ ક્રોધ ન કરવો—ને સહનશીલતારૂપ ક્ષમા ધર્મ રાખવો, છતાં તેથી વિરુદ્ધ વર્તવાનો બનાવ આ પ્રસંગમાં ભાવિયોગે આવ્યો. જ્યારે યજ્ઞનીપૂર્ણાહુતી થઇ તે વખતે અશ્વના લિંગની પૂજા જનમેજયે પોતાની પત્નીસહિત કરવા માંડી ત્યારે વરુણીમાં પધારેલા યુવક બ્રાહ્મણો પૈકી કોઇ એકાદે સહેજ હાંસીરૂપ વાણી કરી જે ઉપરથી જનમેજયને હું સાર્વભૌમ ચક્રવર્તિ રાજા છતાં મ્હારી મર્યાદા પણ ન રાખતાં મશ્કરી કરી જેથી અત્યંત ક્રોધાવેશિત થઇ ગયો. ક્રોધ કાબુમાં ન રહે એવી સ્થિતિ ભાવિયોગ પ્રમાણે થઇ ગઇ. પણ શ્રીવ્યાસ ભગવાન્ની ભવિષ્ય ચેતીની અગમ વાણી સંભાળી ક્ષમા રાખવા ક્રોધને મારવાનો પ્રયત્ન કરવા માંડયો છતાં પણ સહનશીલતા (ક્ષમા) ગુણ ન રહ્યો.

(૪) વ્યાસનારાયણે અગાઉથી આચાર્ય, બ્રહ્મા. ઋત્વિજ, વરૂણીવાળા માટે કહ્યું હતું કે, કદાચ તને ક્રોધ ઉપજે તો તે બ્રાહ્મણને પૂજ્ય જાણીને સહન કરજે. તેમને તું કાંઇ પણ શિક્ષારૂપ માર હાણ ન કરવા માટે ચેતીને ચાલજે. છતાં ક્રોધ સ્વાધીનમાં ન રહેવાથી ૮ અષ્ટદિગ્પાલના સ્થાપનનાં ૮ કોડીયાં હતાં તે પૈકી ૧ કોડીયું લેઇ તે મશ્કરી કરનારા બ્રાહ્મણ તરફ ફેંકયું ( માર્યું ). તે મંત્રસ્થાપિત દેવ હોવાથી તે અસ્ત્રશસ્ત્રરૂપ થઈ ફર્યું ને અરાઢે બ્રાહ્મણોનો શિરચ્છેદ કર્યો. એ પ્રમાણે ૧૮ બ્રાહ્મણોની હત્યારૂપ દોષ જનમેજયને બનવા કાળ ભાવી પદાર્થે આવી લાગ્યો. અનેક પ્રયત્નો રોકવા માટે કર્યા છતાં ભવિષ્ય તો થવાનું હતું તે થયું જ. આ પ્રમાણે ૧૮ બ્રહ્મહત્યાનો દોષ લાગ્યો. જે ૧ બ્રહ્મહત્યા અસહ્ય દુઃખરૂપ હોય છે ત્યારે ૧૮ બ્રહ્મહત્યા દોષની કેટલી બધી વ્યગ્રતારૂપ પીડા, તે સહજ અનુમાને સમજી શકાય તેમ છે.

હવે એ ૧૮ બ્રહ્મહત્યાઓને લીધે એ જનમેજય રાજા બહુ જ ક્લેશાતુર ( દુઃખી ) થયો ને બહુ જ પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે અહો ! મને શ્રીવ્યાસનારાયણે પ્રથમથી આવી ભવિષ્યરૂપની સર્વ કથા કહી હતી, ને મેં તે પ્રમાણે કદિ પણ ન થાય તે સારૂ અનેક પ્રકારના પ્રયત્નપૂર્વક કાળજી પણ રાખી હતી છતાં ભવિષ્ય પદાર્થ મિથ્યા નથી જ થતો એવી મહાત્મા

પુરુષની વાણીને મેં તે જ વખતે ન સ્વીકારી એ મેં બહુ જ ખોટું કર્યું. એમ વારંવાર વિચારીને પુષ્કળ પશ્ચાત્તાપ કરવા લાગ્યો. ત્યાર પછી કોઈ સમયને વિષે ફરતાં ફરતાં શ્રીવ્યાસનારાયણનો મિલાપ દૈવેચ્છાથી એ જ જનમેજય રાજાને ફરી મળી આવ્યો, ત્યારે એ રાજા બહુ જ દૈન્ય નમ્રતાપૂર્વક શ્રીવ્યાસભગવાનના ચરણારવિંદમાં વારંવાર સાષ્ટાંગ નમન કરી પ્રાર્થનાયુક્ત કહેવા લાગ્યો કે, હે ભગવાન્, આપના વચન ઉપર મેં શ્રદ્ધા ન રાખી એ બહુ જ ખોટું કર્યું, મ્હારી દશા આપના કહેવા પ્રમાણે (ભવિષ્ય (ભાવી) માં કર્યા પ્રમાણે ૧૮ બ્રહ્મહત્યાઓ ) થઇ. ને મ્હારૂં કાંઈ પણ પ્રયત્ન રૂપ ડહાપણ ન ચાલ્યું. માટે હવે દયા કરી મ્હારા ઉપર અનુગ્રહ કરો ને હું એ બ્રહ્મહત્યાઓથી મુક્ત થાઉં એવો ઉપાય બતાવો.

ત્યારે શ્રીમદ્ વેદવ્યાસજીએ જનમેજયને કહ્યું કે-તમે તમારા વડીલોની (ભગવદ્ભક્તોની) નિંદા કરી તેથી આવું અનિષ્ટ પરિણામ આવ્યું. હવે જો તમને ખરેખર દૃઢ વિશ્વાસ મ્હારા વચન ઉપર હોય તો હું તમને કહું તે પ્રમાણે તમે કરો. જનમેજયે કહ્યું કે મહારાજ હવે તો હું આપનાં સર્વ વચનને સંપૂર્ણ રીતે સત્ય માની ચાલીશ. ત્યારે વ્યાસ નારાયણે કહ્યું કે જે તમારા પૂર્વજોની તમે નિંદા કર્યાથી આટલું વિપરીત ફળ ભોગવવાનો સમય આવ્યો તે જ તમારા વડીલોની સત્કીર્તિરૂપ તેમના ( યશ ગુણ ચરિત્રોને ) તમે સાંભળો. ત્યારે કહ્યું કે કૃપાનાથ, તે પણ આપના શ્રીમુખથી જ શ્રવણ કરવાની ઇચ્છા રાખું છું એમ વિનયતાથી કહ્યું. ત્યારે ફરી વ્યાસભગવાને કહ્યું કે જો તું નિઃસંશય મન રાખીને શ્રવણ કરીશ તો એક એક પર્વે ત્હારી ૧-૧ હત્યા નિવૃત્ત થશે ને જો તને કાંઇ પણ સંદેહ રહેશે તો ત્યાંથી ત્હારી બાકી રહેલી હત્યા દોષ તને લાગુ ( ચાલુ ) રહેશે. એ સાંભળીને ફરી જનમેજયે કહ્યું કે આપ સરખા મહાત્માએ પૂર્વે જે જે કહ્યું હતું તે તે સર્વ ભવિષ્યકાળે બન્યાનો પ્રત્યક્ષ અનુભવ મેં મ્હારી જાતે કર્યો છે, માટે હવે તો હું આપના કોઇ પણ વચનમાં જરા પણ સંદેહ રાખનાર નથી જ, માટે મહાભારતનાં અરાઢે પર્વને કૃપા કરીને સંભળાવો. તેથી વ્યાસજીમહારાજે તે કથા તેને કહેવા માંડી. ને ૧૭ પર્વ જનમેજયરાજાએ શ્રીવ્યાસ નારાયણના મુખારવિંદથી શ્રવણ કરી દરેક પર્વે પર્વે એક એક હત્યા પ્રમાણે ૧૭ હત્યાઓથી નિવૃત્ત થયા. હવે છેવટે ૧ બ્રહ્મહત્યા ટાળવાને માટે છેલ્લું અરાઢમું પર્વ ચાલતું હતું, તે સ્વર્ગારોહણવાળા ૧૮ અરાઢમો પર્વમાં ભીમસેનનું ૯-૧૩ નવતેરૂં યુદ્ધ થયાનો કથા પ્રસંગ શરૂ થયો, તેમાં

એવી વાત શ્રીમદ્ વેદવ્યાસજીએ કહી કે અત્યંત સામર્થ્યવંત ભીમસેને એક હાથમાં ૯ અને એક હાથમાં ૧૩ એમ હસ્તિ (હાથી) રાખીને ગદા યુદ્ધ કર્યું. તે હાથીઓનાં ખોખાં ગગનમંડળમાં (આકાશમાં) અદ્યાપિ પર્યંત ભ્રમણ કર્યા કરે છે, એટલો બધો ભીમસેનના ભુજાનો પરાક્રમ છે. એ વાત રાજા જનમેજયને ભાવિપદાર્થે કરીને અતિશયોક્તિપણાની અસંભવિત લાગી, ને મનમાં કુતર્ક વિચારરૂપનો સંશય આવ્યો, તે સંશય ન રાખવો જોઇએ એમ પણ જનમેજયરાજાએ મનમાં વિચાર કરવા માંડયો, ને એ સંશય પ્રકટ ન કહેવાનો મનમાં સંકલ્પ પણ કરવા માંડયો, પરંતુ ભવિષ્યરૂપ બનવા કાળ સંયોગને કોઈ પણ ફેરફાર કરવાને કે મટાડવાને સ્વતંત્ર નથી એ નિશ્ચિત સિદ્ધાંતાનુસાર જનમેજયને પણ ફરી થયું ને શ્રી વ્યાસ નારાયણને તે શંકા નિવેદન કરી કે–હે મહારાજ, એ વાત મ્હારા માન્યામાં કેમ આવે ? કારણ કે મ્હારા તે વડીલોને મ્હારે ઉત્તરોત્તર ૩ પેઢી થઈ ગઇ. બહુ કાળ વીત્યો, જુઓ તે પાંડવના પુત્ર ૧ અભિમન્યુ, ને તેમના પુત્ર ૨ પરીક્ષિત, અને તેમનો પુત્ર હું ૩ જનમેજય આ પ્રમાણે ૩ પેઢી થઇ ત્યાં સુધી શું તે યુદ્ધવાળાં હાથીનાં ખોખાં નભમાં આજ સુધી ભ્રમણ કર્યા કરે એ વાત સંભવિત લાગે છે ? આકાશમાં તે હાથીયોનાં કલેવરો અધર શી રીતે ઝીલાઇ રહે ? સામાન્ય બંધારણનો ક્રમ છે કે ગમે તે પદાર્થ આકાશ તરફ ફેંકીયે તો પણ તે ભાર બોજરૂપ હોવાથી પૃથ્વીમાં તે આકર્ષણ કરવાની સત્તારૂપ શક્તિ પ્રભુએ મુકેલી છે તે પ્રમાણે તે ઉર્ધ્વ પંથથી નિચે આવીને પડે જ. આ સામાન્ય ક્રમ સમજાવવા માટે આ ગ્રંથકાર ભક્તરાજ કવિએ એ જ ૧ સ્થળે કહ્યું છે કે:—

રાનિ પાનિ મન કુજન, બોજ ક્રોધ જારૂ બોધ;
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
દોરી અઘોરી મગ આવતેં, ઉર્ધ્વપંથ ગતિ રોધ.

આ ૭ સાત પદાર્થો હમેશાં નીચે માર્ગે જ ઉતરે છે (જાય છે) ગમે તેટલા ઉચા સ્થાને ગઢાવીએ તો પણ તેનો નીચે ઉતરવાપણાનો સ્વભાવ તે કદિ પણ ન બદલાય—

આ ઉદાહરણ જનમેજય રાજાની શંકામાં દઢતા (વૃદ્ધિ) નો ઉમેરો થવા રૂપનું છે.

(૧) રાજાની રાણી—(રાજા પોતાના ઐશ્વર્ય વીર્ય પરાક્રમાદિ તરફ વિચાર ન કરતાં અનેક રાણીઓ સાથે પરણે છે. તેથી તેઓમાં પરસ્પર

ક્લેશ, ખાર, ઈર્ષ્યા, દ્વેષ, પ્રતિસ્પર્ધાદિ ઉત્પન્ન થઈ કલહકુસંપાદિ થાય છે, રાજાની સમદૃષ્ટિમાં ભંગ થાય છે, અમુક માનીતિ અમુક અણમાનીતિ ઇત્યાદિ બનાવોના સંજોગથી તેમાંની કેટલીક રાણીઓ બીજા હલકા નોકર ચાકર વિગેરે સાથે વ્યભિચારાદિક કરે છે. અનીતિ અધર્મ માર્ગે વર્ણસંકરપ્રજોત્પત્તિ પણ કરે છે. અર્થાત્ રાજાની રાણી છતાં રાજાને મુકીને અન્ય અધમ સાથે ગેલ કરે છે.

(૨) પાણી (જળ), તેને રેંટજાદિ યંત્રો દ્વારાએ ઉંચું ચઢાવવામાં આવે છે છતાં પણ આખરે તેના સાહજીક સ્વભાવ પ્રમાણે તે નીચાણના વેહેણ તરફ ધાઈને દોડે છે અને ઉંચુ ચઢાવેલું જળ પાછું નીચે પૃથ્વીઉપર જ પડે છે.

(૩) મનનો પણ સહજ સ્વભાવ ચંચળ ગતિનો છે, અને અધમ ગણાતા પંચ માયિક વિષયો તરફ જ તે આપોઆપ ખેંચાઈને વળે છે. બાહ્યાભ્યંતર શુદ્ધિના સંસ્કારો કરીને સ્નાનાદિક નિત્ય નૈમિત્તિક આહ્નિક કર્મ કરીને શુદ્ધ પવિત્ર સ્થિતિરૂપ, ઉંચી પદવીએ ચઢાવ્યા છતાં પણ પાછો અસત્પુરુષનો સંગ થતાં જ તે પાછું અસતરૂપ નીચબુદ્ધિ થઇ કુમાર્ગે જાય છે.

(૪) કુજન (અસતજન) નઠારા જનોને સત્પુરુષો પોતાના સુસંગાદિ બળે કરીને ઉંચે માર્ગે ચઢાવે છે, છતાં આખરે તે નીચ જનો ઉલટ માર્ગે (અધોમાર્ગ) જવા તરફ પ્રવર્તે છે.

(૫) બોજ (ભાર) રૂપ પદાર્થવાળું ત્રાજવું (કાંટો) નીચે બેસે છે.

(૬) ક્રોધ પણ પોતાથી જે નીચી પદવીમાં હોય તેના ઉપર જ થઈ શકે છે. મ્હોટા (સમર્થ) પુરુષો ઉપર કાંઇ નીચા માણસથી ક્રોધ થઈ શકે નહીં. અર્થાત્ ક્રોધ કરવાનુ પાત્ર પણ ન્હાના (નીચા) માણસો જ હોય છે.

(૭) બોધ—શિખામણ પણ જે નીચી પાયરીમાં હોય તેને જ મ્હોટા પુરુષો કહે છે. કાંઇ ઉત્તમાધિકારી જનોને હીન વા મધ્યમાધિકારી જનો ઉપદેશ દેવાને યોગ્ય નથી. ઉપર પ્રમાણે સાતે બાબતોને ઉંચ સ્થાને ચઢાવ્યા છતાં દોડીને પણ તે હમેશાં નીચે માર્ગે જ ઉતરે છે, એ ઉર્ધ્વ પંથની ગતિને રોધ કરનારાં છે, છતાં હાથી જેવાં મહાન કલેવર, તે પણ અનેક, તે ઘણા કાળ પર્યંત આકાશમાં રહે એ સંભવતું નથી. એ પ્રમાણે સત્પુરુષોના સત્ય વચનમાં સંદેહ રહ્યાથી જનમેજયે શ્રીવ્યાસનારાયણને તેવું કહ્યું એટલે શ્રીમત્ વેદવ્યાસજીએ તેનું ભાવી ધારીને કહ્યું કે, તને સંશય રહ્યો તેથી હવે તારાશિરે ૧ બ્રહ્મહત્યા બાકી રહેશે. એમ કહ્યા છતાં પણ

સમઝિ કિયોં તબ દુઃખકા, ભાવિ બન્યો ન ઉપાય;
શરન જાય હરિનાંમ ગા, ન મિટયોં રુચિ બ્રજરાય. ૪૬

હરિ ઇચ્છાતે હોત સબ, એસોં દ્રઢ બિશ્વાસ;
સો તોં હરિ દેં જબ મિલેં, નહીં કાહુકે પાસ. ૪૬

દુઃખ હેં સંત અસંત કોઁ, સુખહેં સંત અસંત;
કહત બનેઁ ન કહેઁ કહા, હરિ ઇચ્છા બલવંત. ૪૭

૪૬. એ પ્રમાણે સમજ રાખવી તેથી અથવા પ્રભુએ જે કાંઇ કર્યું છે તે સમજી વિચારીને જ કરેલું છે એ કારણથી દુઃખ માનવાનું કારણ નથી. વળી પ્રભુએ જે પ્રારબ્ધ (ભાવી) નિર્માણ કર્યું છે તેમાં ફેરફાર કરવાનો (મટાડવાનો) કોઇનો ઉપાય ચાલી શકતો નથી. ત્યારે શ્રીહરિને શરણે જઇને તેમનું નામસંકીર્ત્તન ગાવું, કારણ કે પ્રભુ કર્તુમ્ અકર્તુમ્ અન્યથા કર્તુમ સર્વ કરવાને સદા સંપૂર્ણ સ્વતંત્ર સત્તાધીશ છે અર્થાત્ પ્રારબ્ધ પણ તે પ્રભુએ નિર્માણ કરેલું હોવાથી તેને ફેરવવાને પણ એક તે જ (પ્રભુ જ) સમર્થ છે. એ જ એક ઉપાય સર્વ દુઃખ જવાનો છે. એ ઉપાય કર્યા છતાં પણ જ્યારે પ્રભુ તેમાં કાંઇ ફેરફાર ન કરે એટલે ભાવીને ભોગવાવે ત્યારે એમ જ માનવું કે વ્રજરાય (શ્રીકૃષ્ણ)ની ઇચ્છા દુઃખ ભોગવવામાં જ મ્હારા હિતકારીપણાની છે એમ નિશ્ચય મનથી કરવો. પ્રભુ જે કાંઇ કરતા હશે તેમાં માહારૂં રૂડું જ હશે. વળી પ્રારબ્ધ કર્મ ભુક્તમાન કર્યા સિવાય જન્મ મરણની સંમતિ ટળતી નથી–મ્હોટા મ્હોટા મહાનુભાવ ભગવદીયોને પણ પ્રભુએ પ્રારબ્ધ ભોગવાવેલું છે.

૪૬. સર્વ જે કાંઇ થાય છે તે સદા શ્રીહરિની ઇચ્છા પ્રમાણે જ થાય છે એવો દ્દઢ વિશ્વાસ રાખવો. પણ એવો દ્દઢ (નિશ્ચય) વિશ્વાસ તે પણ શ્રીહરિ કૃપાવંત થઇને જેહેને આપે છે (દાન કરે છે) તેને જ તે આવે છે (હોય છે=પ્રાપ્ત થાય છે), કારણ કે તે નિશ્ચય–વિશ્વાસ આપવાનું સામર્થ્ય બીજા કોઇમાં નથી.

૪૭. એવું પણ કાંઇ નિશ્ચય ધોરણ જણાતું નથી કે સંત માત્રને સુખ હોય, અને અસંત (અસત્પુરુષ)ને જ દુઃખ હોય. દુઃખ પણ સંત અને અસંત ઉભય પ્રકારવાળાને હોય છે અને તે જ રીતે સુખ પણ સાધુ અને અસાધુ બન્નેને હોય છે. તેથી 'નિશ્ચયપણે કાંઇ કહી શકાતું નથી' તેથી એવા નિર્ધાર (નિર્ણય) ઉપર આવવું પડે છે કે સુખદુઃખાદિ પ્રાપ્ત થવામાં એક શ્રીહરિની ઇચ્છા એ જ બળવાંન (મુખ્ય) હોય છે.

કર્મ કાલ ગ્રહ પ્રકૃતિ મન, જિય હુ ન સુખદાઇ;
એકહિ હરિ જિમિ હરમિગિરિ, કહું બસિ મહિ કહિ જાઇ. ૪૮
સબ સંયોગ તાકેં જુરે, હોનહાર જો હોય;
ઈશ્વિર ઇચ્છા સમુઝિકે, સોચ કરો મત કોય. ૪૯

## છંદ મત્ત ગયંદ.

કાહુ સમેં નૃપ પાંઉ પરેં, કબુ નીચ કરે પદપ્રહાર સુચીચ્છા;
કાહુ સમેં લછમીં દસહૂ બિધિ, કાહુ સમેં અન આદર ભીચ્છા.

---

૪૮. કર્મ, કાળ, ગ્રહ, સ્વભાવ અને જીવ, મનથી કારણરૂપ કહે છે, પરંતુ ક્રિયા, સમય અને ગ્રહાદિ તથા પ્રકૃતિ એ કાંઇ સ્વતંત્ર નથી. એ સર્વ શ્રીહરિને આધીન રહેલાં હોય છે. વળી સુખ સંપત્તિ ઇત્યાદિ હોવા છતાં પણ કેટલાક તેને દુઃખ માને છે અને દુઃખ અનેક પ્રકારનાં છતાં સંત પુરુષો તેને સુખરૂપ (પ્રભુનો અનુગ્રહ) માને છે.

માટે સુખ દુઃખ પણ મનથી મનાઇ, મન ભોગવતું હોવાથી મનુષ્યો-એ મનને જ સુખ દુઃખ તથા બંધન અને મોક્ષના કારણરૂપ માનવું જોઇએ.

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્મા અર્જુન પ્રત્યે કહે છે કે-**मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः।** તે માટે જેને માટે જેમ કરવાનું પ્રભુ ઇચ્છે છે તેમ જ થાય છે. સર્વ થવામાં મુખ્ય કારણ રૂપ તો એક શ્રીહરિને જ જાણવા. તેમને જેમ સારૂં લાગશે (ગમશે) તેમ કરશે. પ્રભુ કોઇને ગિરિ (પાહાડ) રૂપ અરણ્ય જંગલની ગુફામાં રાખે છે ને તે ત્યાં સુખ માને છે, તો કોઇને તેથી ઉલટું ગૃહસ્થાશ્રમમાં પોતાને ઘેર રાખે છે તેમાં તે સુખ માને છે.

આ ઉપરથી સુખ દુઃખ એ કાંઇ વાસ્તવિક રીતે કોઇ પદાર્થ નથી, અને મોહ અમોહના કારણથી મન સુખ દુઃખરૂપ કલ્પે છે. કોઇ સર્વ સંપત્તિઓ મળવાથી આનંદ ( સુખ ) માને છે તો કોઇ તેનો ત્યાગ કર-વામાં સુખ માને છે. જેથી સુખદુઃખનો આધાર મને માન્યા ઉપર છે, તે માટે મન એ જ મનુષ્યને બંધન અને મોક્ષનું કારણ છે એમ વિવેકથી સમજવું

૪૯. જે કાળે જેવું થવાનું હોય તે કાળે તેવા સંયોગો તેને પ્રાપ્ત થાય છે વળી તે સંયોગો પણ ઇશ્વિરની ઇચ્છાનુકૂળ આવીને મળે છે પ્રભુ ઇચ્છાને મુખ્ય માનીને ( ઇશ્વરની ઇચ્છાએ કરીને જ સુખ દુઃખ આવે છે એમ જાણીને ) કોઇને શોચ ( ચિંતા ) કરવાનું કારણ નથી. ઉદ્યમરૂપ પ્રયત્ન તો નિમિત્ત માત્ર કથનમાત્ર એટલે ( કહેવાપુર્તા ) જ છે.

*उक्तं च, दश विधि लक्ष्मीनाच वस्तुवृंददीपिकाग्रंथे कडी ३५.

श्री कलत्र सुत सहोदरादि सुधाम हैं,
पशु महि कुंजर कोश संमृद्धि ग्राम हैं;
यह दसविधि जो लछमि कवहू पाइयें,
तहु नाशवंत लहो रति तजि हरि गाइयें. ॥ ३५ ॥'

કાહુ સમે ચિત્ત ચાહિસુ હાજર, મિત્ર કરેં કબુ તાડિ પરીચ્છા;
તું જિન હર્ષ રૂ શોક દયા ધરિ, જાનિ સબૈ ગિરિધારિકી ઇચ્છા.૪

૪. એકજ પુરુષને કોઇ સમયે મોટા રાજાઓ પણ પગે પડે છે. (નમે છે)–વળી તે જ પુરુષને કોઇ વખતે કોઇ નીચ ( અલ્પ=અથવા ક્ષુદ્ર ) જન પદ પ્રહાર કરે ( લતા પ્રહાર=લાત મારે ) છે એટલે શિક્ષા (દંડ) કરે છે, દષ્ટાંત તરીકે જુઓ મહાત્મા જડભરતજીને રાજાના અનુચરોએ બાંધીને બાંધીને પાલખી ઉંચકવાને માટે આણ્યા ને પાલખીવહનમાં જોડ્યા હતા. વળી ક્ષુદ્ર ભીલ્લો (શુદ્ર) જાતિના રાજાએ શક્તિ આગળ વધ કરવાને ખડા કર્યા હતા. વળી રહુગણ રાજાએ પાલખી બરોબર ન ચાલવાથી હલકાં વચન કહ્યાં હતાં, વળી છેવટે જ્યારે જડભરતજીનાં ધર્મજ્ઞાનરહસ્યનાં વચનો રહુગણ રાજાએ સાંભળ્યાં ત્યારે ભરતજીને પાલખી ઉંચકવામાં રોક્યાનો પશ્ચાતાપ કરી એ રાજા જડભરતજીને પગે લાગ્યો હતો. રહુગણ રાજા શ્રીકપિલદેવજી પાસે જ્ઞાનોપદેશ લેવાને માટે જતા હતા ત્યારે માર્ગમાં જડભરતજીનો પ્રસંગ પાલખી વહનના કાર્ય સારૂ થયો હતો. તેની કથા શ્રીમદ્‌ભાગવતમાં પ્રસિદ્ધ છે.

કોઈ સમયે તેને ૧૦ દશ વિધિ (દશ પ્રકારની) લક્ષ્મી હાજર હોય છે.

૧ લક્ષ્મી (વૈભવ સંપત્તિ ધન ધાન્યાદિ) અને સ્ત્રીઓ હોય.

૨ કલત્ર (બોહોળું કુટુંબ અને નોકર ચાકર ઇત્યાદિ)

૩–૪ પુત્ર અને ભાઇઓ હોય.

૫ પશુ ચાર પગવાળાં જનાવરો ઘોડા, ઉંટ વિગેરે હોય.

૬ મહી પૃથ્વી=વતન પળતું હોય અથવા સાર્વભૌમ્ય પૃથ્વીપતિ હોય.

૭ હાથીની સાહ્યબી (વૈભવ) હોય–હાથીના હોદ્દામાં બિરાજતા હોય.

૮ કોશ (અનેક પ્રકારનાં રત્નોનો ખજાનો) ભરેલો હોય.

૯ સર્વ પ્રકારની સમૃદ્ધિ હોય.

૧૦ ગામો પળતાં હોય તથાપિ એ સર્વે પદાર્થોને નાશવંત જાણી તે

જો નલદેવ પ્રશંસ કરી, કછુ સો કરિ કાહુકિટ હેલ જિયોં હેં;
જો અરજુન જિત્યોં હરકો, ઇકદા સુહુ કાબન લૂંટી લિયોં હેં;
જો હર અંતક અંતકકે, તિનકોં હુ કછૂ વ્રક ત્રાસ દિયો હેં;
જો. મરજી જગનાથ **દયા** સુખરી ઉબર્યો ઉદ્દબેગ કિયો હેં. ૫

---

ઉપરની અહંતામમતાંની આસક્તિ છોડી પ્રીતિપૂર્વક શ્રીહરિનું ગુણ ગાન કરવું એમ વસ્તુવૃંદદીપિકા ગ્રંથે ભક્ત કવિવર્યે જ લખેલું છે. કોઇ સમયે તેને ભિક્ષાવૃત્તિ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે તે ભિક્ષા માગવા જાય છે તે વખતે કોઇ વખતે તેનો અનાદર પણ થાય છે. કોઇ સમયે જે ચિંતવે તે તેને હાજર હોય છે.

કોઈ સમયે એનો મિત્ર તે પણ તેને તાડન (મારકુટ કરી) તેની પરીક્ષા લે છે (પરીક્ષા જુએ છે=કસોટીએ અજમાવે છે.) એટલા માટે હે દયારામ, તું હર્ષ અને શોક રખે કરતો. જે કાળે જે કાંઇ થાય તે સર્વમાં શ્રીહરિની ઇચ્છાને જ મુખ્ય કારણરૂપ જાણ.

૫. એક સમયને વિષે જે પુણ્ય શ્લોકી નળરાજા તેની પ્રશંસા (કીર્તિ) જગતમાં થઇ હતી, તે જ નળરાજાને એટલે સુધી સમય આવ્યો કે બીજાની ચાકરી કરી ને તે વડે પોતાનું ભરણ પોપણ કરી જીવતર પૂરૂં કરવું પડ્યું. જે અર્જુને મ્હોટા મ્હોટા સમર્થ બાણાવલીઓને જીત્યા હતા તે અર્જુનને એવો સમય આવ્યો કે કાબા (લૂંટારૂ) એ લૂંટી (ઝીતી) લીધો. જે હર (શ્રીરુદ્ર) જેને સંહાર કરવાની પ્રબળ સત્તા છે જેના નેત્રમાંથી અગ્નિ પ્રગટ થતાં જ સમગ્ર વિશ્વને લય કરવાને સમર્થ એવા શ્રીમહાદેવજી તેમને કોઇ સમયને વિષે વૃકાસુરે છળ કરી ત્રાસ આપ્યો હતો.

આ ઉપરથી ભક્ત કવિવર (દયારામભાઇ) સારરૂપ વચન કહે છે કે શ્રીનાથજીની જેવી મરજી (ઇચ્છા) હોય તે ખરી. અર્થાત્ પ્રભુની ઇચ્છા જે સમયે જેવું કરવાની હોય છે તે કાળે તેવું થાય છે એમ નિશ્ચલ મતિ રાખવી. છતાં જો એમ નહીં સમજે તો પણ થશે તો તે જ પ્રમાણે (શ્રીહરિની ઇચ્છા પ્રમાણે), ત્યારે ઉદ્વેગ (ચિંતા=પરિતાપ=કે કલેશ) કરી તું રડીશ તો પણ તેથી કરીને શું કાંઇ પ્રભુ ઇચ્છામાં ફેરફાર થશે? ફેરફાર તો નહીં જ થાય અને વગર કારણે ત્હારે ઉદ્વેગ કરવો પડશે એવા પ્રકારને જો તું લાભ માનતો હોય તો પરિતાપ કરજે—અર્થાત્ ઉદ્વેગ ન કરીશ એમ કહે છે.

## કબિત્ત.

જો જાંનેં યુધિષ્ઠિર તોં, દ્યૂત ખેલ ખેલ હી કયોં?
જાંનેં કછુ ઇંદ્ર તોં રૂઠાવ હિ કયોં જીવકોં? *
જાંને દુરવાસા તો અંબરીષપેં કોપ હી કયો?
જાંને મકરધ્વજ તોં તોં પીડહી કયોં શિવકોં?
જાંનેં રાવન તોં કયો સીતાકોં હરન કરે?
જાંને બાલી તબ કિત ત્યાગહિં સુગ્રીવકો?
કોહૂ જિન સોચ કરો ભવિશ બાત ભૂલેં નાં;
**દયો** કહે કરતા કહો પદ્માકે પીવકોં. ૬

---

૬. જો પોતાના અનિષ્ટ ભવિષ્યરૂપ ભાવી (પ્રારબ્ધ) પદાર્થને જાણતો હોત તો અથવા તેને ટાળવાને તે સમર્થ હોત તો,

(૧) ધર્મમૂર્તિ યુધિષ્ઠિર રાજા—જુગાર રમવારૂપ કર્મ (દ્યૂતરમણ શરત, રાજ્ય—સ્ત્રી વિગેરેની હાર જીતની) કદિ પણ કરત જ નહીં.

(૨) ઇંદ્ર કોપ કરીને ગિરિરાજ ઉપર ૭ દિવસ પર્યંત મૂશલધારા વૃષ્ટિ વ્રજભક્તજનોને અને શ્રીકૃષ્ણ ભગવાનને હાનિ થવારૂપની કૃતિ કદિ પણ કરત નહીં—

(૩) ભગવદ્ભક્ત અંબરીષ રાજા ઉપર શંકરના અંશાવતાર દુર્વાસા ઋષિ કદિ પણ કોપ કરી કૃત્યાનળ પ્રકટ કરત જ નહીં.

(૪) મકરધ્વજ (કામદેવ) પોતાનાં ૫ પાંચ બાણ (અશોક, અરવિંદ, મલ્લિકા, આમ્ર, સરસ ફુલ એ પ્રમાણેનાં સોષણ, મોહન, તાપન, ઉન્માદન અને સદિનરૂપ પંચ બાણોથી થતી ૫ પાંચ પ્રકારની અસર કરનારાં શ્રી મહાદેવજીને પીડા આપવા રૂપનાં તે શ્રી માહાદેવજી ઉપર ચલાવત (ફેંકત) નહી—વળી બીજો દાખલો રામાયણમાં અહીરાવણ મહીરાવણના સ્થાનમાં જેનાં વચ્ચે માર્ગમાં મકરધ્વજની ચોકી હતી ને તે ચોકી ઉલંઘી તે હનુમાનજી ને જવું હતું, પુત્ર પિતાને કોપતા પુત્રને ઓળખતા ન હતા તેથી પરસ્પર યુદ્ધ થયું આખર પિતા પુત્ર, સંબંધ જાણ્યો. જો પ્રથમથી જ બન્ને જાણતા હોત તો પિતા પુત્ર અરસપરસ ઘોર યુદ્ધ કરત જ નહીં.

(૫) જો રાવણ જાણતો હોત તો જગતમાતારૂપ શ્રીજાનકીજી (સીતા મહારાણી) નું કદિ પણ હરણ ન કરત.

(૬) વાલી જો જાણતો હોત તો પોતાના નાહાના ભાઈ સુગ્રીવનો ત્યાગ કરીને તેની સ્ત્રીને રાખત નહીં—

માટે કોઇએ પણ ચિંતા કરવાનું કારણ નથી—ભવિષ્ય પદાર્થ કોઇથી ટાળી શકાતો નથી. તેથી દયારામભાઈ કવિ કહે છે કે કર્તા અને કારણરૂપ શ્રીપદ્માજી (લક્ષ્મિજી)ના પીયુ (પતિ) શ્રીનારાયણ ભગવાનને કહો.

દ્રૌપદીનિમિત્ત યુદ્ધ મહાભારત સબી કહેં;
ત્યોં મગધ કાલયવન બ્રહ્મશ્રાપ હેતુ હેં;
ત્યોં રાવન રેનુકા નિમિત્ત માત્ર પેદા કીયેં,
• પરાધીન સબ જ્યોં જાહિય પેંઠો પ્રેતુ હેં.
ત્યોંહી ભગીરથ પારથ બિષ્ણુરાતાદિ સબ,
ગંગા ગીતા ભાગવત કિય નલ નીલ સેતુ હેં;
યાહી લાગી યહ યાંને કીયેં દયા કેહબે કેં,
પ્રેરી સબ કરાવે કૃષ્ણપેં ન સીસ લેતુ હેં. ૭

---

ટીપ—છઠ્ઠી કડીમાં "જીવકો" એવો શબ્દ છે. "જીવ" એવું ગુરુ "બૃહસ્પતિ"નું નામ છે. જાને કયુ ઈંદ્ર તો રૂઠાવહિ ક્યોં જીવકો? એ મૂળ કડીનો ભાવાર્થ—જો દેવોના રાજા (ઈંદ્ર રાજા) ઈશ્વરઇચ્છારૂપ ભવિષ્ય પદાર્થને જાણતા હોત તો પોતાના ગુરુ બૃહસ્પતિનું અપમાન કરી તેમને રૂઠાવવારૂપ (અપ્રસન્નતા થાય તેવી રીતે ગુરુનો કોપ થાય તેવું) કદિ પણ કરત જ નહીં.

૭ (૧) દ્રૌપદીજીનાં વસ્ત્ર (ચીર) દુઃશાસને કૌરવનરેશ દુર્યોધનના કહેવાથી ખેંચ્યાં અને તેણે કરીને કૌરવપાંડવની વચ્ચે મહાભારત યુદ્ધ થયું એમ નિમિત્તકારણ કહેવાય છે. (૨) માગધરાજા (જરાસંધરાજા) અને (૩) કાલયવન, આ બન્નેને બ્રાહ્મણનો શ્રાપ હતો, એમાં બન્ને નિમિત્ત કારણ કહેવાય છે. (૪) તે જ પ્રમાણે રાવણ રેણુકાને પેદા કર્યાનું નિમિત્ત કહેવાય છે, પરંતુ વાસ્તવિક રીતે વિચાર કરતાં શ્રીહરિની આગળ યાવત્ જીવમાત્ર પરાધીન (પરવશ) છે. જેવી રીતે કોઇ મનુષ્યના કલેવરમાં બીજા ભૂત પ્રેત પિશાચાદિકે પ્રવેશ કર્યો હોય અને તેના યોગે કરીને તે જેમ પરવશપણે કૃતિઓ કરે છે તે જ પ્રમાણે • સર્વ પ્રાણિમાત્રના હૃદયગુહાપ્રદેશમાં સર્વાંતર્યામી ઈશ્વરનો ગુપ્ત રીતે પ્રવેશરૂપ નિવાસ છે, એ પ્રભુની ચૈતન્યસત્તાને પ્રેરણાથી સર્વ કોઈ તેને વશવર્તી (આધીનપણે) રહે છે.

(૧) એ જ પ્રમાણે ભગીરથ રાજા (શ્રીગંગાજીને ભૂતળમાં પધરાવી લાવવાના નિમિત્ત કારણરૂપ છે. (૨) પારથ (અર્જુનના) મિષે કરીને શ્રીગીતાજીનું જ્ઞાન પ્રકટ થયું. (૩) વિષ્ણુરાત (પરીક્ષિતરાજા)ના નિમિત્તે કરીને શ્રીમદ્ભાગવત શુકદેવજીદ્વારા પ્રસિદ્ધ થયું. (૪) નલ અને નીલ નામના શ્રીરામ

કંચનકૂં જરિઓં કા ? પાહનકૂં તરિઓં કા. ?
હરિપદતેં પરિઓં કા કથા નાં હૈં દંતકી.
બ્રહ્મશ્રાપ નાસ કહા ? શિવજીકૂં ત્રાસ કહા ?
આપેં અહિપાસ કહા ભ્રમી ધી અનંતકી.
સનકાદિક ક્રોધ કહા ? બ્રહ્મા અવબોધ કહા ?
શોષણ અંભોધ કહા ? મતિ ચલેં ચંતકી;
અગ્નિકું અજીર્ણ રહ્યો, અનહોંનો સબેં ભયોં,
તબ જાંનોં કહેં દયો ઇચ્છા ભગવંતકી. ૮

---

ભક્તને હાથે સમુદ્રમાં સેતુ (પાળ) બંધાઇ એમ એઓ નિમિત્તરૂપ કારણ કહેવાય છે. આ માટે (આ કારણને લેઇને) આવા પ્રકારે (આવી રીતે) અને આ કામ અમુકે કર્યું એમ કહેવા માત્રે કરીને નિમિત્ત (મિષ) રૂપ કારણ કથન માત્ર છે. બાકી ખરી રીતે તો એ સર્વે તે શ્રીકૃષ્ણ પરમાત્મા જ પ્રેરણા (પ્રેરક થઇને) કરાવે છે. એ પ્રભુ સર્વકર્તા છતાં પોતે કર્યાનો ભાર પ્રભુ પોતાને માથે લેતા નથી—અર્થાત્ કર્તા છતાં અકર્તા કહેવાય છે, ત્યારે વગર કારણે જીવે શા માટે કર્તાપણાની અહંતામમતા રાખવી જોઇએ ? જીવે કદિ પણ પોતાની અહંકૃતિ ન માનવી એ આ કવિતનો સાર છે. જીવ કર્તાપણાનો અહંકાર મિથ્યા કરે છે માટે તેને તે કર્મરૂપનું બંધનપણું રહે છે.

૮. ૧ કંચન (સુવર્ણ) તેને બળવાપણું શું ? સુવર્ણમયી લંકા હતી તેને મારુતિએ (હનુમાનજીએ) પ્રજાળી (બાળી.) (૨) પાશાણ (પત્થર) કદી પણ તરે નહીં. છતાં નલનીલભક્તદ્વારાએ સેતુબંધ રામેશ્વરથી લંકામાં જવાને સમુદ્રમાં પત્થરની પાળ બાંધી. વિષ્ણુધામ વૈકુંઠથી પડવાપણું નહીં છતાં જયવિજય પાર્ષદો ત્યાંથી પૃથ્વી ઉપર પડયા. (૩) આ ત્રણે વાતો કાંઇ દંતકથારૂપ (જોડી કાઢેલી વાત) નથી, પરંતુ રામાયણમાંની કથા છે. (૪) આખા યાદવકુળને બ્રાહ્મણનો શાપ (શ્રાપ) થયલો હતો, ને શ્રીકૃષ્ણ ભગવાને સ્વતઃ તેને માન આપ્યું, છતાં એ યાદવો પૈકી ઉદ્ધવ, વજનાભ, અક્રુરજી વિગેરેને તે બ્રહ્મ શ્રાપ ન લાગવા દેતાં બચાવ્યા. (૫) ત્રિગુણ બ્રહ્મસ્વરૂપ સદાશિવ, જે કાળ (સંહાર)ના નિયામક છે છતાં તેને વૃકાસુરનો ભય થયો ! (૬) શ્રીરામચંદ્રજી પૂર્ણ મર્યાદાબ્રહ્મ છતાં તે મંત્રરૂપ નાગાસ્ત્ર બાણથી બંધાયા હતા. આવી આવી વાતો સાંભળી શેષજી સરખાની બુદ્ધિમાં ભ્રમણા થાય છે. શેષજી સરખા પણ પ્રભુનાં અટપટાં અકલિત ચરિત્ર જોઇને

**મત્ત ગયંદ.**

સાંધન ભર્ત્ત, કિયો પરિપૂરન, સૌભરિ સંગસું દૂર રહ્યાં હેં;
સંગ સુચે પ્રિય વ્રત કિયો, ગઉદાંન દિયો નૃગ વ્હોત કહ્યોહેં;

---

વિમોહિતબુદ્ધિ થાય છે. (૭) નૈષ્ઠિક બ્રહ્મચારી અને બ્રહ્માના માનસી પુત્ર સનકાદિક ઋષિ અત્યંત શાંત છતાં તેમને વૈકુંઠભુવનમાં જ્યાં રાગમાયા ક્રોધાદિનો સંભવ પણ નથી એવા સ્થાનમાં ક્રોધ થયો, ને તે ક્રોધાવેશથી જય-વિજય નિકટવર્તી પાર્ષદોને શાપ દીધો.

(૮) મહાબુદ્ધિવંત કે જે, બ્રહ્મા રજોગુણબ્રહ્મસ્વરૂપ જેમને શ્રીનારાયણે પ્રથમ વેદ આપી જ્ઞાન દાન દીધું છે, તે અજ્ઞાનીની પેઠે મોહિત આસક્ત થઇ પોતાની કન્યા સરસ્વતીજીઉપર ગયા.

(૯) સમુદ્રજલનું શોષણ થઇ શકે નહીં છતાં અગસ્ત્યઋષિએ તે સમગ્ર જલનું એક અંજલી (ખોબા) માં પાન કર્યું. આવાં વૃત્તાંતો સાંભળીને બુદ્ધિમાન પુરુષોની બુદ્ધિ પણ ભ્રમિત થઈ ચલાયમાન થાય તેમ છે.

(૧૦) સર્વભક્ષણો હુતાશનઃ અગ્નિ સર્વ ભક્ષણ કરે છે. અગ્નિમાં ગમે તેટલું હોમીયે તો પણ તે સર્વ ભસ્મ કરી નાંખે. અગ્નિને કદિ પણ અજીર્ણ ન થાય છતાં અગ્નિને અજીર્ણ થયું અને તેની ઔષધિરૂપ અર્જુને ઇન્દ્રનું ખાંડવ વન તેની વનસ્પતિ (ઔષધિ) બાળી તેનું અજીર્ણરોગ વિકારનું દુઃખ ટળ્યાની કથા મહાભારતમાં પ્રસિદ્ધ છે.

ઉપર લખી સર્વ વાતો નહીં થવા સરખી છતાં પણ તે સર્વ થઇ એમ ગ્રંથકાર દયારામભાઇ કહે છે, આ ઉપરથી એમ જાણી શકાય છે કે, નહીં થવા યોગ્ય પણ કરી શકવાને શ્રીભગવાનની સ્વતંત્ર પ્રબળ સત્તા રૂપ ઇચ્છા મુખ્ય છે.

(૧) ભરતજી રાજઋષિ ( જડભરત થયા તે ) એમણે વિવિધસાધન પરિપૂર્ણ કર્યાં હતાં, તથાપિ ત્રણ જન્મ મૃગલીના બચ્ચાની આસક્તિ મોહ પૂર્વકની વધી પડયાથી લેવા પડયા હતા.

(૨) સૌભરીઋષિ દુઃસંગ ન લાગવા માટે અરણ્યમાં શ્રીયમુનાજીના જળમાં રહેતા હતા. છતાં ત્યાં મત્સ્ય અને માછલીનો થતો સંભોગ જોઇ કામેચ્છા કરી સાઠ હજાર વર્ષ પર્યંત કરેલું તપરૂપ પુણ્ય વટાવી ( ખર્ચી ) પુનઃ તારૂણ્યરૂપ ધારણ કરી માન્ધાતા રાજાની ૫૦ પચાસ કન્યાઓનું પાણિગ્રહણ કરી ગૃહસ્થાશ્રમમાં પડયા હતા.

યજ્ઞ યજન્નતિ પ્રાચિનબર્હિશ, કૌશિક બ્હો તપ કષ્ટ સહ્યો હે,
તાસું ભયો બિપરીત સબે ફલ નાથ ઇયા તુમ હાથ લહ્યો હે. ૯

## उक्तंच-श्लोक.

ब्रह्मात्मजेनापि विचारितं यत् राज्याभिशेकाय वरं मुहूर्तम् ॥
तेनैव रामोपि गतो वनांते बलीयसी केवलमीश्वरेच्छा ॥
अथ श्रीहरिरायजीगोस्वामिनोक्तं
अस्मिन् मार्गे प्रभोरिच्छामात्रं सर्वत्र कारणम् ॥ इति वचनात् ॥

---

(૩) પ્રિયવ્રત રાજા પવિત્ર અને સુસંગ કરવા લાયક હતા છતાં તે દુ:સંગે કરીને માયાની બલામાં પડયા હતા.

આ બાબતનું વિશેષ વર્ણન આ ગ્રંથકાર ભક્તરાજ કવિ દયારામભાઇએ "તારો જો કૃપા કરી, હરિ તો તરાયરે" એ પદમાં અનેક દાખલા આપીને કહેલું છે.

(૪) નૃગરાજાએ અગણિત ગાયોનું દાન કરવારૂપ મહત્ પુણ્ય કર્યું હતું છતાં અણજાણે તે પૈકીની ૧ ગાય ગૌશાળામાં આવેલી તેનું દાન એ રાજાએ ભૂલથી વગર જાણે બીજા બ્રાહ્મણને કર્યું તેથી દાન લેનારા બન્ને બ્રાહ્મણોની વચમાં અત્યંત કલહ ઉપજ્યો. જેથી ગૌદાનપુણ્યના બદલામાં બ્રાહ્મણની આંતરડી કલ્પાયાથી કાંચીડાનો અવતાર લેવો પડયો હતો.

(૫) પ્રાચીનબર્હિષ રાજાએ અતિશય યજ્ઞો કર્યા હતા, કે મખાંકિત યજ્ઞે કરીને સમગ્ર પૃથ્વી ચીતરી વળ્યા હતા, (પૃથ્વી યજ્ઞોએ કરીને છાઇ નાખી હતી), છતાં તેને યજ્ઞનારાયણના પદની પ્રાપ્તિ ન થઇ.

(૬) કૌશિક (વિશ્વામિત્ર ઋષિએ અનેક પ્રકારનાં વિવિધ તપ આરાધી કષ્ટ વેઠીને કર્યા હતાં, છતાં તે પુણ્યકૃતિના બદલામાં તેણે વગર અપરાધે અનેક જનોને દુ:ખ (હરિશ્ચંદ્ર રાજા ઇત્યાદિને) આપ્યાથી તપશ્ચર્યાનું ફળ પ્રાપ્ત ન થયું. ઉપરના તમામ દાખલાઓ ઉપરથી જણાશે કે, દરેક પ્રકારના સાધન કર્યાનું ફળ તેને સુલટું ન આવતાં ઉલટું (વિપરીત) આવ્યું છે. માટે સર્વ સાધનમાત્રનું ફળ હે નાથ (શ્રીનાથજી) તમારા હાથમાં છે.

જુઓ બ્રહ્માના આત્મજ બ્રહ્માના અંશાવતારરૂપ વસિષ્ઠ ઋષી જે કે જ્યોતિષ શાસ્ત્ર અને ભૂત ભવિષ્ય ને વર્તમાન કાળને જાણવામાં નિપુણ હતા, તેમણે ગ્રહનક્ષત્રાદિ સુયોગ જોઇને શુભ ઉત્તમ મુહૂર્ત કાઢી આપ્યું, વળી, તે મુહૂર્તમાં શ્રીરામચંદ્રજીને રાજ્યાભિષેકનો મહોત્સવ દશરથરાજા કરે એવું વિચારી તે કાઢી આપેલું, છતાં તે મુહૂર્તયોગમાં તેવો સુયોગ

## દોહા.

સુલટી સોં ઉલટી કરેં, ઉલટી સુલટ બનાય;
જો ચાહેં સોઈ કરેં, સંમ્રથ શ્રીબ્રજરાય. ૫૦
અનહોની હોવેં ન કછુ, હોની મિટેં ન કોય;
જૂઠ જતન જિયકોં પરેં હરિ કરેં તબ હોય. ૫૧
કનક જ્યોં પાહન તરે અપતપાત અધિમોખ;
કૃષ્ણ કરેં તબ સબ બનેં, નહિં બલ ગુંન અરૂ દોખ. ૫૨

## કબિત.

ઈશ્વરકી ઇચ્છાહિ તેં, હોત બતા હોંય;
જેંસી તેંસોહી સંજયોગ, સબેં મિલેં આય આપ તેં;

---

થવાને બદલે તદ્દન ઉલટું પરિણામ એ આવ્યું કે-કેકયી માતાએ કલેશા-રંભરૂપ શ્રીરામચંદ્રજી વનવાસ પ્રયાણ કરે અને પોતાના પુત્ર ભરત શત્રુઘ્ન રાજ્ય કરે એવું દશરથ રાજા પાસે માગ્યું. જેથી દશરથ રાજાને અત્યંત અસહ્ય વેદના થઇ; શ્રીરામચંદ્રજીને સીતા મહારાણી સહિત વનમાં જવાનું અને દશરથ રાજાના મરણનું માતાઓને વિધવાપણાનું, અને સમગ્ર પ્રજા અને રાજ્યમંડળમાં અત્યંત દારુણ કષ્ટ પ્રાપ્ત થયું. એ ઉપરથી પણ સમજી શકાય છે કે એમાં ઈશ્વરઇચ્છા બલિષ્ઠ છે. મનુષ્યનું ધાર્યું થતું નથી. સુખ દુઃખ ઈશ્વરની ઇચ્છા પ્રમાણે આવી પડે છે.

શ્રીમદ્‌ગોસ્વામિ શ્રીહરિરાયજી મહાપ્રભુએ શિક્ષાપત્રગ્રંથે સિદ્ધાંત વચન દર્શાવ્યું છે કે,

અમારા માર્ગમાં સર્વના કારણરૂપ માત્રથી પ્રભુ ઇચ્છાને જ ગણેલું છે.

૫૦. પ્રભુ સુલટાનું ઉલટું કરવાને, અને ઉલટાને સુલટું કરવાને સ્વતંત્ર સત્તાધીશ છે. તે ચાહે તે (ગમે તે) કરી શકવાને એ શ્રીવ્રજરાય (શ્રીકૃષ્ણ) સદા સમર્થ છે.

૫૧. જે થવાનું પ્રભુએ નિર્ધારેલું છે તે ભાવી પદાર્થમાં પણ કોઇથી કદિ ફેરફાર કરી મટાડી શકાતું નથી. માટે પ્રભુએ નિર્મિત કરેલું ફેરવવાને માટે જો જીવ પ્રયત્ન (મહેનત) કરશે તો પણ તે મિથ્યા પરિશ્રમ માથે પડશે. શ્રીહરિ જો કરશે તો જ થશે.

૫૨. જુઓ કનક (સુવર્ણ=સોનું=હિમ) કદી પણ ન બળે છતાં તે સોનું બળી ગયું (લંકામાં-સમગ્ર લંકા સુવર્ણમયી હતી તેને હનુમાનજીએ પ્ર-

જયાકૂં જેએૈં જેતા જેંસે હોન હાર સોહી હોવેં,
સુખ દુઃખ લાભ હાંનિ જહાં જો મિલાપ તેં;
પાર્થ કપિ ભર્ત્તૈ મૃગકી સૈં ગિદ્ધ ન લૈં કલિ,
અમિલ્યોં મિલાપ દેખોં કહાં પુન્ય પાપ તેં ?
સબી બિશ્વ ભાવી બસ, સો ન કાહૂ કયોઁ હૂ ટરેં;
દયા મિથ્યા સોચૈં કિત છૂટી કૃષ્ણજાપ તેં. ૧

---

જાળી ( બાળી ) અપતિતને પતિત કર્યા. અને પતિત (અઘ=પાપ=અથવા દુઃખવાળા )ને તે પાતકથી અથવા દુઃખથી મુક્ત કરીને તેમને મોક્ષ આપ્યો. જયારે શ્રીકૃષ્ણભગવાન કરે ત્યારે જે નહીં થવા યોગ્ય હોય તે પણ થઇ શકે ( બની શકે ) છે. પરંતુ કાંઇ પણ બળ ( પરાક્રમ=કે યુક્તિ) કે ગુણ દોપનું ચાલતું નથી. ઇશ્વિરની ઇચ્છાથી જે થવાનું તે થશે જ-અને તે થવા માટે જેહને જેહવો સંયોગ તે પણ પોતાની મેળે આપોઆપ મળી આવે છે. પ્રભુએ જેહને માટે જેવું, જેટલું, જે કાળે, (જયારે) જેવી રીતે, થવાનું નિર્મ્યું છે તે પ્રમાણે તે, તેહને, તેવું, તેટલું તે સમયે થવા કાળ ( ભાવી પ્રમાણે ) સુખનું દુઃખ, લાભ, યા ખોટ, જયાં જેતો મિલાપ તે પ્રમાણે તે અનાયાસે સંજોગ આવી મળે છે.

(૧) પાર્થ ( અર્જુન ) મહાપરાક્રમી બાણાવલી યોદ્ધા છતાં તેને પ્રસંગે શંઢ ( નપુંસક ) થવું પડયું, તથા કાબા લૂંટારાએ લૂંટ કરી જીતી લીધો.

(૨) કપિ હનુમાનજી સમર્થ છતાં અર્જુનથી હાર્યા માટે અર્જુનના રથ ઉપર રહેવું પડયું–અને વગર બળે મગરીને પરિસ્તેદનું બુંદ હનુમાનજીનું રણમાં પ્રાપ્ત થયાથી તે યોગે મકરધ્વજ નામનો પુત્ર ઉત્પન્ન થયો હતો.

(૩) ભરતજી મૃગલીના બચ્ચાની દયા પાળતાં મોહથી સપડાયા.

(૪) ગિદ્ધ પક્ષી. જટાયુ.

(૫) નળરાજાને કરકોટક નાગે કરડી તેને કુરૂપ કર્યો હતો. તથા પુણ્યશ્લોકી આ નળરાજાને કલિયુગે પ્રવેશ કરી ઘણું દુઃખ દીધું હતું.

આ ઉપરથી પુણ્ય પાપ એ તો કહેવા પૂરતું નિમિત્તમાત્ર છે. ખરેખર તો આખું જગત ભાવી પદાર્થને વશ્ય છે ને તે કોઇનાથી ફેરવ્યું ફેરવી શકાતું નથી. માટે મિથ્યા શોચ ( ચિંતા ) કરવાની જરૂર નથી. શા માટે તું, શ્રીકૃષ્ણમંત્રના જપને છોડીને વ્યર્થ સંતાપ કરે છે ?

જો કછૂ બન્યોં બને બનેંગો સબ હરિ ઇચ્છાતામેં,
હર બ્રહ્માં હૂ તેં ઘટેં બઢેં નાંહિ હે.
કર્મ કાલ ગ્રહ સુભાવ મન જીવ કરતા નાં,
એ સબકી દોરી, કેસોંકે કરમાંહિ હેં.
તેરોં કીયોં હોય તોં તૂં અપનોં ક્યોઁ બુરોં કરેં ?
બુરો હોય બિના ચલ્યેઁ ચિત્ત તોં ન ચાંહિ હેં.
એ તે પૈઁ ચિંતા હોત સોહૂ માંન્ય માધોં મરજી;
મૈઁ કરતા મિટેં દયા પ્રભુ ગહેં બાંહિ હેં. ૧૧

૧૧. જે કાંઇ બનેલું છે, અને બનશે. એ સર્વમાં એક શ્રીહરિની ઇચ્છા જ મુખ્ય છે. અને તેમાં હર ( મહાદેવજી )થી કે બ્રહ્માદિકથી પણ ઘટ વધરૂપનો કાંઇ પણ ફેરફાર થઇ શકતો નથી.

૧ કર્મ, ૨ કાળ, ૩ ગ્રહ, ૪ સ્વભાવ, કે ૫ મન યા ૬ જીવ, એમાંનું કોઇ પણ કર્ત્તા નથી. કારણ કે એ સર્વેની દોરી ( કાબુ ) કેશવ ( ભગવાન )ના હાથમાં રહેલી છે.

જો ત્હારૂં કર્યું થતું હોય તો તું પોતાની મેળે પોતાનું બુરૂ ( ભુંડું ) કેમ થવા દે છે ? ( કેમ કરે છે ) ? બુરૂં ( ખોટું ) તો જ્યારે પોતાનું ન ચાલે ત્યારે જ થવા દે છે. કારણકે કોઇ પણ પોતાનું અહિત થવાનું કદિ પણ ચિત્તમાં ( મનમાં ) ધારે જ નહીં. સર્વ કોઇ પોતાનું રૂડું ( સારૂ ) જ ઇચ્છે.

દરેક મનુષ્ય પ્રભુથી મળેલી સત્તા પ્રમાણે વિચાર કરી પોતાનું સુખ થવા, અને કોઇ પણ વાતે દુઃખ ન થવા દેવાનું ચ્હાય છે, છતાં પ્રભુ ઇચ્છા પ્રમાણે જ પરિણામ થતું હોવાથી બુરૂં ( ખોટું ) પણ પ્રભુની મરજીથી જ થાય છે એ નિશ્ચય છે. આ પ્રમાણે છતાં જો ચિંતા ન થાય તો તું માધવ ( મા=લક્ષ્મીજી, અને ધવ–પતિ ) એટલે શ્રીલક્ષ્મીપતિ ( નારાયણ ) ભગવાનની ઇચ્છા તેને જ મુખ્ય માનજે. કેમકે તે ખોટું ( ભુંડું ) મટાડવાને સમર્થ તે શ્રીહરિ છે. અને તે પ્રભુએ હે દયા ( દયારામ ) ત્હારો હાથ ઝાલ્યો છે માટે સર્વ ચિંતાને તું છોડી દે.

## મત્ત ગયંદ.

જો નિરમાન કિયોં નંદનંદન, સો હર બ્રહ્મ હુતે ન ફિરેંગો,
દુઃખ કેંધો સુખ હાંનિકિ લાભ, સમેંપર આપુન આપ ઠરેંગોં
યત્ન અનેક વૃથા જિયકે હિરણ્યકસ્યપ લ્યોઁ શ્રમ શીસ પરેંગે
નાથ દયા કર દોરિ સખેં જગ જ્યોઁ રુચિ ત્યોઁ સબ નૃત્ય કરેંગો. ૧

### દોહા

અનહોંની હોંની કરે, હોન હાર મિટિ જાય;
**તુલસી** એસેં રામસોઁ, કહિયેં કહા ખસાય. ૧
સુનિ હુ ભરત ભાવી પ્રબલ, વિલખિ કહ્યો મુનિ નાથ;
લાભ હાંન જીવન મરન, જસ અપજસ બિધિ હાથ. ૨

---

૧૨. જે નંદનંદને (શ્રીકૃષ્ણ પરમાત્માએ) નિર્માણ કરેલું હોય છે તેમાં હર (મહાદેવજી) કે બ્રહ્માજીથી ફેરફાર થઇ શકતો નથી. દુઃખ કે સુખ, હાનિ કે લાભ જે સમયે જે પ્રભુઇચ્છા પ્રમાણે પ્રાપ્ત થનાર છે તે આપોઆપ તે તે સમયે પોતાની મેળે આવીને પ્રાપ્ત થશે. માટે જીવના વિવિધ પ્રકારના અનેક પ્રયત્ન તે વૃથા (મિથ્યા) જેવા છે; દ્રષ્ટાંતમાં જેમ કે જુઓ તે હિરણ્યકસ્યપુએ પોતે બચવા તથા પોતાના ધાર્યા પ્રમાણે પ્રહ્લાદજી પુત્ર (ભક્તરાજ)નું અહિત થવાને ઘણા પ્રકારના પ્રયત્ન બહુ શ્રમના કર્યા તથાપિ ઇશ્વરઇચ્છા પ્રમાણે જ થયું, તેના ધારવા પ્રમાણે ન જ થયું. હિરણ્યકસ્યપુનું જ મરણ થયું અને પ્રલ્હાદ ભક્તરાજનો વાળ સરખો પણ વાંકો થયો, હિરણ્યકસ્યપુએ કરેલા સર્વ પ્રયત્નોનો શ્રમ મિથ્યા થઇ ગયો માટે હે દયારામજી તું નિશ્ચે કરીને જાણ જે કે સર્વની દોરી પ્રભુના હાથમાં છે, તે સૂત્રધાર પ્રભુના હાથમાં દોરી હોવાથી તે પૂતલારૂપ સમગ્ર જગતના જીવોને જેમ નચાવે છે તેમ તે નાચે છે. માટે પ્રભુ ઇચ્છા પ્રમાણેજ સર્વ જગત્ નૃત્ય કરી રહ્યું છે.

(૧) જે થવાનું પ્રભુએ નિર્માણ કરેલું નથી છતાં તે કરવાને, અને તે જ પ્રમાણે જે કરવાનું પ્રભુએ ભાવીરૂપ પ્રારબ્ધ નિર્મ્યું છે તો પણ તે મટાડવાને સમર્થ એક શ્રી ભગવાન છે. મહાત્મા તુલસીદાસજી કહે છે કે, એવા જે શ્રી રામચંદ્ર ભગવાન તેને કોઇ કહેશે કે તે મ્હારા હાથમાં છે

ત્રિબેર પલટે પુરુષતિય, સુદ્યુમન અંત મિચૂન;
ધારી ગિરિધારી બનેં, કર્યો હૂ અધિક ન ન્યૂન. ૩
શિક્ષા બચ સુનિવેં કરેં, અંતર ધરેં ન એક;
હરિ કરાવનેં જબ જસેં તસ તિહિ ઉપજિ બિએક. ૪

---

તો તે કેમ કબૂલ કરાય ? કારણ કે પ્રભુ તો સ્વતંત્ર છે. તે પોતાની સ્વતંત્ર ઇચ્છાથી જે ચ્હાય તે કરવાને સદા સમર્થ છે.

૨. રામાયણમાં મહાત્મા તુલસીદાસજી શ્રીરામચંદ્રજીના ભાઇ ભરતજી પ્રત્યે કહેલું વચન લખી ગયા છે કે, સાંભળો હે ભરતજી. ભાવીરૂપ પ્રારબ્ધ પ્રબળ છે એમ જોઇ મુનિનાથ ( શ્રેષ્ઠ મુનિ ) કહે છે કે, લાભ, હાનિ ( ખોટ ), જીવવું, મરવું, યશ, અપયશ એ સર્વ વિધિ ( ઈશ્વર ઇચ્છાથી નિર્મિત થયેલું ભવિષ્ય ) શ્રીહરિને સ્વાધીન છે.

૩. શ્રીમદ્ ભાગવતમાં સુદ્યુમ્નની કથા પ્રસિદ્ધ છે. તેનો ઇતિહાસ એવો છે કે, તે પુરુષાકૃતિ ( મરદ ) છતાં ત્રણવાર તેને પુરૂષ મટી સ્ત્રી, અને સ્ત્રી મટીને પાછો પુરુષ, અને વળી પુરૂષ મટીને સ્ત્રીપણાના રૂપને પ્રાપ્ત થયો. એક જ દેહમાં ત્રણવાર પલટો (બદલો) થઈ પુરુષ, અને સ્ત્રી, એમ ઉભય પ્રકારના સુખ દુઃખની સ્થિતિ ભોગવી. આ બનાવનું દ્રષ્ટાંત પ્રભુનું કર્તુમ્ અકર્તુમ્ અન્યથા કર્તુમ્ સર્વ કરવાને સ્વતંત્ર સામર્થ્ય સૂચક ભગવતઇચ્છાનું છે. માટે ગિરિરાજ પર્વતને ટચલી આંગળી ઉપર ધારણ કરી રાખનારા અદ્‌ભુત સામર્થ્યવંત શ્રીકૃષ્ણનું જ ધાર્યું ( ઇચ્છયું ) થાય છે. ને તેમાં ન્યૂનાધિક કરવાને કોઇનું પણ કાંઇ બળ ચાલતું નથી.

૪. આ પ્રમાણે પ્રભુનું સ્વતંત્ર સત્તારૂપ પ્રબળ સામર્થ્યરૂપ માહાત્મ્યજ્ઞાનાદિ સમજવા માટે ગ્રંથકાર કવિવર્ય ઉપાય બતાવે છે કે, શ્રીમદ્ ગોસ્વામી શ્રીહરિરાયજી મહાપ્રભુ વિરચિત શિક્ષાપત્ર ગ્રંથનાં વચનામૃત સાંભળવાં અથવા એવા શિક્ષા ( શિખામણ=બોધ ) રૂપનાં વચનો જેમાં હોય તેવા ગ્રંથો સાંભળવા. કેટલાક સદુપદેશનાં વચનો સાંભળતા છતાં પોતાના હૃદયમાં દૃઢ નિશ્ચયપણે તે ઠસાવી રાખતા નથી. જેથી શિક્ષારૂપ વચનો શ્રવણ કર્યાં છતાં તેનું મનન અને નિદિધ્યાસન ન કરવાથી તે વચનો સદા સ્મરણમાં રહેતાં નથી. અને તેણે કરીને તે શ્રીપુરુષોત્તમનાં અદ્‌ભુત દિવ્ય નિર્દોષ ચરિત્રોનો અર્થ સમજી શકતા નથી. જે વખતે જેમ કરાવવાનું શ્રીહરિને હોય છે તે જ પ્રમાણે તેને વિવેકરૂપ બુદ્ધિ ઉપજે છે. ૧

**તુલસી** સંત સમાગમ, તાબિનુ મોહ ન ભાગ;
મોહ ગયે બિનું રાંમપથ, હોહિ ન દ્રઢ અનુરાગં. ૫

**उक्तंच स्वसांप्रदायिक-ग्रन्थे-बुद्धिप्रेरककृष्णस्य पादपद्मं प्रसीदतु ।**

એ કેઁ દુઃખ સુખ એકકો, સો સુમરી મત રોય;
બિચિત્ર લીલા કૃષ્ણકી, ધનિ કોં ધની ન હોય. ૫૩
કરતુમકરતું અન્યથાકરતું સંમ્રથ ઈશ;
અજમિલ દુર્વાસા ભરત ઉદાહરન ત્રીદીસ. ૫૪

---

૫. શ્રીરામભક્ત મહાત્મા તુલસીદાસજીની સાખી છે કે, જ્યાં સુધી સત્પુરુષનો સમાગમ (સત્ સંગ પ્રસંગ) ન રાખે, એટલે તેમના સદુપદેશરૂપનાં સાર અમૃતરૂપ વચનોનાં શ્રવણાદિ ન કરે ત્યાં સુધી અજ્ઞાને કરીને અનિત્ય પદાર્થોમાં થયલી મોહાસક્તિ ભાગે નહીં. અને જ્યાં સુધી તે મોહ ન ટળે ત્યાં સુધી ભગવત્માર્ગે ઉપર તેની દ્દઢ રુચિ પ્રીતિ પણ ઉદય ન થાય.

ઉક્તંચ—સ્વસાંપ્રદાયિક સિદ્ધાંતનું સાર રહસ્ય એ છે કે, બુદ્ધિના પ્રેરક શ્રીકૃષ્ણ પરમાત્મા છે માટે તેમના ચરણકમળનો દ્દઢ આશ્રય રાખી તે જેવી બુદ્ધિ આપે તેમ વર્તવું. કેવળ પોતાની અક્કલનું અવલંબન ન કરતાં સર્વાંતર્યામિપ્રભુની પ્રેરણાશક્તિનું જ બળ સમજવું."

૫૩ એકને સુખ હોય છે તો બીજાને દુઃખ પણ હોય છે. એવું સુખ દુઃખનું જોડું અનાદિ કાળથી ચાલ્યું આવેલું છે માટે સુખે કરીને હર્ષોણું કે દુઃખે કરીને આક્રંદાશ્રુપડવારૂપ રડવાનું કે ગભરાઇ હર્ષ મટી જવાનું કારણ નથી. દરેક બાબતમાં શ્રીકૃષ્ણ પરમાત્માની અકલિત અદ્દભૂત ગૂઢ લીલા જાણવી. તથા એ પરબ્રહ્મ જ સર્વના સ્વામી સ્વતંત્ર હોવાથી ગમે તે કરી શકવાને સમર્થ છે તે સર્વેશ્વર પુરુષોત્તમથી પર (ધણી—કે માલીક) કોઇ પણ નથી.

૫૪ કર્તુમ્ અકર્તુમ્ અન્યથાકર્તુમ્ સર્વ કરવાને સદા સંપૂર્ણ સામર્થ્ય-સહિત સ્વતંત્ર તે સર્વેશ્વર (પરાત્પર પરબ્રહ્મ) છે, એ ૩ ત્રિવિધ પ્રકારની લીલાનાં ૩ દૃષ્ટાંત અનુક્રમે નીચે પ્રમાણે છે.

(૧) કર્તુમ્ લક્ષણ—અજામિલની કથા શ્રીમદ્ ભાગવતે ૬ ષષ્ટસ્કંધમાં છે કે, તે બ્રાહ્મણ પુત્ર સર્વધર્મી હતો છતાં દુઃસંગને લીધે તે દુરાચરણી થયો હતો તો પણ પ્રભુએ તેનું કલ્યાણ કરવાનું ધારેલું હતું તેથી તેને ઉત્તરાવસ્થામાં ૪ મહાત્મા (સાધુ) પુરુષોનો પ્રભુએ સુસંગ મેળવી તેમણે કરેલા

હરિસત્તા તે ભલ અભલ, કૃતિ સબહી તે હોઇ;
પૈં જિમિ દિનમનિ દીપ હ્યોં, અલગ ઉભય ફલ સોઇ. ૫૫

---

સદુપદેશથી પુત્રનું નામ નારાયણ પાડી તેમાં અત્યંત આસક્તિ રાખી. અંતે તેનું સ્મરણ કરવા છતાં પણ પ્રભુએ પોતાનું નામસ્મરણ કર્યાનું માની યમદૂતથી મુકાવી શુદ્ધિ લીધી.

(૨) અકર્તુમ્ લક્ષણ—દુર્વાસા ઋષિ શંકરનો અંશાવતાર હોવાથી મહાત્મા પુરુષ હતા છતાં પણ તેમાં અસહ્ય (તીવ્ર) ક્રોધ હતો અને અનેક જનોને ક્રોધ કરીને શાપાદિ દેઈ દુઃખી કરતા હતા છતાં તે ક્રોધરૂપ દુર્ગુણને પ્રભુએ ન ફેડયો (ન કાઢયો).

(૩) અન્યથા કર્તુમ્ લક્ષણ—ભરતજી રાજઋષિ સંસારમાં માયાનો પાશ પુષ્કળ જાણી અસંગ રહેવા શ્રીયમુનાજી ઉપર જઇ ઘણા કાળ પર્યંત તપ સમાધિ કરવા સારુ અરણ્યમાં રહ્યા હતા. અને ત્યાં સ્વધર્માનુષ્ઠાનપૂર્વક સદાચરણથી વર્તતા હતા. છતાં ત્યાં એક વાઘ હતો તે ગર્ભવતી હરણીને જોઇ હોકારો કરી તેની પાછળ દોડયો. હરણીને નાસવાનો બીજો માર્ગ ન હોવાથી નદીના કરાડા ઉપરથી ફલંગ (છલંગ=કૂદકો) માર્યો. પરંતુ તે ગર્ભવતી હોવાથી તેની ફાળ સામા કરાડા સુધી ન પહોચતાં નદીમાંજ ગર્ભસ્રાવ થઇ ગયો. તેમ થવાથી તે સામીપાર નજીક જઇ પડી ત્યાં તેના પ્રાણ નીકળી ગયા. અને પેલું પ્રસવેલું મૃગલીનું બચ્ચું પાણીમાં ડુબતું જોઇ તેના ઉપર કેવળ દયાદૃષ્ટિથી ભરતજી મહાત્મા પોતાનું નિત્યાહ્નિક અધુરું મુકી તેના પ્રાણનું રક્ષણ કરવા ત્યાં જઇ તેને પાણીમાંથી બહાર કાઢી તેને લાગી ગયલી ઠંડી (શરદી) મટાડવા ઉષ્ણતા (તાપ) ના પ્રયોગ કરી તેને સારી રીતે પાળી પોષી રક્ષણ જન્મ પર્યંત કર્યું છતાં તેને ધર્મપદની પ્રાપ્તિ પ્રભુએ ન આપતાં અંતે તે ભરતજીની મતિ તે મૃગલીના બચ્ચામાં રહ્યાનું નિમિત્ત માની તે વાસનાથી તેને ૩ ત્રણ જન્મ લેવડાવ્યા.

૫૫ શ્રીહરિની સત્તાથી સારી અથવા નઠારી કૃતિ સર્વ કોઇ કરી શકે છે. પરંતુ તેથી કરીને પ્રભુમાં કોઇ રીતે વિષમતા કે ક્રૂરતારૂપ કોઇ પણ દોષ નથી. (૧) દૃષ્ટાંતમાં જેમકે—દિનમણિ=(સૂર્ય) ના અજવાળારૂપ પ્રકાશથી સર્વ કોઇ નેત્રો દ્વારાએ જોઇ શકે છે ને તેના અજવાળાના બળે કરીને સ્ત્રીનું સુંદર સુરૂપ જોઇ તેમાં કેટલાક મોહિત થઇ જાય છે અને કેટલાક તે નેત્રોનો ઉપયોગ શ્રીહરિનાં, શ્રીસદ્‌ગુરુનાં, કે સત્પુરુષનાં કે સદ્‌ગ્રંથોનાં દર્શનાદિક કે સત્કૃતિમાં કરે છે. પરંતુ તેથી કરીને (સૂર્ય નારાયણને) કાંઇ દોષ લાગી શકતો નથી, કે તમારી હાજરીમાં અથવા તમારી પ્રકાશતારૂપ

બહુ બિગર્યો અતિ સુધારે, જો ધારે હરિ મન્ન;
અતિ સુધર્યો સુહુ અતિ બિગરિ, શ્રીહરિ જો અપ્રસન્ન. ૫૬
હરિ રછ્યક કછુ કહું ન ડર, જાય જંગલમેં બેંઠય;
સો કોપત નહિં બચેંગો સત પતાલ તર પેંઠય. ૫૭

છપ્પે.

પાવન પતિત હુ પતિત પાવન કરિ નભ ધરની;
ધર્મ અધર્મ ધર્મ કરિ અકરનિ કરની;

---

અજવાળાના સંયોગથી સ્ત્રીમાં આસક્ત થયો માટે હું દોષવંત નથી એમ ન સમજવું. (૨) તે જ પ્રમાણે દીપકના અજવાળાના પ્રકાશયોગે કરીને પણ થતું સમજવું. (૩) વળી એ જ પ્રમાણે ચંદ્રમાના પ્રકાશરૂપ અજવાળાનું પણ સમજી લેવું. જેવી રીતે સૂર્ય—ચંદ્ર, ને દીપક એ ત્રણે એ ફળ ભોગવવાથી સદા અલગ (અલિપ્ત) રહે છે તેમ સુકૃતિ દુષ્કૃતિનું ફળ ઇશ્વરને ભોગવવું પડતું નથી. તેમ તેમના ઉપર વિષયતાનો કે ક્રૂરતાનો દોષ લાગી શકતો નથી. કારણ કે નારદ પંચરાત્ર કહે છે કેઃ—

પ્રભુ સદા નિર્દોષ અને દિવ્ય પડૈશ્વર્યાદિ અનંત કલ્યાણકારી ગુણવાળા છે-પ્રભુ સુકૃતરૂપ પુણ્યપાપના ફળથી અલગ રહે છે વળી બીજું પણ શાસ્ત્ર વચન છે કેઃ—

બિંદુ સિંધુ કરે સિંધુ બિંદુ રતિ શૂન્ય સફલ કરી.
અઘટિત્ત ઘટિત હુ ઘટિત અઘટિત કરે મન ધરિ હરિ;
પ્રભુ ચાહિ સોહિ ઈશ્વર કરેં, અચિંત્ય અતર્ક્ય અકલગતિ.
મત સોચી ફૂલિ મત તૂં દયા, અચલ શરન રહે' કૃષ્ણ પતિ. ૧૦

મત્ત ગયંદ.

કોઉ ન જ્ઞાનિ અજ્ઞાનિનકો જગ ઈશ્વર આધિન સજ્જન જોવેં,
જ્યાકું જબેં કરિ કૃષ્ણ જસોં સુહિ તા છનુ તે બિધિકો ધ્રુવ હોવે;
સ્યાંનપ કાહુકિ કામ લગે ન, સુધી બુધ ચિત્ત હરિપદ પ્રોવે,
નાથ દયા સબકી મતિ પ્રેરક, જો સમુઝેં સુહસેં નહિં રોવે. ૧૧
સાંપ સુનેં દ્રગતેં ઉરતેં ગતિ પ્રાણ ગહેં કરિ ઔર ન કોઈ,

---

એવું પણ કરવા સમર્થ છે. એક બિંદુને સમુદ્ર કરે છે અને સમુદ્રને બિંદુ-સમાન બનાવે છે. ભાગ્યશૂન્યને ભાગ્યશાળી બનાવે છે. અતર્ક્ય—ન તર્ક કરી શકાય તેવી.

૧૧. કદી પણ કોઇએ જ્ઞાનીપણાનો (ડાહ્યાપણાનો) ફાંકો અભિમાન ન રાખવો. તેમ જ કોઇને પણ તું અજ્ઞાની જાણીને તેની અવજ્ઞા ન કરીશ, કારણ કે પ્રભુના જેવું કોઇ પણ જ્ઞાની નથી એમ જાણી જ્ઞાનીપણાનો દાવો રાખી ગર્વિષ્ટ ન થઇશ—કારણ કે આખું જગત ઈશ્વરને આધીન છે. એમ સજ્જન પુરુષો સર્વત્ર બ્રહ્માત્મદૃષ્ટિથી ભગવદ્રૂપપણાથી જુએ છે. જ્ઞાન અને અજ્ઞાનમાં પણ કારણરૂપે ૧ બ્રહ્મ જ હોય છે. જેને જે વખતે શ્રીકૃષ્ણ ભગવાન જેવો કરવા ઇચ્છે છે તે પ્રમાણે તે ક્ષણે તેવો થાય અને નિશ્ચે કરીને તેવી વિધિ (રીત) તે વખતે થાય છે. એમાં સ્યાંનપ (ડહાપણ) કોઇનું કામ લાગતું નથી એમ માની બુદ્ધિવંત જનો શ્રીહરિના ચરણકમળમાં પોતાની બુદ્ધિને પ્રોવે છે (પરોવે છે), ગ્રંથકાર દયારામભાઇ કહે છે કે, માહારા નાથ (સ્વામી–માલિક–ધણી) શ્રીકૃષ્ણચંદ્ર ભગવાન્ તે જ સર્વની મતિ (બુદ્ધિ) ના પ્રેરક છે. આ પ્રમાણે જે સમજે છે તેઓ પ્રભુની જૂદી જૂદી અનેક રચનાઓ જોઇને હર્ષ કે શોકને પામતા નથી. અર્થાત્ સુખ જોઇને હર્ષિત થતા નથી, અને દુઃખ જોઇને આક્રંદ (રુદન) કરતા નથી. એમાં પ્રભુની અદ્‌ભુત કૌતુક=અતિ આશ્ચર્યકારક રચનાનું વર્ણન છે.

૧૨. જુઓ. સાપને શ્રવણ કરવાને પ્રભુએ કર્ણ (કાન) ન રચતાં તેના દ્રગમાં (નેત્રમાં) શ્રવણ કરવાની સત્તા ધરી છે. વળી સર્પને ચાલવા',

પુચ્છ પિયે જલ પાંઊં ભખે, ગુલ મ્હેંરિ અજબ અલીક ન સોઇ;
અશ્રુહિતેં ઉત્પત્તિ મયૂરકી બીછુ ડસે પુછસેં જગ જોઇ;
નાથ દયા સઘરી ણિધ સંગ્રથ કૃષ્ણ કરે તબ કા નહિ હોઇ? ૧૨

સાર પ્રભુએ તેને ચરણ (પગ) કર્યા નથી. ત્યારે તેના ઉરમાં (પેટમાં) ચાલવાની પ્રબળ શક્તિ મુકી છે કે જેણે કરીને (પેટ વતે) તે ચાલે છે. વળી સાપને ઘ્રાણેંદ્રિય (નાસિકા) કરેલી નથી, તથાપિ તે નાસિકા દ્વારાએ જે સુંઘવાનું કામ થાય તેવું તેને ઉરમાં એટલે અંતરમાં પ્રભુએ સુગંધ દુર્ગંધ સમજવારૂપ ગતિનું જ્ઞાનદાન કરેલું છે. આ ઉપર લખ્યા સર્વ પ્રસંગો સામાન્ય ક્રમના બંધારણથી ઉલટા પ્રભુએ રચ્યા છે. એવું અન્ય કોઇ પણ પ્રાણિમાં નથી. અજબ ગુલ મ્હેરી નામનું પક્ષી થાય છે. તે પુંછડેથી પાણી પીએ છે, અને તેને તેના ચરણમાં (પગમાં) મયૂર (મોર)ના જેવાં મુખ (મોઢાં) કર્યાં છે કે જેથી એ પગે કરીને તેનાથી ચલાય ખરૂં અને ચાલતાં ચાલતાં ચરાય પણ ખરૂં. આ વાત અલીક (મિથ્યા) નથી પણ સત્ય છે. વળી નવાઇની (અદ્ભુત) વાત એ છે કે, સામાન્યક્રમ એવો છે કે ૧ અંડજ (ઇંડામાંથી) ૨ ઉદ્‌ભિજ. (પૃથ્વીમાંથી) ૩ જરાયુ (ઓર) માંથી) ૩ શુક્ર (વીર્ય) માંથી. ૪ સ્વેદજ (પરસેવા માંથી) માંકણ એમ ૪ પ્રકારથી મનુષ્ય અને પશુ પક્ષી વિગેરે જંતુ માત્રની ઉત્પત્તિ થાય છે, તેટલા માટે ઉત્પત્તિરૂપની ૪ ખાણ કહેવાય છે. છતાં પ્રભુએ અજબ પ્રકારની નવીન રીત પણ કરેલી જણાય છે જેમકે. (૧) અશ્રુનાં બિંદુમાંથી મયૂર (મોર) ની ઉત્પત્તિ થાય છે. જ્યારે મોર કળા કરી નૃત્ય કરે છે (નાચે છે) ત્યાર પછી તેની આંખમાંથી અશ્રુજળનાં બુંદ પડે છે તે પૃથ્વી ઉપર પડે છે તેને તેની સ્ત્રી–ઢેલ પૃથ્વીઉપર પડતાં જ ચાટી જાય છે તેથી મોર અવતરે છે. (૨) જળમાંથી મચ્છરાદિની ઉત્પત્તિ થાય છે (૩) દરેકને પોત પોતાનો બચાવ (સંરક્ષણ) કરવાને તથા કોઇ સામો ઉપદ્રવ કરે તો તેને સાસન (શિક્ષા) કરવા રૂપ જૂદી જૂદી રીતે સાહિત્ય (ઉપસ્કર) પ્રભુએ આપેલું છે જેમકે—હાથ—પગ વડે મારે છે મોઢેથી દાંતવડે બચકુ ભરે છે, સીંગડાં મારે છે, (ઘોચે છે), ચાંચ ભોકે છે, (મારે છે) જનાવરો કરડે છે. પરંતુ ૧ નવાઇની રીત પ્રભુએ પુછડાથી મારવારૂપની પણ મુકેલી છે. જેમકે–વીંછીને પુછડે અણીદાર કાંટો (ડંખ) રહે છે તે પુછડાવડે બીજાને કરડે છે, વળી તેજ પ્રમાણે વધારે પાણીમાં પડી રહે- [illegible] તીક્ષ્ણ તલવારની ધાર કરતાં પણ અતિશય

## કબિત.

અહોં હેમ કસ્યપ પ્રલ્હાદ પુત્ર ઉગ્ર કંસ,
કાજલકો હેતૂ દીપ મની ફની જાતહેં;
અજામેલ પુત્ર ભાવ નામ લેત ધામ પાયોં,
પ્રેમ રામ કેહત મરે પિતાદિ વિખ્યાત હેં,

---

તીખી ધાર પ્રભુએ રચેલી છે અને તલવાર કરતાં પણ વધારે તેજદારીનો ગુણ એવો મુક્યો છે કે, તે મગરનું પૂછડું વાગતાં જ શરીર બેહેર મારી જઇ તરત અંગ છેદાઇ જાય છે. આ દાખલાઓ જગતમાં જોઇ શકાય તેવા છે. હવે એ દૃષ્ટાંતમાત્રનું સિદ્ધાંતસારરૂપે કહે છે કે, દયારામના માથે (ગ્રંથકાર ભક્તરાજ કવિના ઇષ્ટદેવ=સ્વામી) શ્રીકૃષ્ણચંદ્ર તે સર્વ રીતે સદા સમર્થ છે. તેથી તે સર્વ કરવાને સંપૂર્ણ સ્વતંત્ર સત્તાધીશ છે. તે કરે ત્યારે શું ન થાય! અર્થાત્ સર્વ થાય જ.

૧૩. એનો સાર પ્રભુની ગતિને કોઇ જાણી શકવાને સમર્થ નથી એ પરત્વે છે. જુઓ.

(૧) હેમકસ્યપ (હિરણ્ય કસ્યપુ) આસુર છતાં તેને ત્યાં શુદ્ધ દૈવી સંપત્તિરૂપ પ્રલ્હાદજી ભગવદ્ભક્તારાજનું પ્રાકટ્ય થયું. (૨) ઉગ્રસેન રાજા ભગવદ્દ્ભક્ત શુદ્ધ દૈવી સંપત્તિવાળા હતા છતાં તેમને ત્યાં પુત્ર આસુરી બુદ્ધિવાળો કંસ ઉત્પન્ન થયો. (૩) દીપક=દીવો તે ઉજ્જવળ પ્રકાશવંત છતાં તે દીવામાંથી ઉત્પન્ન થવાથી પુત્રરૂપ કાજળ (મેશ) તે પિતારૂપ દીપકનાં ગુણ ધર્મરૂપ પ્રમાણે તેમાંથી પ્રકટ થયલા પુત્રરૂપ કાજળ (મેશ) માં ગુણ ધર્મ રૂપ કાંઇ પણ હોતા નથી. અર્થાત્ પિતાથી વિલક્ષણ ગુણ તેમાં આવે છે. કાંઇક દીપકરૂપ પિતાનો પુત્ર મલિનતારૂપ ઉપજે એવો હોતો નથી છતાં વિરૂદ્ધ ગુણવાળું પ્રકટે છે. દીપક કરતાં વિશેપ પ્રકાશિત વળી કહે છે કે પોતે પ્રતાપવાળો મણિમાથે છતાં પણ નીચ કૃતિ નાગ કરે છે, નાગને માથે ફણા ઉપર મણિ હોય છે એવો ઉત્તમ નાગ છતાં તે પેલા મણિરૂપ ગુણનો દુરુપયોગ કરે છે (તે મણિના અજવાળારૂપ પ્રકાશવડે જીવ જંતુને જોઇ તેનું ભક્ષણ કરે છે.) અથવા વિષધર (નાગ) તેને માથે પ્રભુએ મણિ ઉત્પન્ન કર્યો છે એ કૌતુક પણ સૂચવે છે.

(૪) વળી અજામેલે પુત્ર (નારાયણ)નું નામ દીધું છતાં નારાયણ ભગવાને પોતાનું નામસ્મરણ કર્યાનું માની તેને મૃત્યુરૂપ યમદૂતના 'પાશ' માંથી મુક્ત કરવાની સહાય કરી અને તેને ભગવત્ ધામની પ્રાપ્તિ કરાવી.

દયા ધર્મ પાલ્યોં દોપ રૂપ ભર્યો ભર્ત ભૂપ.
બિપ દીનોં બકી કૃષ્ણ દીની ગતિ માત હેં.
નિજ પાંડવ દુઃખી સુખી કૌરોં સો જગ જાને,
દયા નાથ ત્યહારી ગતિ લખી નાહિ જાતહેં. ૧૩
પ્રશ્ની સુતપા ચોંરૂગ તપે ધ્રુવ આધોં વર્ષ,
મ્હૂરત ખટવાંગ પાયે દેખોં કેતોં અંત્ર હેં;
એક નામ અજામેલ ગુંનિકા ત્યોં આધે નામ,
પારધિ સ્વદેહ સ્વર્ગ સમરે બિના મંત્ર હેં;
બુદ્ધિ મેં કસર કયૂ કહે હરિ મહામૂર્ખ,
સહજ ચલ્યોં જાય જાકોં કીનો ભવ યંત્ર હેં;

---

(૨) અને શ્રીરામચંદ્રજી ઉપર ગાઢ સ્નેહે સહિત વાત્સલ્ય કરનાર પિતા દશરથરાજાએ અંતે તે શ્રીરામ રામ કેહેતાં શ્રીરામના વિયોગે પ્રાણ ત્યાગ કરી દીધા છતાં તેને ધર્મ પદ ન આવતાં સ્વર્ગમાં રાખ્યા.

(૩) દયારૂપી ધર્મ ભરતજીએ પાળ્યા છતાં તે દોષરૂપ ગણાઈ જન્મ થયા.

(૪) બકી (પૂતના) એ શ્રીકૃષ્ણ ભગવાનનું અહિત (પ્રાણાપહાર) ઇચ્છીને પોતાના સ્તનને વિષે (ઝેર) ચોપડેલું તેનું પાન શ્રીકૃષ્ણને કરાવ્યું છતાં તેને જનનિની પદવી ગણી પોતાની માતાને જે પદ તે પદની પ્રાપ્તિનું કામ પ્રભુએ કર્યું.

(૫) શ્રીકૃષ્ણે નિજ ભક્ત પાંડવોને અનેક વાર દુઃખ ભોગવાવ્યું હતું.

(૬) અભક્ત કૌરવોને સુખ આપ્યું હતું, હે દયાંનાથ દયારામના ઇષ્ટદેવ સ્વામિન્ શ્રીકૃષ્ણચંદ્ર! ઉપર લખ્યા પ્રકારોવાળી આપની વિવિધ ગતિ તે સર્વે જગતમાં પ્રસિદ્ધ છે. તે ઉપરથી તમારી ગતિ જાણી શકાતી નથી (કળી શકાતી નથી અથવા પાર પમાય તેવી નથી.)

૧૪. પ્રશ્ની સુતપાને અગાધ પરિશ્રમ કે જે ૪ ચાર યુગપર્યંત તપે કરીને તપ્યાં હતાં. ત્યારે તેમને દર્શન આપીને વરદાન પ્રભુએ આપ્યું કે હું તમારે ત્યાં પુત્રરૂપે અવતરીશ (પ્રકટ થઇશ). ધ્રુવજીએ માત્ર ૬ મહિના તપ કર્યું તેટલામાં તેને પ્રભુએ દર્શન દીધાં અને ખટ્વાંગ રાજાને ૧ એક મુહૂર્તમાં, (બે ઘડીમાં) દર્શન આપ્યાં. જુઓ કેટલું બધું અંતર (ભેદ=તારતમ્ય)? એક જ નામ અજામેલે લીધું હતું, ગુણિકાએ માત્ર અર્ધું નામ લીધું

કેવલ કૃષ્ણ પ્રમેયબલ આત્મસાત કિય જાહિ;
તાકી કૃતિ સબ કૃષ્ણસી નૃપ કુમાર સો આહિ.
નાંહિ હોય હેતૂ કછુહુ કૃપા સહજ બ્રજરાય;
જો કછુ હેતૂ હોય તોં કૈસેં કૃપા કહાય ?
દોષ પરે તહુ બસિન ઉર નિજ જનકે નંદલાલ;
જ્યોં જનનિ પ્રિય સુચિ લગેં અતિ અપરાધિ હુ બાલ.

---

કૃતિ થઇ જાય તો પણ તે સંતને શુભાશુભ કર્મનો લેપ અડકતો નથી. કેમકે તે અહંકૃતિથી રહિત હોય છે અને તેની બુદ્ધિના પ્રેરક પણ કારણરૂપે શ્રીહરિ જ રહેલા હોય છે.

૩. શ્રીકૃષ્ણ પરમાત્માએ કેવળ પોતાના પ્રમેયબળવડે કરીને જે હરિજનને પોતાના આત્મસાત્ (પ્રાણસમપ્રિય) કરેલા હોય તેવા સત્પુરુષની સર્વ કૃતિ શ્રીકૃષ્ણના સરખી જાણવી. જેમ કાંઈ રાજાના કુમારની કૃતિ હોય તે પણ રાજાના જેવી જ ગણાય છે, તેમ પુત્રમાં અવગુણ હોય છતાં સ્નેહ વાત્સલ્યતાના કારણથી પિતારૂપ રાજામાં તે પુત્રના અવગુણ નથી તેમ સમજવું. એમ થવામાં પણ શ્રીભગવાનનો કાંઇ હેતુ (હારદ) હોય છે, કારણ કે બાળકથી અણસમજે પણ કાંઇ થઈ ગયું હોય તો પણ તે બાળકનું વચન તેના પિતા પાળે છે તેમ ભક્તરૂપ પુત્રનું વચન પણ શ્રીહરિ પાળે છે.

૪. અજ્ઞાન બાળક જે કાંઇ કૃતિ કરે છે તે કાંઈ પરિણામિક હેતુ ફળને સમજીને કરતો નથી, તે તો સહજ સ્વાભાવિક કૃતિ કરે છે તથાપિ તેના ઉપર પિતારૂપ શ્રીભગવાનની સાહજીક કૃપા (અનુગ્રહ) રહેલો હોવાથી તે બાળકરૂપ ભક્તે જે કાંઇ કર્યું હોય તે નિર્દોષ કૃતિ ગણી તેની કૃતિનું પાલન કરે છે. જો અજ્ઞ બાળકનો કાંઇ હેતુરૂપ સ્વાર્થ હોય તો પિતારૂપ ભગવાનનો અનુગ્રહ (કૃપા) કેમ કહેવાય ?

૫. યદ્યપિ અજ્ઞાન સ્થિતિ વયના બાળકરૂપ ભક્ત જનની કાંઇ કૃતિ દોષરૂપની હોય તથાપિ પરમ સ્નેહી પરમ દયાળુ પિતાવત્ પરમ હિતકારી નંદલાલ (શ્રીકૃષ્ણ ભગવાન) પોતાના નિજજન પોતાને પુત્રસમ પ્રાણ પ્રિય વાહાલા હોવાથી તે વ્હાલપણાના કારણથી પિતારૂપ પ્રભુ તે પુત્રરૂપ ભક્તના કાંઇ પણ દોષ મનમાં આણતા જ નથી. જેવી રીતે જનનિ (જનેતા=માતા) નેં પોતાનો પુત્ર ગમે તેટલો અશુચિ (ગંદો) હોય.તો પણ માતાને પુત્ર ઉપર સંપૂર્ણ વ્હાલ (સ્નેહ) હોવાથી તે ગંદો ગોબરો છતાં પણ પ્રિય (વ્હાલો)

અજામેલ ગનિકા લહે, ડેઢ નામ અપ વર્ગ;
સરતિ રામ રટિ તનુ તજ્યો, દશરથ અજહૂ સ્વર્ગ. ૬
કોન ભાંતિ પ્રભુ તુમ પ્રસન, સો ન કાહુ કૂં જ્ઞાન;
'કહું નીતિમેં દુઃખ દીખેં, કહું અનીતિ સુખ દાંન. ૭
પૂરવ કરનિ સબ સ્થલ, દેખિ અસંભવ બાત;
ઈશ્વર સ્વતંત્ર કૃપાનિધિ, નામ અલીક ન્હેં જાત.. ૮

---

અને શુચિ ( ચોખ્ખો=પવિત્ર=શુદ્ધ ) જ ભાસે છે. વળી એ જ પ્રમાણે તેના અગણિત અપરાધ હોય તો પણ જેવી રીતે માને સંપૂર્ણ વ્હાલ હોવાથી તે બાળક પુત્રના દોષ ભાસતા જ નથી. તે પ્રમાણે પુત્ર સ્થાને ભક્ત અને પિતા સ્થાને પુરુષોત્તમ પણ તે નિજભક્તના અશુચિપણાને (અપવિત્રપણાને) કે એના અપરાધરૂપ દોષોને ગણતા નથી,

૬. એના દાખલા આપે છે જુવો. (૧) અજામેલ અતિશય દુરાચારી અને પરસ્ત્રીલંપટ અનેક પ્રકારના અપરાધવાળો હતો છતાં પ્રભુએ તેના કોઈ પણ દોષ ન ગણ્યા. ને તેને નિજપદની પ્રાપ્તિ કરાવી. ૧ નામ ચાર અક્ષરનું ( નારાયણ ) કહેવા માત્રથી પ્રભુએ તેની શુદ્ધિ લીધી. (૨) ગણિકા ( બાળકી વેશ્યા ) અત્યંત દુરાચાર ને અઘ ( પાપ )નું ધામ છતાં તેને પણ પરમપદ આપ્યું. પોપટને ભણાવવા વિષે ાા અર્ધું નામ (૨) કહેવા માત્રથી શ્રીરામે પોતાનું નામ કહેવાનો આરંભ કર્યો તે પૂર્ણ નામદત્ત ગણ્યું ( માની લીધું ). આ બન્ને મળી ૧ાા નામ લેવા માત્રથી અપવર્ગ ( મોક્ષ)-ને બન્ને પામ્યાં છે.

૭. હે પ્રભુ આપ કેઇ રીતે પ્રસન્ન થાઓ છો તેનું કોઇને યથાર્થ જ્ઞાન થઇ શકતું નથી. જુઓને શ્રીરામચંદ્રજીના પિતા દશરથરાજાએ સ×રતિ (એટલે સ્નેહ સહિત ) શ્રીરામવિયોગે હા રામ, હા રામ, એમ કહેતાં કહેતાં પ્રભુના વિયોગ વિરહે તપીને શરીર છોડી દીધું ( પ્રાણ નીકળી ગયા ) તેવા સ્નેહી પિતા ભક્તને પણ પ્રભુએ ધર્મપદની તરત પ્રાપ્તિ ન કરાવતાં સ્વર્ગમાં મોકલ્યો. અને આખી અયોધ્યાવાસી સમગ્ર પ્રજાને અને કુતરો જેમાં અનેક જંતુ ( કીડા ) પડેલા હતાં તે સહિતને પરમપદ સ્થાન આપ્યું

૮. જો સર્વ સ્થળે ( એટલે સર્વ જગ્યાએ સર્વની બાબતમાં ). કેવળ પૂર્વે જન્મનાં સંચિત ક્રિયમાણરૂપની પૂર્વની કરણી કહીએ તો. તે પણ સંભવી શકતું નથી. કારણ કે વેદાદિક સત્ શાસ્ત્રોમાં ઈશ્વરને સ્વતંત્ર ( કર્તુમ્,

અજામેલ ગનિકા લહે, ડેઢ નામ અપ વર્ગ;
સરતિ રામ રટિ તનુ તજ્યો, દશરથ અજહૂ સ્વર્ગ. ૬
કૌન ભાંતિ પ્રભુ તુમ પ્રસન, સો ન કાહુ કૂં જ્ઞાન;
કહું નીતિમેં દુઃખ દીખે, કહું અનીતિ સુખ દાન. ૭
પૂરવ કરનિ સબ સ્થલ, દેખિ અસંભવ બાત;
ઈશ્વિર સ્વતંત્ર કૃપાનિધિ, નામ અલીક ન્હેં જાત.. ૮

---

અને શુચિ ( ચોખ્ખો=પવિત્ર=શુદ્ધ ) જ ભાસે છે. વળી એ જ પ્રમાણે તેના અગણિત અપરાધ હોય તો પણ જેવી રીતે માને સંપૂર્ણ વ્હાલ હોવાથી તે બાળક પુત્રના દોષ ભાસતા જ નથી. તે પ્રમાણે પુત્ર સ્થાને ભક્ત અને પિતા સ્થાને પુરુષોત્તમ પણ તે નિજભક્તના અશુચિપણાને (અપવિત્રપણાને) કે એના અપરાધરૂપ દોષોને ગણતા નથી,

૬. એના દાખલા આપે છે જુવો. (૧) અજામેલ અતિશય દુરાચારી અને પરસ્ત્રીલંપટ અનેક પ્રકારના અપરાધવાળો હતો છતાં પ્રભુએ તેના કોઈ પણ દોષ ન ગણ્યા. ને તેને નિજપદની પ્રાપ્તિ કરાવી. ૧ નામ ચાર અક્ષરનું ( નારાયણ ) કહેવા માત્રથી પ્રભુએ તેની શુદ્ધિ લીધી. (૨) ગણિકા ( બાળકી વેશ્યા ) અત્યંત દુરાચાર ને અઘ ( પાપ )નું ધામ છતાં તેને પણ પરમપદ આપ્યું. પોપટને ભણાવવા વિષે ના અર્ધું નામ (રા) કહેવા માત્રથી શ્રીરામે પોતાનું નામ કહેવાનો આરંભ કર્યો તે પૂર્ણ નામવત્ ગણ્યું ( માની લીધું ). આ બન્ને મળી ૧ા નામ લેવા માત્રથી અપવર્ગ ( મોક્ષ)-ને બન્ને પામ્યાં છે.

૭. હે પ્રભુ આપ કેઇ રીતે પ્રસન્ન થાઓ છો તેનું કોઇને યથાર્થ જ્ઞાન થઇ શકતું નથી. જુઓને શ્રીરામચંદ્રજીના પિતા દશરથરાજાએ સસ્મરતિ (એટલે સ્નેહ સહિત ) શ્રીરામવિયોગે હા રામ, હા રામ, એમ કહેતાં કહેતાં પ્રભુના વિયોગ વિરહે તપીને શરીર છોડી દીધું ( પ્રાણ નીકળી ગયા ) તેવા સ્નેહી પિતા ભક્તને પણ પ્રભુએ ધર્મપદની તરત પ્રાપ્તિ ન કરાવતાં સ્વર્ગમાં મોકલ્યો. અને આખી અયોધ્યાવાસી સમગ્ર પ્રજાને અને કુતરા જેમાં અનેક જંતુ ( કીડા ) પડેલા હતાં તે સહિતને પરમપદ સ્થાન આપ્યું

૮. જો સર્વ સ્થળે ( એટલે સર્વ જગ્યાએ સર્વની બાબતમાં ), કેવળ પૂર્વ જન્મનાં સંચિત ક્રિયમાણરૂપની પૂર્વની કરણી કહીએ તો, તે પણ સંભવી શકતું નથી. કારણ કે વેદાદિક સત્ શાસ્ત્રોમાં ઈશ્વરને સ્વતંત્ર ( કર્તુમ્,

કોટિયત્ન તેં હોય નહિ, ચાંડાલી નૃપ નારિ;
કણુ ભઇ સાધન સંભવિન તે બલ કૃપા બિચ્ચારિ. ૯

उक्तंच स्वसांप्रदायिक ग्रन्थे—

चाण्डाली चेद्राजपत्नी जाता राज्ञा च मानिता ।
कदाचिदपमानेऽपि मूलतः का क्षतिर्भवेत् ?

જબ ગોવિંદ કૃપા કરે, તબ તો સબ બનિ આવે;
સુખ સંપત્તિ આનંદ ઘનોં, ઘર બેઠે વે પાવે. ૧૦

પૂરવકી જાંનેં પ્રભૂ, કછુ હૂ કહી ન જાત;
સ્વપચિરાનિ અતિઅસંભવ, કો લહિ નૃપહિય બાત. ૧૧

---

ચાકર્તુમ્, અન્યથાકર્તુમ્ સર્વ કરવાને સદા સંપૂર્ણ સામર્થ્યવંત કહેલા છે તથા કૃપા સાગર ( કૃપાના ભંડાર ) કહેલા છે તે બીરૂદ ( બીરદ ) વાલા પ્રભુનાં નામ ગુણમાં મિથ્યારૂપ દોષ લાગે. પ્રભુ તો સદા નિર્દોષ જ છે.

૯. કોટાન કોટિ ( કરોડો ) પ્રયત્ન કરે તો પણ કાંઇ ચાંડાલણી (સ્વપચની અંત્યજ જાતિની કન્યા હોય ) તે રાજાની રાણી પદને પ્રાપ્ત થવાને કદિ પણ યોગ્ય થઇ શકે જ નહીં. છતાં કદાચ કોઇ કારણ નિમિત્તથી ( રૂપ, કે ગુણાદિ કારણથી ) રાજા જ પોતાના આપથી જો તેનો સ્વીકાર કરે તો તેમાં તે ચાંડાલણીનું કાંઇ પણ સાધનરૂપ ( પુરુષપ્રયત્ન) ન કહેવાય. એતો રાજાની કેવળ કૃપાદષ્ટિરૂપ અનુગ્રહનું જ કારણ કહેવું પડે. આ દૃષ્ટાંત સ્વસાંપ્રદાયિક અંતઃકરણપ્રબોધ ગ્રંથે શ્રીમદ્વલ્લભાચાર્યજીએ શ્લોક ૨ બીજામાં આપેલું છે તે આશયથી ભક્ત કવિવર્યે લખેલું છે.

૧૦. જ્યારે ગોવિંદ (શ્રીકૃષ્ણચંદ્ર ભગવાન ) કૃપા કરે છે ત્યારે સર્વ અશક્ય વાતો પણ સારી રીતે શક્ય થઇ જાય છે ત્યારે સર્વ પ્રકારની સુખ સંપત્તિ અને અતિશય આનંદ તેને ઘેર બેઠાં પ્રાપ્ત થાય છે.

૧૧. પૂર્વ જન્મમાં કોણે કેવી કૃતિ કરેલી છે તે જાણવાને પણ પ્રભુ જ સમર્થ છે પરંતુ ભૂતકાળનું ( ગયા જન્મનું વૃત્તાંત) જાણવાને અન્ય સમર્થ હોતા નથી તેમ તે કૃતિ કરનારને પણ પોતાની પૂર્વ જન્મની કરણીની ખબર હોતી નથી. કડી ૯માં કહ્યા પ્રમાણે જેમ ચાંડાલણી ( અંત્યજ જાતિની) છતાં તે રાજાની રાણી થઇ શકે એ કેટલું બધું અસંભવિત છે. છતાં જ્યારે રાજા તેનો પોતાની ઇચ્છાથી તેનું પાણિગ્રહણ કરી પટરાણી તરીકે સ્વીકારે, ત્યારે તે રાજાએ કિયા કારણથી એવી અપાત્ર સ્ત્રીને રાણી તરીકે સત્પાત્રરૂપ ગણીને સ્વીકારી છે તે રાજાના અંતરાશય (મનના હેતુ)

'સબ સુત સમ પ્રિય સ્વકીય હું, ન ગુન છબ ન બિચ્ચાર;
સમુઝિ પરે નહિં હેતુ કહા, અધિક એક કછુ પ્યાર. ૧૨
અપનોં કિયોં તજે ન બડ બનિ કબુ દોષ અનેક;
હરિ સહિષ્ણુ અતિ કૃપાનિધિ, સો કયોં છાંડે ટેક? ૧૩

ને જાણવાને અન્ય સમર્થ નથી. એમ પ્રભુને રાજારૂપ અને ચંડાલણી છતાં રાણીરૂપ બન્ને દોષવંત અપાત્ર જીવને મુક્તારૂપ સત્પાત્ર ગણી અંગીકાર કરે છે એમાં કિયા કારણથી પ્રભુએ સ્વીકાર કર્યો તે પ્રભુના હૈયાની (મનની) વાત અન્ય શું કલ્પી શકે ?

૧૨. સમગ્ર વિશ્વની પ્રજા પ્રભુને પુત્રની માફક (પ્રાણાત્મા તુલ્ય) વ્હાલી છે તેમાં પણ વિશેષ પ્રિય (પ્રાણાધિકપ્રિય) પ્રભુને પોતાના સ્વકીય ભક્તજન વ્હાલા છે. એ ઉપરથી કોઇએ એમ નહીં સમજવું કે પ્રભુ તેના કોઈ ગુણ કે રૂપને લીધે તેના ઉપર વ્હાલ રાખે છે. રૂપ કે ગુણનો વિચાર કરવાનો નથી એ તો નિમિત્તરૂપ કહેવા માત્ર છે. કારણ કે પ્રભુમાં અનંત રૂપ ગુણ છે તો પણ પ્રભુ જીવના અલ્પરૂપ ગુણાદિકને કેવળ પોતાની કૃપાથી જ મ્હોટા ગણી લે છે એમાં તો તે મ્હોટા પુરુષની મહત્તા એ જ કારણ મુખ્ય છે. જેવી રીતે ન્હાના અજ્ઞાન વયની સ્થિતિના બાળકમાં કાંઇ સાધારણ (યતકિંચિત ગુણ દેખાય તો પણ તેને ઉત્તેજન આપવા અર્થે જેમ માત પિતા કે હિતચિંતક યા મહેતાજી કે પરીક્ષા લેનાર ડેપ્યુટી તેનાં વખાણ કરી તેને ઇનામ આપે છે તેમ સમજવું—આ સિવાય બીજું કાંઇ પણ કારણ સમજી શકાતું નથી. કારણ કે અનંત કોટિ બ્રહ્માંડોના નાયક પ્રભુ તે તુચ્છ જીવ ઉપર આટલી બધી કૃપા અત્યંત પ્યારપણાની શા હેતુથી કરે છે તે સમજી શકાતું નથી.

૧૩. મ્હોટા પુરુષોમાં સ્વાભાવિક ગુણ એવો હોય છે કે, જે જીવને તે પોતાનો સ્વીકૃત (અંગીકૃત,) કરી લે છે તેવા જીવથી પછીથી ગમે એટલા દોષ થાય તો પણ એકવાર પોતાનો કર્યાના કારણથી છોડી (મૂકી) દેતા નથી. ત્યારે મ્હોટાના પણ મ્હોટા જે શ્રીહરિ જેનું નામ સહિષ્ણુ છે તથા અતિશય કૃપાની ખાણરૂપ છે તે પોતાના દાસના દોષને સહન કરે છે અથવા દોષો માફ કરે છે, કે દોષરૂપ કલ્પતા જ નથી. સામાન્ય મોટા પુરુષોની ટેક પ્રતિજ્ઞા હોય છે કે એકવાર જેને પોતાનો કર્યો (માન્યો) તેને તે કદિ પણ તરછોડી મૂંકતા નથી ત્યારે પ્રભુ જે સર્વ મોટાના પણ મ્હોટા છે તે તો પોતાના જનોને કેમ જ છોડી દેશે ? અર્થાત્ નહીં જ છોડે.

કૃપાપાત્ર મ્હાપતિતકોં, કરિ પ્રભુતા અધિકાઈ;
તરન યોગ્ય તારે પ્રભુ, તામે કોન બડાઈ ? ૧૪
નટ નાચત નારી બની-સબ સમુઝત હિય પુર્ષ.
તહુ ધન દે મન વિકલ હુઇ જાંન અજાણલ મુર્ખ. ૫૯.
માયા રચના મોહન હિત હૂં તોંહુ મન હાથ
સો બલતાકોં જિન લહોં બલ દીનોં બ્રજનાથ. ૬૦

૧૪. પૂર્વે મહાપતિત ( એટલે અતિશય અધમ ) કૃતિના જનો હતા તેવા જીવોને પણ પ્રભુએ અત્યંત અનુગ્રહ કરીને કૃપાપાત્ર કર્યાં છે એમાં જ પ્રભુની વિશેપ મ્હોટમતા છે. કારણ કે જે તરવા યોગ્ય કૃતિવાળા જનો તેને પ્રભુ તારે એમાં કાંઇ પ્રભુની બડાઇ ( અતિશયયશ ) ન કહેવાય-પણ અધમ જીવોને તારવાથી જ પ્રભુનો યશ અધિકાધિક પ્રકટ થાય છે બીજો અર્થ એવો પણ થાય છે કે, પ્રભુના કૃપાપાત્ર જનોને પ્રભુના અપાર યશ ગુણુની પ્રતીતિ ( દૃઢ વિશ્વાસ અને જાતિકો અનુભવ ) હોય છે કે અધમ જીવોને કૃતાર્થ કરી પ્રભુ પોતાની પ્રતીતિ વિશ્વમાં જણાવે છે કારણ કે સુકૃતિવંત જનો કે જે તરવા યોગ્ય હોય તેને તારે એમાં કાંઇ વિશેપ વડાઇ ન કહેવાય. પતિતપાવન; અધમોદ્ધારણ, ઇત્યાદિ અનેક બિરૂદ વાળાં નામો શ્રીભગવાનનાં પ્રસિદ્ધ છે.

૫૯. નટવો પુરુષાકૃતિ છતાં તે જ્યારે સ્ત્રીનો ભેખ ( વેશ ) ધારણ કરી લાસ્ય નૃત્ય (નાચ) કરી તેમાં હાવ ભાવ કરે છે. ત્યારે પ્રેક્ષક (જોનારી) મંડળી સર્વને તે નટવો આ સ્ત્રીવેશ ધારણ કર્યાથી કાંઇ વાસ્તવિક રીતે તે સ્ત્રી નથી એમ સર્વના હૃદયમાં નિશ્ચયાત્મક જ્ઞાન હોય છે તોપણ તેને તેની સ્ત્રીના ભાવવાળી ચેષ્ટા જોઇને દ્રવ્યાદિક આપે છે અને તેનું મોહિત સ્ત્રીરૂપ અને હાવભાવ કટાક્ષાદિ જોઇને જોનાર પુરુષનાં મન પણ વિકળ થઈ જાય છે. જાણીતા છતાં પણ મૂર્ખ માણુસ તે અજા ( માયા ) રૂપી વેશમાં આસક્ત થઈ જાય છે.

૬૦. મોહન ( શ્રીકૃષ્ણુ ભગવાન ) ની માયારૂપ રચનાએ કરીને તેની મોહની લાગે છે. એ માયાની રચના ઇશ્વરે જગતના હિતાર્થે કરેલી છે તો પણ જે તે માયાના સૂત્રધાર (માયાવી) બ્રહ્મ તેનું સ્વરૂપ જ આ માયા છે એમ જાણે ( સમગ્ર વિશ્વરચના ભગવદ્રૂપ છે એમ જાણે છે તેને તેનું મન હાથમાં ( કાબુમાં-સ્વાધીન વશવર્તિ ) રહે છે. પરંતુ ( તોપણ ) એમ

શત્રુ મિત્ર વિષ પથ્ય સબ અધરમ સુધરમ હોય,
ઉલટોંહૂ સુલટોં બનેં કૃષ્ણ કૃપા દગ જોય. ૬૧
બિબેક સાધત દુ:ખ લહેં સો પુનિ નાં પછતાય,
પૈં બિબેક સૂઝેં પ્રથમ જો હરિ હોઇ સહાય. ૬૨
સૂલીકોં કંટક કરેં—હોય જુ દૃઢ નિજ ભક્ત,
કેં હરિ સમૂલ મિટાય દે ન્યાય ન યહ સબ જકત. ૬૩

---

ન સમજવું કે તે જીવનું બલ (સામર્થ્ય) છે. એ મનને સ્વાધીન કરવારૂપ પણાનું જે બળ (પરાક્રમ) તે પણ તે પ્રભુનું છે એમ જાણવું કારણ કે મન ઇત્યાદિ સર્વ બળ શ્રીવ્રજનાથે (શ્રીકૃષ્ણચંદ્રે)જ આપેલું છે (મૂકેલું છે) ને મનના અધિષ્ઠાતા પણ તે પ્રભુ જ છે.

૬૧. શ્રીકૃષ્ણ પરમાત્મા જેના ઉપર અનુગ્રહ કરીને કૃપાદષ્ટિ (કરુણામય દષ્ટિ) થી અવલોકન કરે તો તેને શત્રુ પણ મિત્ર થાય, વિષ (ઝેર) પણ વિકાર ન કરતાં પથ્યરૂપ (અનુકૂળ ગુણ) દાખવે (ગુણરૂપ થાય) અને અધર્મ હોય તે પણ ધર્મરૂપ થાય. અને ઉલટું (વિપરીત) હોય તે પણ સુલટું થઇ જાય છે.

૬૨. નિત્યા નિત્ય પદાર્થનો તથા સાર અસારનો વિવેકરૂપ મર્મ જાણે અને **પુરુષપ્રયત્ન** નિમિત્ત માત્ર પુરૂપ પ્રયત્નરૂપ જાણી કર્તવ્ય કર્મ કરે જ વા રૂપ વિગેરેનો વિવેક સમજી તેમ પણ વર્તે. યથા સંપત્ શક્તિ અનુસારે વિહિત કર્મ કરી અવિહિતનો ત્યાગ કરી વિવેક પુર:સર વર્તાય તેવાં સાધનેરૂપ ઉપાય કર્યા છતાં પણ જો કદિ તેમાં પરિણામે દુ:ખરૂપ વિપરીત ફળ આવે તો તે વિવેકી જનને પાછળથી પશ્ચાત્તાપ (વિમાસણ) કરવું ન પડે પરંતુ એવો વિવેક પ્રથમથી તો ક્યારે સુઝે છે કે જ્યારે તેને પહેલેથી શ્રીહરિ સહાય (અનુકૂળ) હોય (થાય) તો જ.

૬૩. શૂળી (ફાંસી) જેવું મહાન સંકટ પ્રાપ્ત થવાનું હોય તેના બદલામાં જુજ (અલ્પ) કાંટો વાગવા જેટલું ક્ષુદ્ર પ્રભુ પોતાના નિજના દૃઢ અંતરંગ ભગવદીયને ભોગવાવે. અગર શ્રીહરિ તે સમૂળગું (મૂળસહિત) વગર ભોગવે પણ મટાડી દે આવો ન્યાય (રીત) કાંઇ આખા જગતને માટે પ્રભુ કરતા નથી એવું તો કોઇ વિરલા સ્વકીય નિજ ભક્તને જે હૃદયાશ્રયી હોય તેને જ માટે કરે છે.

હરિ જીનકૂં અપનોં કિયોં સો ફિર કૈસો હુ હોય,
નિજ બલતાકોં સબ ભલોં કરે દોષ નહિં જોય. ૬૪
સુકંઠ બિભીષન કુંતિ સુત ધ્રુવાદિ કીનિ અનીત.
સો સુપને હુ હેરી ન હરિહિ-હિયતેં હઠયોં ન હીત. ૬૫
ખલ મલ કોં સરવજ્ઞ હરિ અવિજ્ઞાત નિજ દોષ,
નામ જનાર્દન દુષ્ટ લગિ, નિજજન દાયક મોષ. ૬૬

---

૬૪. જેને શ્રીહરિએ પોતાનો દઢ નિજનો ભક્ત કર્યો હોય, ને તે જો કદિ પાછળથી ગમે તેવો થાય તોપણ પ્રભુ પોતાના બીરૂદ (બળ) રૂપ અનુગ્રહ (કૃપા)થી તેનું સર્વ રીતે ભલું જ કરે છે અને તેના કોઇ પણ દોષ હોય તો તે તરફ પ્રભુ જોતા નથી, અર્થાત્ ચખમપોશી (આંખ આડાકાન, દોષ છે એમ જાણીતા છતાં જતા) કરે છે.

૬૫. સુકંઠ સારી રીતે ગળે વળગે એવા, જેના ગળામાં પ્રભુ હાથ નાખી બીરાજેલા એવા, ગળા (કંઠ)માં ધારણ કરી રાખવાના હાર રૂપ પ્રિય એવા ભક્તો વિભીષણ, કુંતાજીના પુત્ર (પાંડવો) અને ધ્રુવ પરાશર-બ્રહ્મા, શ્રીમહાદેવજી, અને એકલશૃંગાદિ તેમણે અનીતિ કર્યા છતાં તેમણે પ્રભુએ સ્વપ્ને પણ અળગા નથી કર્યા. અને તેમના વિષે શ્રીહરિનું અંતરથી જે વ્હાલ અને હિતકારીપણું હતું તેમાં લેશ માત્ર પણ પ્રભુએ ફેરફાર પાડેલો નથી.

૬૬. જુઓ સર્વ માસ માત્રના મળરૂપ (ક્ષય, વૃદ્ધિ તિથિઓના સમુદાયવાળો મળ માસ) હતો તેને ખળરૂપ (દોષના ભંડારરૂપ) સર્વજ્ઞ શ્રીહરિ (પુરુષોત્તમ) જાણતા હતા. પ્રભુ કાંઇ તેના દોષથી અવિજ્ઞાત( અજાણ) ન હતા. મળ માસને પોતાની સર્વ રીતે અધમતા (અપાત્રતા) જણાઇ અને સર્વ ઠેકાણે તિરસ્કારપણાને પામ્યાથી ગ્લાનિ પણ આવી, ત્યારે આર્તનાદ પૂર્વક ત્રિગુણાતીત (પરાત્પર) પુરુષોત્તમને તે અનન્ય ભાવે શરણ ગયો ત્યારે જનાર્દન (સ્વકીય શરણાગત જનને દુઃખિત જાણીને આત થનારા) શ્રીપુરુષોત્તમ ભગવાને તેની સર્વ અયોગ્યતારૂપની અધમતા મટાડી સર્વ માસમાં શ્રેષ્ઠ (પુરુષોત્તમ માસ) એવા નામની ઉચ્ચ પદવી આપી છતાં દુષ્ટ જનો તે જનાર્દન ભગવાનને શરણે થતા નથી. પ્રભુ નિજ જનને મોક્ષ આપવાવાળા છે. જો પ્રભુ પોતાના જનનું સંકટ ભાંગવામાં આર્દ્ર કરૂણાવંત ન થતા હોત તો 'જનાર્દન' એવું જે શ્રીભગવાનના નામનું બર્દ છે તેને બટ્ટો (દોષ) લાગે.

હર બિધિ તેહુ નાં સુધરિ–અસ બિગર્યો જો કામ,
દયા સુ સુધરે સહજ સદ્ય જો બેલી ઘનસ્યામ. ૬૭
દહન દુઃખ દુસ્તર હુ સદ જોયરતણ હરિ આપ,
બ્રજનાભ ઉદ્ધવાદિ ન-કર્યો-લાગ્યો દુજ શ્રાપ ? ૬૮
અક્રૂર અર્જુન ચતુસ્સનક કિયે ભક્ત અપરાધ,
કૃપા સિંધુ હરિ નિજ લહી લગન ન દીને બાધ. ૬૯
નિજજન રક્ષક બિનતિ બિન બનિહિ રહે બ્રજરાય,
જદપિ નૈંન ગાફલ સદા-પલ જિમિ લેત બચાય. ૭૦
દુર્વાસા ક્રોધી અતિ સજ્જનકે દુઃખદાય,
બચે જ્ઞાન તેં કર્યો ન બચિ કરુના શ્રીબ્રજરાય. ૭૧

---

૬૭. હર (શ્રીમહાદેવજી) અને બિધિ (એટલે બ્રહ્માજી) થી પણ જે કામ બગડી ગયલું હોય તે સુધારી શકાતું નથી. બગડેલું સુધારવાને તો હે દયારામ! એક જ માર્ગ છે તે એ કે એવું બગડેલું કામ સહેજમાં સદ્ય (શીઘ્ર) પણે શ્રીઘનસ્યામ સ્વરૂપ (મેઘ શ્યામરૂપ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ) જો દયાદૃષ્ટિ કરીને સહાયભૂત થાય તો તે જલદી સુધરી શકે.

૬૮. જે દુસ્તર અગાધ દુઃખ હોય તેને તાત્કાલિક દહન કરનાર બાળી નાખનાર શ્રીહરિ છે. માટે તે અસહ્ય દુઃખ મટાડવાની જો શ્રીહરિ ઇચ્છા કરે તો તે તરત મટી શકે છે. દૃષ્ટાંતરૂપ શ્રીકૃષ્ણ ભગવાને આખા યાદવ કુળને દ્વિજ (બ્રાહ્મણ) નો શ્રાપ થયો હતો તેમ છતાં તેમાંથી ઉદ્ધવજી વજ્રનાભ અને અક્રૂરને, તે ન લાગવા દીધો.

૬૯. અક્રૂર, અર્જુન, સનકાદિક ૪ ભાઇ, એ સર્વેએ શ્રીભગવાનના ભક્તનો અપરાધ કર્યો હતો છતાં કૃપાસાગર શ્રીહરિએ એ સર્વેને પોતાના ભક્ત જાણીને તે ભક્તોને અપરાધરૂપ દોષ (બાધક) ન થવા દીધો.

૭૦. વ્રજરાય (વ્રજના રાજા=શ્રીકૃષ્ણ) સદા સર્વથા સ્વકીય ભક્ત જનની વગર વિનતિએ રક્ષા કર્યા જ કરે છે કારણ કે ભક્તજન તો કોઇ વખતે ગાફલ પણ હોય છે પરંતુ પ્રભુ તેની રક્ષા કરવાને માટે અખંડ સાવધ રહે છે. તે કોની પેઠે તેનું દૃષ્ટાંત કે જેવી રીતે નૈન (ચક્ષુ=અથવા આંખ) ગાફલ હોય છે પણ પલક સદા સાવધ રહે છે તે સદા નેત્રનું રક્ષણ કર્યા જ કરે છે.

૭૧. દુર્વાસામુનિ (શંકરનો

## કબિત.

બેરી સોહૂં મીત હોત માહુર અમ્રીત હોત,
અનીતિ સો નીત હોત સુલટી બિગારેકી.
કાયરકી જીત હોત બિપ્રિત સુપ્રીત હોત,
દાહક સો સીત હોત સેત કૃતિ કારેકી.
કિંકર સો ભૂપ હોત મુગ્ધ બુદ્ધરૂપ હોત,
તુછ્છ સો અનૂપહોત બડી ગતિ બારેકી.
પાહન સો બને પોત ફૂટ દ્રગ હોત જોત;
દયારામ જબેં હોત કૃપા કૃષ્ન પ્યારેકી. ૧૫

---

પોતે દુઃખ દેનારા હતા. જો તે ખરેખર જ્ઞાની હોત તો તે પોતે ક્રોધને રોકત. માટે ક્રોધાદિ દુર્ગુણોથી કોણ બચી શકે છે કે, જેને વ્રજરાય (શ્રી કૃષ્ણ ભગવાન) કરુણા (દયા) કરીને બચાવે છે ત્યારે જ તે બચે છે.

૧૫. (૧) કોઈ સમયે વૈરી (દુશ્મન) હોય તે પણ મિત્ર થાય છે.

(૨) માહુર (વિષ=ઝેર) હોય છતાં તે અમૃતવત્ થઈ જાય છે.

(૩) કાયર (બાયલા=નપુંસક)ની જીત થાય છે.

(૪) વિપ્રીત તે સુપ્રીત (અનુકૂળ) થાય છે.

(૫) દાહક (દહન કરવાના સ્વભાવવાળો અગ્નિ, તે પણ શાંત (શીતળ=ઠંડો) થાય છે આ સર્વ કૃતિ કાળાની (મેઘ શ્યામ=ઘનશ્યામ શ્રીકૃષ્ણની) છે. અથવા કાળા રંગની કૃતિ પણ શ્રીહરિની ઇચ્છાથી સેત–શ્વેત–ધોળી થાય છે.

(૬) કિંકર (ચાકર=દાસ=નોકર) હોય તે રાજા થાય છે.

(૭) મુગ્ધ (અજ્ઞાની) હોય તે બુદ્ધિમાન (પંડિત) થાય છે.

(૮) તુચ્છ (હલકા ક્ષુદ્ર) જન હોય તે અનૂપ (અનુપમ જેને બીજાની ઉપમા ન આપી શકાય) તેવા થાય છે. એવી બહુ મ્હોટી ગતિ બાળ (બાળકૃષ્ણ) ની છે.

(૯) પાહન (પથ્થર) જેવા ભારવાળા તે પાંદડા જેવા હલકા થાય છે.

(૧૦) ફૂટી ગયલાં નેત્રવાળા (આંધળાં) જે કે બન્ને નેત્રે અંધ છતાં ધૃતરાષ્ટ્ર જેવા છતાં તેને સૂર્ય જેવું જ્ઞાન ચક્ષુનો જ્યોતિરૂપ દિવ્ય પ્રકાશ-

॥ उक्तंच ॥

श्रीहरिरायजीगोस्वामिनोक्तम् ॥

॥ श्लोक ॥

मूर्छितेंद्रियवृत्तीनामुद्भवो नासुमंतरा ॥
तथा कृपां विना सर्व साधनानि मृषा भवेत् ॥ १ ॥

॥ अथ नृसिंहचंपूकाव्ये ॥ श्लोक ॥

माधवस्य करुणा यदि न स्यात् किं तृणेन न भवेदपि मृत्युः ॥
सा भवेद्यदि तदा किमु शस्त्रैस्तद्वधायन व्रथाश्रम एषः ॥२॥इति॥

अरिर्मित्रं विषं पथ्यं अधर्मो धर्मतां व्रजेत् ॥
यदि तुष्टो जगन्नाथो विप्रयोः सततं भवेत् ॥ ३ ॥
॥ इति वाक्यात् ॥

## દોહા.

બિગર્યો હુ સુધરે સહજ સુમરત શ્રીવ્રજરાય,
ન સુધરે તો ઇચ્છા હરિ મિથ્યા ઔર ઉપાય. ૭૨

---

ઉપર લખ્યું ઉલટું તે સર્વ સુલટું થવામાં દયારામભાઇ એ કારણ કહે છે કે, જેના ઉપર શ્રીકૃષ્ણ વલ્લભની કૃપા થાય ત્યારે ઉલટું હોય તે પણ સર્વ સુલટું થઇ જાય છે.

ઉક્તંચ—શ્રીમદ્ ગોસ્વામિ શ્રીહરિરાયજી મહાપ્રભુની શિક્ષારૂપનાં વચનામૃતથી તથા નૃસિંહચંપૂ કાવ્ય ગ્રંથના પ્રમાણથી એટલો સારરૂપ સિદ્ધાંત કહે છે કે, શ્રીભગવાનની કરુણા કટાક્ષ (કૃપા) વગરનાં સર્વ સાધન કથનમાત્ર છે. ભગવતની કરુણાબળનો આધાર ન રાખે તો તે સર્વશ્રમ વ્યર્થ જેવા છે. માટે સર્વ ઉપાયે કરીને શ્રીભગવાન સંતુષ્ટ (રાજી) થાય તેમ કરવું.

૭૨. ગમે તેવું બગડી ગયલું કારજ (કાર્ય) હોય તો પણ શ્રીવ્રજરાય (શ્રીકૃષ્ણ પરમાત્મા) તું સ્મરણ કરવાથી સહેજમાં સુધરી જાય છે. સ્મરણ ચિંતવન કર્યા છતાં ન સુધરે તો તેમાં શ્રીહરિની ઇચ્છા માનવી. તે બગડેલું સુધારવા માટે બીજા ઉપાય તો કહેવા પૂરતા છે. શ્રીહરિ સિવાયનો બીજો કોઇ પણ ઉપાય રામબાણરૂપ સત્ય નથી.

સુધરેંગિ ન કછુ સોચંતેઁ બિગરં ગઇ જો બાત,
જાકોં કછુ હુ ઉપાય નહિં સુહુ સુધરે હરિ ગાંત. ૭૩
જાન્યોં જો દુઃખ રૂપ યહ ચલિ ન જતનકોં જોર,
તબ સાહસ તજિ લીજીયેં સરનોં નંદકિસોર. ૭૪
સબ બલ તજિ હરિ નામ રટિ દૃઢ ભરોંસદિન રેંન,
સત્ય શરન બિન કાહુકોં અપનોં કૃષ્ણુ કરે ન. ૭૫
અકથ કષ્ટ આયોં કબૂ ચદયો પ્રયત્ન ન કોય,
તબં સબ તજિ હરિ રટત સુબ, હોંય હોંય ફિર હોય. ૭૬

---

૭૩. જે વસ્તુ બગડી ગઇ હોય તે ન સુધર્યાથી શોચ (ચિંતા) કરવામાં આવે તો પણ તે સુધરશે નહી. જે જે બાબતમાં બીજો ઉપાય નથી હોતો તેવી તેવી સર્વ બગડેલી વસ્તુઓ સુધારવા માટે શ્રીહરિના ગુણાનુવાદ ગાવા એ જ મુખ્ય શ્રેષ્ઠ ઉપાય છે. હિમ્મત રાખીને આ સર્વોપરિ ઇલાજ કરવો.

૭૪. એમ જાણવું કે, આ સઘળું દુઃખરૂપ છે અને તેને માટે બીજા સર્વ પ્રયત્નરૂપ ઉપાયોનું કાંઇ પણ જોર ચાલી શકે તેમ નથી. ત્યારે સાહસ કર્મ (પરિણામે પાછળથી પસ્તાવું પડે એવું) કદિ પણ ન કરવું. કેટલાક લોકો હરબડી (ગભરાઇ) જઇ આત્મઘાત (પ્રાણમુક્ત) ઇત્યાદિ કરે છે તેવું સાહસ કામ કદિ પણ ન કરવું, પરંતુ તેવી વિપત્તિ સમયે નંદકિશોર (શ્રીકૃષ્ણ ભગવાન)નું જ અનન્ય શરણાગતિપણું લેવું.

૭૫. બીજા કોઇ પણ બળ ઉપર આધાર ન રાખતાં શ્રીહરિનો અહોરાત્ર દૃઢ ભરોંસો (દૃઢાશ્રય) ધારણ કરી અખંડ શ્રીહરિનામ સ્મરણનું રટણ કરવું. જ્યાં સુધી મન કર્મ વચને સત્ય સંકલ્પે શ્રીકૃષ્ણનું સાચું શરણ ન સ્વીકારે ત્યાં સુધી પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પોતાનો સ્વકીય (અંગીકૃત) ભક્ત જન ન ગણે.

૭૬. જો કદિ બહુ જ ભારે સંકટનું અગાધ દુઃખ (જે સર્વ કષ્ટોનું વર્ણન પણ થઇ ન શકે તેવું પુષ્કળ અપરંપાર) આવી પડતું હોય ને તે મટાડવા માટે કોઇ પણ પ્રયત્નનું બળ (જોર) ચાલી શકે તેમ ન હોય ત્યારે તે સર્વ અગણિત અસહ્ય દુઃખોમાંથી મુક્ત થવાને સારૂ બીજા સર્વ ઉપાયો છોડી દેઇને શ્રીહરિનું રટન કર્યા કરવું. તો એણે કરીને સર્વ દુઃખોથી મુક્ત થઇ સર્વ પ્રકારનું સુખ થશે. થશે તે થશે જ એમ ૩ વારનું વચન સંપૂર્ણ નિશ્ચયાત્મકપણાથી કહે છે.

'બિગરી જાંન અજાંનવા તહુ સુધારિ હરિનામ,

સરનાગંતકોં અહિત કછુ કર્યોં હૂં કરે ન સ્યામ. ૭૭

॥ अथ श्रीहारिरायजीगोस्वामिनोक्तं ॥

अहितं निजभक्तानां न विदधाति कर्हिचित् ॥

सर्वेषां च सखा स्वीयभक्तानां न कथं भवेत् ॥ ॥इति॥

॥ अथ श्रीमदाचार्यचरणैरुक्तं ॥ श्लोक ॥

ऐहिके परलोके च सर्वथा शरणं हरिः ॥

दुःखहानौ तथा पापे भये कामाद्यपूरणे ॥२॥

भक्तद्रोहे भक्त्यभावे भक्तैश्चातिक्रमे कृते ॥

अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ॥३॥

॥ अथ श्रीमद्भगवद्गीतायां ॥

अनन्याश्चिन्तयंतो मां ये जनाः पर्युपासते ॥

तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहं ॥४॥

---

૭૭. જાણે અથવા અજાણે કોઇ વસ્તુ બગડી હોય તો પણ તે સર્વને સુધારવાને માટે ૧ શ્રીહરિનું નામસ્મરણ જ મુખ્ય છે. શ્રીહરિ પોતાના શરણાંગતનું કદિ પણ લેશમાત્ર અહિત નહીંજ થવા દે. કારણ કે શ્રીમદ્ ગોસ્વામિશ્રી હરિરાયજી મહાપ્રભુનું વચન છે કે કદાપિ પણ પ્રભુથી પોતાના ભક્તજનનું આ હિત થઇ શકતું જ નથી, કારણ કે તે સર્વેશ્વર પ્રભુ પોતાના ભક્તજનના સખા ( મિત્ર ) છે.

વળી શ્રીમદવલ્લભાચાર્યજીની પણ આજ્ઞા છે કે,

આ લોકને માટે તથા પરલોકને સારૂ સદા સર્વદા નિશ્ચય શ્રીહરિનું શરણ લેવું. દુઃખમાં, હાનિમાં, તથા પાપમાં, ભયમાં, ત્રિવર્ગ આદિ લેઇને કામના પૂર્ણ થવામાં તથા ભક્તદ્રોહ પ્રસંગમાં, તથા ભક્તિ રહિત હોય તો ભક્તિ પ્રાપ્ત થવામાં તથા ભક્તિ ભાવાદિનું અતિક્રમણું (ઉલ્લંઘન અથવા અનાદર ) થયલ હોય તે પ્રસંગમાં, અશક્યતા હોય, કે સારી રીતે શક્યતા હોય તો પણ એ સર્વે બાબતોમાં શ્રીહરિને સદા સર્વદા દૃઢ ભાવે શરણે રહેવું.

,ભગવદ્ગીતામાં અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ પરમાત્માએ અનેક ઠેકાણે પોતાની અનન્ય શરણાંગતિ કરવાનોજ શ્રેષ્ઠ ઉપાય કહેલો છે જેમકે,

(૧) જે અનન્યભાવે મ્હારું ચિંતન પૂર્વક ઉપાસન કરે છે તેનું 'હું'

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ॥
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ५ ॥
॥ इति वाक्यात् ॥

## કવિત.

કબૂ મહાદુઃખ કોશ હાનિ મહા પાપ તાપ ભય,
આફત ઘોર હોત જોર ભયો કામકોં.
ભક્તાદિક દ્રોહ કોપ શેષ શંકરાદિજકત,
શક્ય વા અશક્ય ઓર આસરો ન કામ કોં.
ઉભય લોક કામના અશરન ઉદ્વેગ ચૂક,
અતિ અનુચિત કૃતિ સોસ દામ વામ કોં.
તોં હૂ દયાંરામ ઓર ત્યાગિકેં ઉપાય સબી
સરનોં તું ગહે એક હરિ હરિ નામ કોં. ૧૬

---

હમેશાં સમ્યક રીતે (બરોબર રીતે) યોગ, અને ક્ષેમ (કલ્યાણ) નું વહન હું કરૂં છું અર્થાત્ તેને પ્રાપ્ત થયેલા યોગનું રક્ષણ, અને તેમાં કોઇ પ્રતિબંધ ન કરે તેમ તથા આત્યંતિક શ્રેય થાય એમ સર્વ પ્રકારના તેના ભંડારને હું વહન કરૂં છું.

(૨) માટે એ અનન્ય ભગવત્‌શરણને આડે આવે એવા બીજા ધર્મો હોય તો પણ તેનો ત્યાગ કરીને તું અનન્યભાવે ૧ માહારૂંજ શરણાંગતપણું ધારણ કર. હું તને સર્વ પાપથી મુક્ત કરીશ તું કાંઇ પણ ચિંતા ન કરીશ.

૧૬. કદિ અત્યંત દુઃખનો ભંડાર રૂપ અપાર અસહ્ય કષ્ટ, કે હાનિ, કે મહાન પાપ, કે ત્રિવિધ પ્રકારના તાપ, કે ભય, યા આફત (આપત્તિ સંકટ) નું દાવાનળ દુઃખ હોય કે કામાદિક શત્રુઓનું જોર વધી પડયું હોય, ભક્ત ઇત્યાદિનો દ્રોહ થયો હોય, કે કોઇ સમર્થનો કોપ થયો હોય, (એટલે શેષજી કે શંકર જેવા રૂષ્ટમાન થયા હોય) ને તેમાંથી બચવાને માટે તે શક્યવંત (બળ) હોય, કે અશક્ય હોય તો તે સમયે પ્રભુ સિવાય બીજા કોઇનો આશ્રય (અન્યાશ્રય) ન કરવો. અતિશય અનુચિત (કરવા યોગ્ય નહીં એવી) કૃતિ પશ્ચાતાપ કરી દેહનું શોષણ કરે તેવી કે ત્રિયાદિને વિષે કામાદિક શત્રુ પરાભવ કરતા હોય તેવી સ્થિતિમાં સદાકાળને માટે પરવશ કર્યો હોય તો પણ હે દયારામ (દયારામભાઇ કહે છે કે) તું બીજા સર્વે

હરિ ગુંન મન મનિ પોય, ગઇ સુગઇ ગ્રહિ લે'
રહી મહુરત મૈં ખટવાંગ લ્યોં બહી સહી સી હોય. ૭૭

**દોહા.**

હરિ ત્રાતક ઘાતક ન કો, ઘાતક ત્રાતક નાંહિ,
બલ ન ચલેં જ્હાં કાહુકોં સાંચિ સમુઝ મન માંહિ. ૭૮
સહ બિબેક સનમુખ હરી. સુમરિ કરોં સબ કામ,
તહુ ફિર દુઃખ તામૈં ભયોં જાંનિ રુચિ ઘનસ્યામ. ૭૯
સોચૈં તે સુખ હોત નહિ સોચૈં દુઃખ ચુહિં જાત,
પેં જડ જિયકી પ્રકરતી સોચે બિન ન રહાત. ૮૦

---

સર્વ ઉપાયોને છોડી (તજી) દઇને તું એક શ્રીહરિનું શરણાંગતપણું ગ્રહણ કરીને શ્રીહરિના નામનો જપ ચિંતન કર ને શ્રીહરિના ગુણોરૂપ મણિને તાહારા મન રૂપી દોરમાં પરોવતો રહે. અને જે વાત વીતી ગઈ (અથવા બની ગઇ) તેની પણ ચિંતા તું ન કરીશ ને હવે જે કાંઇ શેષ બાકી રહ્યું હોય તેટલાને સંભાળી રાખ. જુઓને ભાગવતમાં કથા છે કે, એક મુહુર્તમાં (બે ઘડીમાં) ખટવાંગ રાજાનું મૃત્યુ થવાનું બાકી રહ્યું હતું તેટલામાં તે આ પ્રમાણે જો ચેતીને ચાલ્યો તો આખો જન્મારો કે જે વ્યર્થ વ્યતીત થઈ ગયો હતો તે પણ સુધારી લીધો.

૭૮. જેના ત્રાતક (સહાયક=બેલી) શ્રીહરિ થાય તેનો ઘાત કરવાને કોઇ પણ સમર્થ ન થાય. તેમજ શ્રીહરિએ જેનો ઘાત થવાનું નિર્માણ કરેલું હોય તેને ઉગારવાને પણ કોઇની સહાયતા ચાલી શકતી નથી. પ્રભુએ જેને માટે જેમ ધાર્યું હોય તે પ્રમાણે થવામાં અટકાવવારૂપી કોઇનું કાંઈ પણ બળ ચાલી શકતું નથી. આ પ્રમાણે તું ત્હારા મનમાં સત્યપણે સમજી રાખજે.

૭૯. માટે શ્રીહરિની સન્મુખ રહી વિવેક રાખીને સર્વ કામ કરજે. જો એ પ્રમાણે વિવેક પુરઃસર વર્તતા છતાં પણ જો કદિ કષ્ટ આવી પડે તો તેમ કરવાની શ્રીહરિની ઇચ્છા માનજે. પણ તેને માટે તું સોચ (ફીકર=ચિંતા) ન કરીશ.

૮૦. સોચ (સંતાપ=ફિકર=ચિંતા=પરિતાપ) કરવાથી કાંઇ સુખ થતું નથી. તેમજ દુઃખ પણ જતું નથી. પરંતુ જડ બુદ્ધિવંત જીવની પ્રકૃતિ (સ્વભાવ) ને લીધે તે અજ્ઞાની જન સોચ કર્યા વગર રહેતો નથી.

નહિં કરબેકી ભઇ કણૂ સોહુ હુતબતા જાંને,
બ્હોંર ન બલ કલ કહાઢીયે જિમિ પાહન તર ન્યાંનિ. ૮૧
કરનોં હે જો કૃષ્ણ સો મેટિ સકે નહિં કોય,
નહિ કરનોં સો કર્યોં હુ કબુ કાહુ સોઁ નહિ હોય. ૮૨
કો જાને સુખ ધૈર્ય મેં કિધોં ભયે તેં બેગ,
ભવિશ ભય પાછેં દિખે હરિ ભજ તજ ઉદ્વેગ. ૮૩
દેંનોં લેંનો પૂર્વકોં જાતેં જિતનોં હોય,
સો લેં દેં કાહૂ તરેહ મિલેં જોગ સબ સોય. ૮૪
ભસ્માંગદ ભય ભવ ડરે, અર્જુન લુટે ગંવાર,
તાકોં દુઃખ ધરિયેં નહી હરિકૃતિ સમય બિચાર. ૮૫

---

૮૧. જ્યારે કોઇ પણ કામ નહીં કરવાનો દૃઢ નિશ્ચયવાળો ઇરાદો હતો છતાં તે કામ થાય, ત્યારે સમજવું કે એ પ્રમાણે થવાનું ભાવિ હતું માટે તેમ થયું. હવે એ પ્રમાણે નહિં કરવા યોગ્ય છતાં પ્રારબ્ધ વશાત્ બની જાય ત્યારે ત્યાં બાહુ બળ ન કરતાં કળે કળે (યુક્તિયે કરીને) તે કામમાંથી બચવું. જેમકે ભારે પથ્થર નીચે હાથ આવ્યો હોય ને તે કોઇ કારણથી જો બહુ જોરે કરીને બળાત્કારે કાઢવા જઇયે તો હાથને નુકસાન પહોચે. માટે પત્થર નીચે હાથ આવેલો હોય ત્યારે તેમાંથી નીકળવા ધીમે ધીમે (હળવે હળવે) યુક્તિથી તે કામ કાઢી લેવું.

૮૨. જે શ્રીકૃષ્ણ પરમાત્માને કરવું નિરધાર્યું છે કોઇથિકી મટાડી શકાય તેમ નથી. તેમજ તે પ્રભુંએ જે કરવાનું નિર્માણ કરેલું નથી તે કદિએ કોઇ પણ ઉપાયથી કોઇ થકી પણ થઇ શકનાર નથી.

૮૩. કોઇને પણ પરિણામિક ફળ (ભાવી) ની ખબર નથી કે સુખ શામાં છે? ધિરજ રાખવામાં કે ઉતાવળ કરવામાં તેની ભવિષ્યની ખબર કોઇને પણ હોતી નથી, પરંતુ તેનું છેવટે ભવિષ્યરૂપ પરિણામિક ફળ આવે ત્યારે જ એટલે તે દેખાય ત્યારે જ સમજી શકાય, તેટલા માટે ઉદ્વેગ (ચિંતારૂપી તાપ કલેશ) તેને છોડીને તું શ્રીહરિને ભજ.

૮૪. પૂર્વ જન્મ કર્મના સંચિત પ્રમાણે જેનું જેટલું જે પ્રમાણે લેહેણું કે દેવું હોય તે તે પ્રમાણે તે તેની પાસેથી કોઇ પણ તરેહ (પ્રકારથી) લેવા આપવાનો સર્વ યોગ (પ્રસંગ) આવી મળશે.

૮૫. જુઓ, ભસ્માંગદના ભયથી સમર્થ ભવ (શંકર) ડર્યા હતા.

હરિશ્ચંદ્ર નલ યુધિષ્ઠિર અતિ દુઃખ સત્ય નિધાન,
તોકોં કષ્ટ કુકરમતેતેરી ગિનતી કાંન. ૮૬

શ્રીરઘુપતિ નર તનુ કિયો-અતિ દુઃખ અંગીકાર,
તું પાંમર કી કા ચલી વે ઈશ્વર કિરતાર. ૮૭

સુખ દુઃખ પચવનકોં કહૂ સહજ હિં એક ઉપાય,
અધિકોં લખિયેં અપૂર્નતેં હરષ શોક મિટિ જાય. ૮૮

---

અથવા અર્થ એવો પણ નીકળી શકે કે-ભસ્માંગદ અસુરના ભયથી ભવ (સંસાર) અથવા જગતને થરથરાટરૂપનો ત્રાસ ઉપજ્યો હતો. વળી અર્જુન સરખો મહાવીર બાણાવળી તેને ગમાર જાતિવાળાએ (લુંટારા કાબાએ) લૂંટી લીધો હતો. આવી વાતો સાંભળીને તેનું દુઃખ ધારણ ન કરીયે. એવા પ્રસંગે (સમયે) શ્રીહરિની ઇચ્છારૂપ કૃતિ જાણવી.

૮૬ સત્યવાદી હરિશ્ચંદ્ર રાજા તથા પુણ્યશ્લોકી નળરાજા તથા ધર્મના અંશાવતાર યુધિષ્ઠિર રાજા કે જેઓ સત્યમાર્ગે ચાલવાને સત્યધર્મ રૂપ હતા છતાં તેમને પણ અતિશય દુઃખ પ્રાપ્ત થયું છે ત્યારે તું તો કુકર્મને લીધે જ કષ્ટ ભોગવે છે માટે ત્હારી તો તેહેની આગળ (તેની સામ્યતા બરોબરીમાં) ગણતી જ શી?

૮૭ વળી ચોથો દાખલો એવો છે કે, પૂર્ણ મર્યાદા બ્રહ્મ શ્રીરામચંદ્રજી ભગવદવતાર તેમણે પણ મનુષ્યદેહ ધારણ કરીને અતિશય દુઃખને અંગીકાર કરેલું છે, કે જે ઇશ્વર હોવાથી તે દુઃખને ફેડવાને માટે સત્તાધીશ હતા છતાં પણ તેમણે પણ તે ભુક્તમાન કર્યું છે ત્યારે તું તો પામર છે તેથી ત્હારૂં જોર તો તે ફેરવવામાં ક્યાંથી જ ચાલી શકે? કારણ કે તે જગતરચના કરનાર ઇશ્વિરસ્વરૂપ હતા.

૮૮ સુખ અને દુઃખ જે પચવાનો પચવવારૂપ સહન કરવાનો સહેજ (સરલ) એક ઉપાય કહુ છું કે-એ બન્ને પ્રસંગે (સુખ અને દુઃખના પ્રસંગે) આપણાથી વધારે જે સુખી અથવા દુઃખી હોય તેના દાખલા જોવા કે આપણા કરતાં પણ અધિક સુખ કે દુઃખ અમુકને હતું અથવા હાલ છે. સુખ આવે ત્યારે છાકી ન જવું અને દુઃખ આવે ત્યારે ડરવું નહીં. આપણાથી જે અધિક સુખીયા દુઃખી હોય તેના દાખલા જોઇએ ગર્વ તથા ક્લેશ ન કરતાં તેને સહીને સમાવવા, તે અધિક સુખીયા દુઃખવાળા હોય તેની આગળ મારાં તો કાંઇ જ સુખ કે દુઃખના હિસાબમાં જ નથી, એમ વિચારે તો હર્ષ કે શોક એમાંથી કાંઇ પણ ન થાય.

યહ દિન સદા ન રહેંગે એહિ બિચ્ચારોં નિત્ત,
હરષ શોક વ્યાપે નહી કબહૂ અપને ચિત્ત. ૮૯
હરિ બિસરી મનિ માંન તજિ જિન કો કુરૂ મતિ નીચ,
મિલિ હેં ત્યોં સુખ સંપદા જ્યોં અયાચ દુઃખ મીચ. ૯૦
તેં તુ નિવેદ્યોં સબ હરિ, તો હિ રહી કા આંચ,
તો કૂં રહિ જો આંચ તોં ભોં ન નિવેદન સાંચ. ૯૧

૮૯ વળી એમ પણ વિચારવું કે–હાલ મને જે કાંઇ સુખ કે દુઃખ પ્રાપ્ત થયું છે તેવું સુખ કે દુઃખ મને પ્રથમ ન હતું. તે જેમ હાલમાં કાળે કરીને નવીન આવ્યું તે જ પ્રમાણે આ સુખ કે દુઃખ પણ કાળે કરીને બદલાઇ જશે. આવોને આવો યોગ કાંઇ સદાકાળ રહેનારો નથી. એવું નિત્ય વિચારે તો હર્ષ કે શોક કાંઇ પણ ચિત્તમાં ન વ્યાપે.

૯૦ મહા મણિસમ પ્રકાશવંત શ્રીહરિને વિસરી જાય, અથવા કોઇ પણ પ્રકારનું જાતિરૂપકુળાદિનું મનમાં માન (ગર્વ) રાખીને શ્રીહરિનો ત્યાગ કરી દે. અને નીચ કૃતિ (અસત્કૃતિ) કરે તો તેણે કરીને દુઃખ પ્રાપ્ત થયું છે યા થાય છે અથવા થશે અથવા બીજો અર્થ એવો પણ થઈ શકે છે કે તું શ્રીહરિને વિસરીશ નહીં અને તું માનાદિ લોક લાજનો ત્યાગ કરી દે અને કોઈ પણ કાળે રખે તું અસત્કૃતિ કરતો। અગર હરિરૂપી મણિ ત્હારા અંતરમાં મહાન્ ઉર્જ્વળ સ્ફુટ પ્રકાશ કરી બિરાજી રહેલા છે છતાં તું તેમનું માન (લાજ) છોડી દે છે તે તું શરમ ભરેલી નીચ કૃતિ કરે છે, અગર ત્રીજો અર્થ એવો પણ નીકળી શકે છે કે હે મતિ (બુદ્ધિ) તું શ્રી હરિને કેમ વીસરી જાય છે (ભૂલી જાય છે) અને મનમાં અનેક પ્રકારનું માન (અભિમાન) પ્રભુ ભજવામાં રાખે છે. કોઇ પણ કાળે તું દુષ્ટ કૃતિ કરી નીચે પડાય તેની હલકી તુચ્છ બુદ્ધિ ન રાખ અને એવો વિચાર દૃઢ કરી રાખ કે જે પ્રમાણે પૂર્વ જન્મની સત્કૃતિ અનુસારે હાલ વગર માગે તને સુખસંપત્તિ લાભાદિ પ્રાપ્ત થયું છે તે જ પ્રમાણે આ અવસર (સમય) નો રંગ પણ કાળે કરીને બદલાઇ જશે ને અસત્ કૃતિ કરે છે એટલે સમય આવે વગર માગે અસત્કૃતિના પરિણામરૂપ દુઃખ હાનિ કે મૃત્યુ પણ તને જરૂર આવશે જ. જેવી રીતે વગર ઇચ્છે કે વગર માગે દુઃખ અને મૃત્યુને ખોટરૂપી હાનિ વગેરે આવે છે તે જ પ્રમાણે આ પ્રાપ્ત થયલું સુખ સંપત્તિ લાભાદિ પણ તેવું જ તું જાણી લેજે.

૯૧ તેં તો શ્રીહરિનો બ્રહ્મસંબંધ થતી વખતે શ્રીસદ્ગુરુદ્વારાએ

સંબ ઇંદ્રી સ્વતઃસિદ્ધ જયો-બિના પ્રાન જડરૂપ,
તેંસે સબૈં સાધન ખલુ બિના કૃપા બ્રજ ભૂપ. ૯૨
હરિ દીનોં સુખ ચોંમિલે જયોં શ્રીફલમે તોય,
ગજ કપિથ્થકી નાંઈ ત્યો સમુઝ હાંનિહૂ હોય. ૯૩

સર્વાત્મનિવેદન કરતી વખતે સર્વનિવેદન (સમર્પણ) શ્રીકૃષ્ણને કરી દીધેલું છે ત્યારે હવે કોઇ પણ પદાર્થ ઉપર ત્હારૂં કાંઇ પણ સ્વત્વ સ્વામિત્વ કે હક્ક રહેલો જ નથી, જ્યારે તે સર્વના માલીક તે પરબ્રહ્મને કર્યા છે તેમ છતાં તને શા માટે આંચ (પરિતાપ=ચિંતાગ્નિ) થાય છે? અને જ્યારે તને તેવી ચિંતા રહે છે ત્યારે તેં મનકર્મ વચને સત્ય સંકલ્પે સર્વ બ્રહ્માર્પણ નિવેદન કરેલું જ નથી અર્થાત્ પ્રભુને છેતરવારૂપ તેં કૃતિમાત્ર (ક્રિયારૂપનું ફકત) નિવેદન કરેલું હશે.

૯૨ જેવી રીતે ઇંદ્રિયો માત્ર તેમાં પ્રાણ હોવા વગર કાંઇ પણ કાર્ય કરવાને તે જડ હોવાથી સ્વતઃસિદ્ધ શક્તિમાન ન થાય, તેવી જ રીતે સર્વે સાધનો પણ શ્રીકૃષ્ણની કૃપા વગરનાં પોતાની મેળે કાંઇ પણ ફળ આપવાને શક્તિમત્ ન થાય એ નિશ્ચય છે. અર્થાત્ પ્રાણરહિતની ઇંદ્રિયો જેમ જડ છે; તેમ પ્રભુકૃપા વગરનાં સાધનો કૃતિમાત્રવાળાં તે પણ જડ છે. કારણ કે મૂળમાં સર્વ કર્મો જાતે જડ છે. કોઇ પણ કર્મ પોતાની મેળે કાંઇ પણ ફળ આપવાને સત્તાધીશ નથી. કર્મફલપ્રદાતા તો ભિન્ન છે અર્થાત્ સ્વતંત્ર ઇશ છે તેની સત્તાથી કર્મનું ફલ પ્રાપ્ત થાય છે તેમ સમજવું.

૯૩ શ્રીહરિએ કૃપા કરીને આપેલા સુખના દાનના ફળ વિશે દૃષ્ટાંત. જુવો શ્રીફળ નાળીયેરના ગર્ભમા પાણી શી રીતે ભરાઇ રહે છે? પાણી તો જડમૂળ બીજમાં પડી સીંચાય છે, તે બીજની અંકુરિઓમાં કે તે વૃક્ષમા કે તેના પાંદડાં ડાળાં ડાળીમાં કાંઇ પણ જળ હોતું નથી, છતાં એ દ્રુમના શિખરે (ઉંચી ટોચે) લાગેલા ફળ (નાળીયેર) માં ત ઉપર છોડાં ને તેમાં શુષ્ક જડરૂપ કાચલાં તે સર્વને ભેદીને તથા કાચલીની અંદર એ જળ શી રીતે અને ક્યારે ભરાય છે તેની ખબર પડતી નથી, તેમ પ્રભુ જેવો કાંઇ અતુલિત સુખદાન પોતાના નિજ ભક્તોને આપે છે છતાં તેની સર્વ જનોને સૂક્ષ્મ સમજણ ન હોવાથી ખબર પડતી નથી. હવે તેથી વિરુદ્ધનું દુઃખરૂપ જવા કાળનું દૃષ્ટાંત આપે છે કે જુવો ગજ (હાથી) આખું કોઠું ગળી જાય છે અને તે ગુદા દ્વારે લીદમાં પાછું બહાર મળ એવે છે ત્યારે નીકળે છે એમાં પણ પ્રભુની એક અજબ તરેહની યુક્તિ ભાસે છે કે, એ

જો તેરી સો ઓરકી બસ્તુ કયોં હુ નહિં હોહિ,
દુઃખ પ્રયત્ન તજિ ઓર કિન ત્યો પ્રાપત કયુ' તોહિ. ૯૪
છલબલ કરિ કયો હૂ લઇ, અઘટિત કાહુકિ બસ્ત,
કયો કુ વાહિયેં જાયવે, કપટિ ધર્મ ધન અસ્ત. ૯૫
ખલ હથગત તહુ મિલેંગી બસ્તુ જુ તેરી આહિ,
સાત કુલફ સંધૂક ધરિ જાય જુ તેરી નાંહિ. ૯૬

---

આખું કોહું જોવીને તેવી સ્થિતિમાં છોડા સહિત બહાર નીકળે છે તેના છોડારૂપ કાચલાને જઠરાગ્નિની આંચ ન લાગતાં તે કાચલાની અંદરનો ગર્ભ તેનેજ માત્ર તે જઠરાગ્નિ બાળી નાખે છે. એમાં વિચાર કરો કે એ કોઠામાં અગ્નિએ શી રીતે પ્રવેશ કર્યો કે તેમાં રહેલો ગર્ભજ માત્ર કેમ દહન થયો? અને તેની ઉપરના પડરૂપનું મજબુત છોડારૂપ કાચલું ને પ્રથમ કેમ ન બળ્યું? સામાન્ય નિયમ એવો છે કે, જે પદાર્થની અંદર જે વસ્તુ મુકેલી હોય તે પ્રથમ બળે પહેલું તો તે પદાર્થરૂપ માત્ર દગ્ધ થાય, અને પછી તેમાં રહેલા પદાર્થો બળે. આ પ્રમાણે છતાં તેથી વિરુદ્ધ બનાવ કોઠા અંદરના ગર્ભદહનનો ઇશ્વિરસત્તાથી બન્યો. સાર એ ગ્રહણ કરવાનો છે કે-સુખ શ્રીહરિનું આપ્યું આવે છે અને દુઃખરૂપ જવાકાળ પદાર્થ તે પ્રભુ ઇચ્છા પ્રમાણે જાય છે અને તેજ પ્રમાણે સુખરૂપ લાભ કે દુઃખરૂપ હાનિ પ્રાપ્ત થવામાં પણ ઇશ્વરઇચ્છારૂપ પ્રબળ સત્તાનું કારણ સમજવાનું છે.

૯૪ પ્રભુ તો સમગ્ર જગતનાં અનંત પ્રાણિયોનું એ પ્રમાણે કરે છે. અને તાહારાથી (જીવથી) તો બીજા કોઇની વસ્તુ કદી પણ થઇ શકતી નથી. માટે તથા ઇશ્વિરઇચ્છાએ પ્રાપ્ત થતા દુઃખને ટાળવામાં કેવળ પુરુષ-પ્રયત્નરૂપ શ્રમ ઉપર આધાર રાખતો હોય તો તે છોડી દે. તું જે પ્રમાણે બીજાનું દુઃખ ટાળવાને અશક્ત છે તેજ પ્રમાણેતું ત્હારૂં દુઃખ પણ ત્હારી મેળે મટાડવાને કદિ પણ સુશક્તતા ન માનીશ.

૯૫ છળ (કપટ) થી અથવા બળ વાપરીને (ઝુંટી લેઇને) કેમ બીજાની વસ્તુ લેવાની અઘટિત ઇચ્છા કરે છે? કેમકે તું કુમતિથી તેની પાસે જઇશ તો તને કપટી કહેશે વળી તાહારી ધર્મરૂપી ધન (દોલત) તેનો પણ એ કુકર્મથી અસ્ત થઇ જશે.

૯૬ નિશ્ચે કરીને કહું છું અથવા હે પુરુષ, તને કહું છું કે-જે ત્હારી વસ્તુ ખળના હાથમાં ગયલી હશે તો પણ તે તને પુનઃ પ્રાપ્ત થશે (ત્યાંની મળશે), વળી એમ છતાં પણ જે જવા કાળ વસ્તુ છે તે કદાપિ

ક્ષમા રાખિ અતિ બોલિ મતિ હરિ સુમરન જિન ભૂલિ;
બને સુ હરિઇચ્છા સંખહુ સમુઝિ હિયે મત ડૂલિ. ૯૭
ભલોં અરિહૂ કોં ભલ કરેં દુષ્ટમિત હુ હતિ જાય,
કૃષ્ણા સુત રિપુ છુડાયોં અહિ પોષકકોં ખાય. ૯૮
બુરોં બને નહિ સજ્જન તેં ખલ ભલ કિયોં ન જાય,
દેખિ સુધા કાહુ ન દુખદ બિ સ્વકાહુ સુખદાય. ૯૯

---

સાત તાળાં મારીને તે ભરી હશે, ને વળી તેની ચોકી (રક્ષણ) સારૂ તેં પેહેરેગીરો તૈયાર બંદુક ગોળી ભરીને ત્યાં રાખ્યા હશે તો પણ તે ત્હારા ભાવી (પ્રારબ્ધ) ની નહીં હોવાથી હોવાથી તે જરૂર જશે જ, કેમકે તે તારી નથી.

૯૭ માટે તું ક્ષમારૂપી સદ્ગુણી ધર્મને ધારણ કરજે. અતિશય બોલીશ નહીં (એટલે અવશ્ય જરૂર પુર્તુ બોલજે) અને કદિ પણ શ્રીહરિનું સ્મરણ ન ભૂલીશ. અને જે કાળે જે કાંઇ થાય તે સર્વમાં શ્રીહરિની ઇચ્છા માનજે. એવુ તું ત્હારા હૈયામાં તું નિશ્ચયાત્મકપણે સમજ રાખજે આ સિદ્ધાંત વાતમાં તું ત્હારા મનને કદિ પણ ડોલાવીશ નહીં.

૯૮ ભલા (સારા) મનુષ્યો હોય છે તે પોતાના વૈરીનું પણ સારૂં (રૂડું) કરે છે અને નાદાન (નઠારા) માણસની મિત્રતામાં જીવ (પ્રાણ) ની જાનની ખુવારી થાય છે અથવા દુષ્ટ માણસો તો બીજાનું અહિત પ્રાણ પર્યંતનું કરે છે. જુઓને કૃષ્ણા (દ્રૌપદીજી) એ પોતાના પુત્ર અભિમન્યુને વૈરી (દ્રોણાચાર્ય)નો પુત્ર અશ્વત્થામા તેનો નાશ થતાં (પ્રાણ લેતાં) અટકાવી તેને મરણના ભયથી છોડાવ્યો જુઓને નાગની ભક્તિ (ઉપાસના) કરનાર ને નાગ (સર્પ)ને હરરોજ દુધનું પાન કરાવી તે નાગને ફુલની શય્યા કરીને તેમાં તેને સુવાડે છે છતાં તે વિષરૂપ જનાવરમાં તે અમૃતરૂપ દુધ તે વિષ (ઝેર) વૃદ્ધિકારક થઇ અજાણે જો તે પાલણ પોષણ કરનારાથી તેના ઉપર પગ પડયો હોય તો તે પ્રસંગે પૂર્વના પેલા પોષકના અપાર ગુણ ઉપકારને ભુલી જઇ તેને કરડી તે પોષણ કરનારના પણ પ્રાણ લેવા પર્યંતનું અસહ્ય દુઃખ આપે છે. આ પ્રમાણે સજ્જન અને દુર્જનનો સ્વભાવો હોય છે.

૯૯ સજ્જન પુરુષથી કદિ પણ અસતરૂપ નઠારી કૃતિ થઇ શકતી જ નથી. અને ખળ (દુષ્ટ) માણસથી કોઇનું પણ ભલું (સારૂ) થઇ શકતું નથી.

જિય કૃતિ કરિ ફલ હાથ હરિ, ભલ અભલ ન કુછ જ્ઞાન.
નાતર કો અપનોં બુરો કરે કરોં અનુમાંન. ૧૦

કબિત.

સદા કાલ એકસી નાં નિભેં રીત્ય કાહૂ કે,
જો ભોગી કેંધોં યોગી કેંધોં રંક ભૂપ કહિયે;
નલ ભૈસોં હતોં ગયોં, સુગ્રીવકોં ગયોં અયોં,
યાકો કહા હોય જાય નહીં હોય પૈયે
હર્ષ શોષ યત્ન કીયે આવે નહીં જાય કછૂ,
બિન માગ્યોં દુઃખ મૃત્યુ સુખ હૂ ત્યોં લહીયે.
ધીરજ ના તજિયે દયા રાધાબર ભજીયે મુખ,
કૃષ્ણ કૃષ્ણ કહિયે પ્રભુ રાખે ત્યોં રહિયે. ૧૧

---

સજ્જન પુરુષનો સ્વભાવ એવો હોય છે કે, જેની રીતે અમૃત હોઇને પણ દુઃખરૂપ ન જ થાય. સમગ્ર વિશ્વને તે સુખદાયી જ હોય છે (થાય છે).

૧૦૦ વળી કેવી કૃતિ કરવાથી શું ફળ (કેવું ફળ) પરિણામે આવશે તેની સારા માઠા પરિણામિક ફળની અગાઉથી કોઇને માહિતી હોતી નથી. કેમકે દરેક માણુસ દરેક કૃતિ તેનું સારૂં ફળ આવવાનું ધારીને જ કરે છે પરંતુ તે કૃતિનું કોને શું ફળ આપવું, ક્યારે, કેવું, કેટલું કેવી રીતે? એ સર્વે કર્મફલપ્રદાતા ઇશ્વરના હાથમાં હોય છે. જો કર્મ કરતી વખતે જ તેનું પરિણામિક ફળ ખોટું (ભુંડું) આવશે એમ ખબર હોય તો કોઇ પણ પોતાની મેળે પોતાનું બુરૂં (નઠારૂં) થાય એવું કોઇ પણ કેમ જ કરે? એમ સહેજ અનુમાન કરવાથી સમજી શકાય તેવું છે.

૧૭ સદા સર્વદા (સર્વ સમયે) એક સરખી રીત નભી શકતી નથી. (અર્થાત્ કાળે કરીને બદલાયા જ કરે છે). ભોગી હોય, કે યોગી હોય, રાંક હોય કે રાજા હોય, તો પણ સર્વેને આ નિયમ સામાન્ય રીતે લાગુ પડે છે. જુઓ પુણ્યશ્લોકી નળ રાજાને ત્યાં કેટલો બધો વૈભવ હતો? છતાં તે કાળે કરીને જતો રહ્યો. સુગ્રીવ(વાલીનો ભાઇ) રામભક્ત થતા પહેલાં સ્ત્રીસહિત રાજ્ય વૈભવી હતો. બળવાન્ મોટાભાઇએ તેને મારીને કાઢી મુકયો એટલું જ નહીં તે સુગ્રીવની સ્ત્રીને પણ તે મ્હોટાભાઇ વાલીએ ભોગવવા માંડી જેથી તેને પહાડમાં વસવું પડયું હતું. આ પ્રમાણે અસહ્ય દુઃખથી તે પીડિત હતો

દ્રૌપદી જુ પાયે દુઃખ, સહિ હેં પ્રલ્હાદ પીડા,
અંબરીષ રૂકમાંગદ દુઃખ તેં અઘાયે હેં;
ભિશ્મ જૂ બિભીષન જૂ પાંડોં નલ હરિશ્ચંદ્ર,
ધ્રુવ કુંતા ચંદ્રહાસ દુઃખી ભયે ગાયે હેં;
મ્હેતાજી, મીરાં, જયદેવ, જની, તુકારામ,
માધોદાસ, તુલસી, પીપાદિક પીરાયે હેં;
હરિભક્ત દુઃખ તોં અવશ્ય દયા કરેં મતિ,
બિના કષ્ટ પાયેં કહોં કોંન કૃષ્ણ પાયે હેં. ૧૮

---

છતાં તે શ્રીરામચંદ્રભગવાનને શરણ ગયો તો શ્રીભગવાનના સમર્થ બળ પ્રભાવવાળા આશ્રયથી ગયલી સર્વ વસ્તુઓ પુનઃ પ્રાપ્ત થઇ, વળી વધારામાં મ્હોટાભાઇ વાલીના રાજ્ય ગાદીના માલીકરૂપ પણ થયો. માટે ચલાયમાન એવા ક્ષુદ્ર વૈભવો (અસાર, અનિત્ય પદાર્થો) જાણીને તે આવ્યાથી (પ્રાપ્ત થયાથી) હર્ષ ન કરવો. તેમ ગયાથી શોક પણ ન કરવો. કારણ કે ગયલું પણ મળી શકે છે અને હોય છે તે પણ જાય છે, કાંતો એ વૈભવાદિકને છોડીને આપણને જવું પડે, કે કાંતો તે વૈભવો આપણને છોડીને પણ જાય છે. વળી પ્રયત્નરૂપ શ્રમ કર્યાથી કાંઇ આવે નહિ ( પ્રાપ્ત થાય નહીં ) અને માગ્યા ( ઇચ્છતાં ) છતાં પણ મળે નહીં. એમ નિર્ધાર કરી પ્રભુની ઇચ્છા પ્રમાણે જેવી રીતે વગર માગે પણ દુઃખ અને મૃત્યુ આવે છે તે જ પ્રમાણે સુખ પણ પ્રભુની ઇચ્છા હશે ત્યારે વગર માગે આવીને પ્રાપ્ત થનાર હશે તે પ્રાપ્ત થશે જ. માટે દુઃખરૂપ આપત્તિ કે હાણ મૃત્યુને પ્રસંગે ગભરાઇ ન જતાં ધૈર્યતા રાખવી. કદિ પણ ધીરજને છોડવી નહીં અને શ્રીરાધાવર (શ્રીકૃષ્ણ ભગવાન) ને ભજીયે (સેવીયે) અને મોઢેથી સદા શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ એમ ભગવતનામનો જપ કરીયે અને જે કાળે જેવી સ્થિતિમાં પ્રભુ રાખે તે કાળે તેમાં સંતોષ ( પ્રભુ ઇચ્છા ) માનીયે.

૧૮ મ્હોટા મ્હોટા (સમર્થ) હરિના ભકતોએ પણ એ જ પ્રમાણે પ્રભુ ઇચ્છારૂપ માનીને અપાર કષ્ટો વિવિધ પ્રકારનાં સહન કર્યાં છે. જુઓ (૧) સતીમાં શિરોમણી દ્રૌપદીજી (કૃષ્ણા) એ દુઃખ સહ્યું છે. (૨) પ્રલ્હાદજી ભકતરાજે પણ પીડા સહન કરી છે. (૩) અંબરીષ રાજા અને (૪) રૂકમાંગદ રાજાએ પણ બહુ કષ્ટ ભોગવ્યું છે (૫) વળી ભીષ્મ પિતામહ. (૬) વિભીષણ, (૭) પાંડવો, (૮) પુણ્ય શ્લોકી નળરાજા અને (૯) સત્ય.

## કબિત.

માત શ્વસા સુતાદી ગમન્ન હત્યા પિતા ગુરુ,
ગોનૃપસ્ત્રી બ્રહ્મ ભ્રૂંણ સિશૂ સંત ડરનોં હેં.
અન્રત વિશ્વાસઘાત, મિત્ર દ્રોહ આતતાઇ
પંચ મહા પાપસો ઉચિતનાં ઉચરનોં હેં.
શકય વા અશકય કર્મ ઇત્યાદિક ભયે કબૂ
તો હૂં બેદબાંની કહૂં સાહસ નાં મરનોં હેં.
સબી પાપ તાપ દયા મિટવે કોં એ ઉપાય
નામ હરિપાદોદક લેંનોં હરિ શરનો હેં. ૧૯

---

વાદી હરિશ્ચંદ્રરાજા, (૧૦) ધ્રુવજી, (૧૧) કુંતાજી અને (૧૨) ચંદ્રહાસ એ સર્વે દુઃખી થયલાનું અનેક સ્થળે વર્ણન છે. વળી (૧૩) નરસિંહ મેહેતા, (૧૪) મીરાંબાઈ, (૧૫) જયદેવજી, (૧૬) જનીબાઇ, (૧૭) તુકારામ બુવા, (૧૮) શ્રીજગન્નાથરાયજીના ઉપાસક માધવદાસજી, અને (૧૯) શ્રીરામભક્ત તુલસીદાસજી અને (૨૦) દ્વારકામાં શ્રીદ્વારીકાધીશે જેને સમુદ્રમાં પ્રતીતિ આપી સાવ સુવર્ણની મૂળ સ્થિતિની દ્વારિકાંલીલાનો વૈભવ દેખાડી ભુજા ઉપર શંખ ચક્રનાં અંકન (ચિન્હ) મુદ્રા આપી તેવા પીપાજીભકત ઇત્યાદિ અનેક સંત પુરુષોએ પણ પીડા ભોગવેલી છે માટે શ્રીહરિના ભક્તને દુઃખ તો અવસ્ય હોય છે જ. એવું જાણીને દયારામભાઇ કહે છે કે દુઃખ આવે તેણે કરીને ડરવું નહીં. એટલોજ વિચાર કરવોં કે, પૂર્વે મોટા સમર્થ ભગવદ્‌ભકતોને પણ દુઃખ આવી પડેલાં છે અને કહો કે કિયો ભકત કષ્ટ પામ્યા વગર શ્રીકૃષ્ણ ભગવાનને પામ્યો છે? કોઇ પણ કષ્ટ ભોગવ્યા વગર એ પરબ્રહ્મના પદને પામેલો નથી.

૧૯ માતુ ગમન કરતાર, શ્વસા (સાસુ) ગમન કરનાર, દીકરી કે બ્હેન ભાણેજ કે ગોત્રાદિ ગમન કરનાર અથવા પિતા, ગુરૂ, ગાય, કે નૃપ (રાજા) યા સ્ત્રી કે બ્રહ્મહત્યા કરનાર અથવા ગર્ભહત્યા કરનાર (બાળહત્યા કરનાર) એવા દુષ્ટ જનોથી સત્પુરુષે ડરીને તેઓનાથી દૂર રહેવું. વળી એ જ પ્રમાણે અનૃત (અસત્ય વદનાર=મિથ્યા ભાષણ કરનાર) તથા વિશ્વાસઘાત કરનાર-કે મિત્રનો દ્રોહ કરનાર, એવા પાંચે મહાપાપકર્મ કરનારા આતતાયિજનો સાથે ભાષણ પણ કરવું યોગ્ય નથી. આ પ્રમાણે કાળજીપૂર્વક સંભાળ રાખીને સાવધગીરીથી વર્તતા છતાં પણ જો કદાચ અદષ્ટરૂપ ભાવી

## કુંડલિયોં.

કોઈ બસ્તુ અપની ન હેં સબકે ધની બ્રજરાય.
જબ લગ જ્યાં રાખેં રહે ફિર પઠવેં વ્હાં જાય.
ફિર પઠવેં વ્હાં જાય કછુ હુ અપની નાં લહિયે
મમતા દુઃખકોં મૂલ સુ બિછરત મ્હાદુઃખ પૈયે.
કહેં દયોં હરિદાસ રહોં સાખીવત હોઈ
આયેઁ હર્ષ ન લહોં ગયેઁ તબ શોષ ન કોઇ. ૨૦

---

પદાર્થની પ્રબળ સત્તાએ કરીને તેમ કરવામાં અશક્ય પામવા સુશક્ય છતાં કોઇના બળાત્કારરૂપના ઇલાજથી એ નહીં કરવાની કૃતિ છતાં કદાચ એમાંની કોઈ વાત બની જાય તો પણ તેથી ગભરાઇને સાહસ કર્મરૂપ પ્રાણઘાત=આત્મહત્યા કદિ પણ ન કરવી, કારણ કે ઉપર લખ્યાં મહા પાપો આદ્ય લઇને બીજા પણ ગમે એટલાં પાપો થયાં હોય તો પણ તે પાપરૂપનો તાપક્લેશ ન કરતાં એમ થવામાં ઇશ્વરઇચ્છારૂપ ભાવી પદાર્થ માની એ સર્વ તાપસહિત સંતાપનો નાશ કરવા માટે શ્રીહરિનું નામસંકીર્તન કરવું તથા શ્રીહરિનું પાદોદક (શ્રીપાદતીર્થ=ચરણામૃત) નું પાન કરવું અને શ્રીહરિના દૃઢ આશ્રયપૂર્વકની શ્રીહરિઅનન્યશરણાગતિ ગ્રહણ કરવી.

૨૦ કોઇ પણ વસ્તુ વાસ્તવિક રીતે આપણી છે જ નહી કારણ કે સર્વના કર્તા દાતા–ભોક્તા તે પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે માટે ખરેખર સર્વના ધણી (માલીક) તે જ છે. માટે તે પ્રભુ જ્યાં લગી જે સ્થાને રાખે ત્યાંહાં લગી જ તે ત્યાં રહી શકે છે. તેને જ્યારે (જે સમયે) જ્યાં મોકલે ત્યાં જાય છે એમ જાણી કોઈ પણ પદાર્થને વિષે આપણી (પોતાની) માલકી કે સત્તા કે સ્વત્વ માનવું એ બરોબર નથી. કારણ કે તે પરાયી વસ્તુ ઉપર આપણે મમતા મ્હારી છે એવું માનવું એ જ દુઃખના મૂળરૂપ છે અને પોતાની માન્યતાને લીધે જ તેનો વિયોગ થતાં અત્યંત દુઃખી થાય છે. માટે શ્રીહરિના દાસ દયારામ કહે છે કે, જગતમાં સાક્ષીવત્ રહેવું. જેમ કોઇ સાક્ષીદાર હાજર હોય તેટલા કારણથી કાંઇ તે પક્ષકારના કાર્યના સારા માઠા પરિણામના જવાબદાર થઇ શકતા નથી એટલે પક્ષકારને લાભરૂપ ફળ આપવાથી કાંઇ સાક્ષીદારને હર્ષ પણ ન થાય. તેમ તે પક્ષકારોને નુકસાનરૂપ થઇ કાંઇ ખોટ જાય તો તે ખોટરૂપીનો શોક પણ કાંઇ સાક્ષીદારને ન થાય તેમ વર્તવું એટલે પ્રાપ્ત થયાથી હર્ષ ન કરવો, અને ગયાથી શોક ન કરવો.

જીવત લગ ભછ્ય બસન, ઔર મરન તજિ તાપ,
અહાર યોગ રછ્યન મરમ કરિ હૈં આપુર આપ. ૧૦૪
હોત હિ હરિ પય પાંન દિય જબ મતિ ગતિ બચ નાંહિ,
સો અબ તો કોં ભૂલિ હૈં જો સોચત મન માંહિ. ૧૦૫
તૂં ચિત્ત ચિંતા કયોં કરે બિશ્વંભર બ્રજપાલ
સક્કર સક્કરખોર કોં દેં દધિ મધ્ય દયાળ. ૧૦૬

---

આખા અંગમાં કેવા કેના પ્રકારનાં ગંદાં અપવિત્ર પદાર્થોની સાહિત્ય ભરેલી છે. મળ, મૂત્રસ્થાન કફ, વીર્ય, પરૂ, લોહી, રુધિર, મેદમજ્જા, માંસ, વિષ્ઠા, લાળ, ચામડી, હાડકાં, કૃમી, ઇત્યાદ દુર્ગંધમય પદાર્થોથી ભરપૂર ઉદર ભરેલું છે તેમાં આવું અમૃતરૂપ દુધ આવે એવી તે શી યુક્તિ તે વખતે રચી હતી? કાંઇ જ નહીં તેવા સ્થાનમાં તે પ્રભુએ તને સ્તનપાન કરવાની બુદ્ધિ આપી માતાના ઉરોજમાં તે પ્રભુએ પયામૃત ભરી મુકયું. વળી તે દરરોજ તાજું અને ત્હારૂં પેટ સારી રીતે ભરાઇ શકે તેટલું અને તને પથ્યરૂપ પચી શકે એવું હલકું અને સ્વાદિષ્ટ એવું તું ઇચ્છે તે વખતે આઠે પ્રહર તાત્કાલિક હાજર રહે એવી ગોઠવણ તે પ્રભુએ કરી મૂકી હતી. ત્હારે માટે એ સુગણી તને દાંત પણ આવ્યા (ઉગ્યા) ન હતા એવા સમયથી ભરી રાખી હતી તેનો તું બીજા બાળકોનો દાખલો જોઇને વિચાર કરજે.

૧૦૪ જીવતા સુધી ભોજન અને વસ્ત્ર તથા મરણ એનો તાપ (કલેશ) રહે છે તેનો ત્યાગ કરવો કારણ કે ખાનપાન માટે યોગાયોગ સંબંધ, તથા રક્ષણ એ સર્વ ભાવી પદાર્થ (ઇશ્વિરઇચ્છારૂપ પ્રબળ સત્તાથી) પ્રાપ્ત થાય છે એવો મર્મ સમજ અને ત્હારા જીવતપર્યંત તને પ્રભુએ નિર્મેલા પ્રારબ્ધ પ્રમાણે સર્વ પ્રાપ્ત થશે જ.

૧૦૫ જન્મ થતાં જ શ્રીહરિએ માતાના સ્તનમાં અમૃતરૂપ દુધ મુકેલું હતું, તે વડે ત્હારૂં ખાનપાન શરૂ કરી આપેલું હતું જ, જે વખતે ત્હારામાં કોઇ પણ બુદ્ધિ કે કાંઇ પણ વિચાર કરવાની શક્તિ કે તને કાંઇ પણ ગતિ (ખબર) ન હતી, તેમ તને વાચા બોલવારૂપ વાણી સરખી પણ ન હતી, તે વખતથી જે વિશ્વંભરે વગર માગે અને વગર પ્રયાસે ત્હારે માટે અહારની અગાઉથી કાળજી રાખી તને મેળવી આપ્યું હતું તે પ્રભુ શું તને હવે ભૂલી જશે? કે છોડી દેશે? કદિ પણ નહીં ભૂલે અને ત્યાગ પણ નહી જ કરે. ત્યારે તું ભોજનવસ્ત્રાદિકની શા માટે ચિંતારૂપ ચિંતા કરે છે?

૧૦૬ તું મનમાં શા માટે ફીકર કરે છે? આખા વિશ્વનું પાલણ પે-

## દોહા.

**પ્રાચીનબરહિષ નૃગાદિક અતિ સાધન ભય કષ્ટ.**
**ગિદ્ધ ગનિકા વ્યાધાદિ હરિપદ સહજહિ સુનિ સ્પષ્ટ.**

---

પણ કરનારા વિશ્વંભર (ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર કે જેને વ્રજપાલ કહે છે તે પ્રભુનો વિશ્વાસ દ્રઢ તું રાખ્ય, જુઓને ઉદધિ સમુદ્રમાં એ સાગરના દ્વીપ (બેટ) માં સક્કરખોર પક્ષી થાય છે તે અનન્ય ભાવે સદા શ્રીહરિનો આશ્રય દ્રઢ રાખીને શ્રીભગવાન્‌નું સ્મરણ કર્યા કરે છે તો તેને પ્રભુ ત્યાં એટલે સમુદ્રના બેટમાં જ્યાં ચારે પાસે સમુદ્ર છે ત્યાં સમુદ્રના મધ્યમાં તેને ખાવાનો આહાર ગાત્ર સાકર હોવાથી સાકર મેળવી આપે છે એવો વિશ્વાસ તું પણ રાખ ને ભોજનવસ્ત્રાદિની ચિન્તાનો પરિત્યાગ કર.

ચાલતા પ્રસંગને જરાક થોડીવાર મુલતવી રાખીને વચમાં શ્રીહરિમાં વિશ્વાસનું પ્રતિપાદન કરવા સારૂ કહે છે કે જો તું એ પ્રભુનો દ્રઢ વિશ્વાસ છોડીને પુરુષ પ્રયત્નરૂપ સાધનરૂપ બળનો આધાર રાખીશ તો તેનું ફળ કેવું આવે છે તે સમજવાને સારૂ ૨ દાખલા છે.

(૧) જુઓ પ્રાચીનબર્હિષરાજાએ અગણિત યજ્ઞો કર્યા હતા કે જેણે યજ્ઞે કરીને સમગ્ર પૃથ્વી ચીતરી નાખી (છાઇ નાખી) હતી. છતાં તેને તે સાધને કરીને ઉલટો ભય થયો હતો. નારદજીએ એને યજ્ઞમાં તે અનેક પશુઓની હિંસા કરેલી છે તે ત્હારા મરણની વાટ ( રાહ ) જોઇને માર્ગમાં ત્હારૂં વૈર લેવાને હાથમાં અસ્ત્રશસ્ત્રાદિ ધારણ કરીને બેશી રહ્યા છે, એમ કહી તે સર્વ પશુઓને બતાવ્યાં, તે જોઇને પ્રાચીનબર્હિષરાજાને યજ્ઞકૃતિથી સંતોષરૂપ સ્વર્ગાદિ પદ મેળવવાની વાત તો બાજુ ઉપર રહી પણ ઉલટો ભય પેદા થયો હતો. ( આ બાબતની સવિસ્તર કથા શ્રીમદ્‌ભાગવતમાં છે ).

(૨) વળી નૃગાદિકની પણ કથાઓ છે—નૃગરાજાએ અનેક ગાયોનું દાન બ્રાહ્મણોને કર્યું હતું એમ કરતાં કરતાં એક વખતે એવો પ્રસંગ આવી ગયો કે એ રાજાએ એક ગાય એક બ્રાહ્મણને દાનમાં આપેલી છતાં તે ગાય ભૂલથી તે બ્રાહ્મણને ઘેર ન જતાં એ રાજાની ગૌશાળાની ખીરક હતી તે ગાયોની કોઢયમાં તે આવી ગયલી હશે, તેની એ નૃગરાજાને ખબર ન હતી. જેથી ભૂલથી અજાણે તે દાન કરેલી ગાયનું દાન બીજે દિવસે બીજા બ્રાહ્મણને ભૂલથી અર્પાઈ ગયું જેથી દાન લેનારા બન્ને બ્રાહ્મણોની વચમાં ભારે કલેશ પેદા થયો. જે કલેશના યોગે કરીને એ નૃગરાજાને અનેક ગાયોના દાનરૂપ પુણ્યને બદલે આ સહજ પાપરૂપ કૃતિનું ફળ તેણે પ્રથમ

॥ उक्तं च ॥

भक्तिमार्गे कृपामात्रं कारणं परमुच्यते।
तेनैव मार्गे सकलं सिद्धिमेति न संशयः ॥ १ ॥
विश्वासेन यथाप्नोति चातकः स्वातिजं जलं॥
तथाचेत् कृष्णं जलदः स्वानंदं वर्षयिष्यति ॥ २ ॥
एवं विश्वाससद्भावे सर्वमेव भविष्यति ॥
यतः परिवृढोस्माकं सर्वं कर्तुं क्षमो मतः ॥ ३ ॥
स हि स्वतः समर्थत्वान्न साधनमपेक्षते ॥
कालकार्यं विलोक्यात्र तदीयानां विशेषतः ॥ ४ ॥

---

ભોગવ્યું. (કાંચીડાનો દેહ પ્રાપ્ત થયો અને તે યોનિમાં અનેક જીવોનું તેને ભક્ષણ કરવું પડયું તે કૃતિથી તે ભારે દુઃખને પામ્યો હતો.) અને નિઃસાધન (સાધન રહિતના) જીવોએ પ્રભુ છે એવો દૃઢ વિશ્વાસ ધારણ કરેલો હતો તેટલા કારણથી તે પ્રભુના પદને પામ્યા હતા તેના દાખલા આપે છે. જેમકે; ગિદ્ધ પક્ષી.

(૨) પોપટને ભણાવનારી ગામકી ગુણિકા.

(૩) વ્યાધ (પારધી)

આ સર્વે શ્રીહરિના પદને સહજમાં પ્રાપ્ત થયા છે એવી કથાઓ છે તે તું સ્પષ્ટપણે સાંભળીને પ્રભુ ઉપર દૃઢ વિશ્વાસ ધારણ કર.

ભક્તિમાર્ગમાં કેવળ સાધન ન કરવાં એમ નહીં પરંતુ સાધન કરતાં છતાં તે સાધનનો ગર્વ (અહંકાર) ન રાખતાં સર્વના કારણ શ્રીભગવાનની કૃપાને જ ભગવદનુગ્રહને જ મુખ્ય માનવો. જો ભગવાનના અનુગ્રહરૂપી માર્ગમાં પ્રવેશ કરે તો જ સર્વ સાધનોની સિદ્ધિ થાય છે એ નિઃસંશય છે. કેવળ સાધન ઉપર જ સ્વતંત્ર આધાર રાખે તો તે સાધને કરીને સિદ્ધિ ન થાય. માટે ભગવાન્ ઉપર દૃઢ વિશ્વાસ રાખવો. જે પ્રમાણે ચાતકપક્ષી સ્વાતિ નક્ષત્રમાં આકાશમાંથી મેઘવૃષ્ટિથી થતા વરસાદના જળના બુંદનું જ પાન કરે છે, અને તે શિવાયનું બીજા કોઇ પણ પ્રકારનું જળપાન તે ચાતક પક્ષી કરતું નથી. તે જ પ્રમાણે શ્રીકૃષ્ણકૃપારૂપી જળનું જ આસ્વાદન પ્રભુનો દૃઢ વિશ્વાસ રાખીને કરનાર તે પ્રભુ પોતાના આનંદરૂપ વૃષ્ટિની કૃપા કરી તે આનંદરૂપ સત્યામૃતનું પાન કરાવે છે એવો વિશ્વાસ શ્રેષ્ઠ સદ્ભાવથી જે જન રાખે છે તેને તે સર્વેચ્છિત ફળ જરૂર પ્રાપ્ત થાય છે. અને તેવા જનને પ્રભુ પોતાની કૃપાનો પાત્ર ગણે છે. અને પ્રભુ તેવા જનને સર્વ રીતે ક્ષમા ... છે સર્વ સાધન પણ સમર્થ પ્રભુની સત્તાથી જ સિદ્ધ થતાં હોવાથી

## મત્તગયંદ.

શ્રીમદ્દવલ્લભકો દ્દઢ આશ્રય, શ્રમ બિનાહિ સબે સુખખાંની,
કૃષ્ણ કૃપા સો બલ સમ્રથ હુ અયોગ્યકું યોગ્ય કરે અઘ હાની.
સાધન ઔર અપેક્ષ રખે નહિ. આપ હિ સો કરિ લે નિજમાંની.
'રાસલીલા કરિ દાન તજે ન કછુ અપરાધિ દયા શ્રીગુરૂ કહાંની.
અનાયાસ બિશ્વાસબલ, અજગર પાવે અ્હાર,
ત્યોં તો કોં સબ મિલ હિગોં ખુસિ ભજિ નંદ કુમાર. ૧૦૭

---

પ્રભુ સ્વકીય જનના સાધનની અપેક્ષા રાખતા નથી. તદીય (ભગવદી) જનને માટે કોઇ પણ કાળ કે કર્મનું નિયામકપણું હોતું નથી. કેવળ પોતાની કૃપા દૃષ્ટિથી પ્રભુ અવલોકન કરે છે. કૃપાપાત્ર જનને માટે તેના વિશેષ કારણરૂપ પ્રભુ થાય છે.

૧૩ શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો દૃઢ આશ્રય રાખવાથી વગરશ્રમે સર્વ પ્રકારના સુખની ખાંણ (આનંદના નિધિ=પરમાનંદ) પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણ પરમાત્માની કૃપારૂપિ સમર્થ બળ હોવાથી અયોગ્ય જન પણ યોગ્ય થાય છે તથા સર્વ પ્રકારનાં અઘ (પાપ=અથવા દુઃખ)ની હાનિ થાય છે એટલે પાપ તથા કષ્ટથી મુક્ત થાય છે. વળી અન્ય સાધનની પણ પ્રભુ અપેક્ષા રાખતા નથી. પોતાની મેળે કર્યા બરાબર માની લે છે અથવા શ્રીમૂલાચાર્યે (સદ્ગુરુએ) સાધન કરેલાં છે તે તાહારાવતીનાં તેમણે કરેલાં છે એમ પ્રભુ માની લે છે. એ પ્રભુ દીયા તે વિશે કહે છે કે–જે પ્રભુએ શ્રુતિરૂપાને, તથા દંડકારણ્યવાળા અગ્નિકુમાર ઋષિઓને (ઋષિરૂપાને) તથા યજ્ઞરૂપા, ગોપ-કુમારિકાઓને રાસલીલામાં દાન આપવાનાં પ્રથમ વરદાનો આપેલાં તે પ્રમાણે રાસ વિહાર કરી અગણિત સુખનું દાન કર્યું તે શ્રીકૃષ્ણ પરમાત્મા કાંઇ અપરાધ ન જોતાં શ્રીગુરુદેવની કાહાણી વિચારી દયા કર્યા જ કરે છે. અથવા એવો પણ અર્થ થઈ શકે છે કે, એવાં જે શ્રીગોપીજનો તેમણે એ રાસલીલાવાલું વરદાનનું સુખ પ્રાપ્ત થતી વખતે માન કરેલું હતું તો પણ તેમનો તે કાંઇ પણ અપરાધ ન ગણતાં કેવળ શ્રીગુરુની કહાણી (લીલારસ) નું સમર્થ બલ માનીને દયારામ ગ્રંથકાર કહે છે કે–માહારા અપરાધો (દોષો) ને પ્રભુ ગણતા નથી.

૧૦૭ અન+આયાસ (કાંઈ પણ પ્રયાસ વગર) જુઓ કેવળ પ્રભુ ઉપર સુદૃઢ વિશ્વાસ (આધાર) અજગર રાખીને તે કાંઇ પણ પ્રયત્નરૂપ ઉદ્યોગ નહીં કરતાં આળસુની પેઠે પડી રહે છે. તો પણ તેને 'પણ

## કબિત.

અજગરકોં અનાયસ આહાર દેત હૈં દયાલ.
શ્રંગી શ્રંગ દ્રુમજ પોખે એસી જાહે મ્હેર હેં;
ઉદ્યમ તેં આજ લીયોં હોત હીં પેં પાન દીયોં,
બિનુ માગ્યેં જાનેં દોષ દેખેં નહિં ઝેર હેં;
વ્યાધ કોં સ્વદેહ સ્વર્ગ પુતના કોં અંબૂ ગતી,
તિન હૂ પેં દયા દેખોં કિયોં જાનેં કહેર હેં;
વિશ્વ કૂ ભરત દયા નાથ નામ વિશ્વંભર.
ભજ સ્રંગે તો હૂં એક તો પૈકા એ'ર હેં ?

પ્રભુ ત્યાં આહાર મેળવે છે. તે જ પ્રમાણે તને પણ સર્વ મળશે જ. માટે
તું પ્રસન્નતાપૂર્વક એ શ્રીનંદકુમાર શ્રીકૃષ્ણ ભગવાનને ભજ.
૨૨ જુઓને અજગરને વગર ઉદ્યમે દયાળુ પ્રભુ તે આહાર મેળવી
આપે છે અને શૃંગી (પર્વત) નાં શ્રંગ (શીખર) ઉપર ઉગેલાં દ્રુમ (વૃક્ષ) નું
પોષણ પ્રભુ તેના ઉપર મેહેર (દયા) કરીને તે ઝાડોને બારે માસ લીલાં
રાખે છે. ત્યાં એ વૃક્ષોને જળ સિંચવાને કોઈ જતું નથી. અને તેઓ કેવળ
ભગવદાશ્રયે રહેલાં હોય છે. માટે ત્યાં પ્રભુએ પર્વતમાં અખંડ ઝરણાં ચાલ્યા
કરવારૂપ યુક્તિ (યોજના) કરેલી હોવાથી ત્યાં એ વૃક્ષ તો સદા લીલાં પ્રફુ-
લ્લિત રહે છે. કોઈ કહેશે કે, પુરુષપ્રયત્ન કર્યા વગર બેશી રહેવું એ બરો-
બર નહીં, કાંઈ પણ ઉદ્યોગ ન કરીયે તો શી રીતે ચાલી શકશે? તેનું
સમાધાન કરે છે કે ઉદ્યમરૂપ પ્રયત્ન કરવાની સમજણ તો તું હાલમાં
મ્હોટો થયો ત્યારે તને આવી. પરંતુ તું જે વખતે છેક ન્હાનો બાળક
હતો. પૃથ્વી ઉપર પગ મુકવાની પણ ત્હારામાં સત્તા ન હતી—આંખો પણ
ત્હારી ઉઘડેલી ન હતી. દાંત પણ ઉગ્યા ન હતા, (ચાવવારૂપની પણ સત્તા
ન હતી) ત્હારી મેળે તું ઉઠી શકવાને પણ શકયવંત ન હતો, તાહારામાં
વિચાર કરવાની પણ બુદ્ધિ ન હતી. તને બોલતાં પણ આવડતું ન હતું
એવી અવસ્થામાં એટલે તું માંના ગર્ભથી પૃથ્વી ઉપર બહાર પ્રસવ્યો
તેવી છેક અશક્ય સ્થિતિ વખતે તાહારો જન્મ થતા અગાઉથી પ્રભુએ
તાહારા આહાર માટે ત્હારી માતુશ્રીના સ્તનમાં અમૃત જેવો આહાર (પયા-
મૃત) ભરી મુકયું હતું. તું વિચાર કરી જો કે તે વખતે તેં શો ઉદ્યોગ

(પુરુષપ્રયત્ન) કર્યો હતો ? કાંઇ જ નહીં—છતાં તે વખતે પણ પ્રભુએ તને રુચે પચે તેવો સ્વાદિષ્ઠ અને માદક પાચક એવો ખોરાક (સ્તન્યામૃત દુગ્ધ) જે શરીર અત્યંત દુર્ગંધિ મળમૂત્રાદિ અપવિત્ર પદાર્થો ભરેલું હોય છે, તેમાં તે દુધ શી રીતે અને કોણે પ્રયાસ કરીને તે સ્તનમાં ભર્યું અને ત્હારો જન્મ થતાં જ તને પયપાન આપ્યું. તેં તે વખતે સ્તુતિ પ્રાર્થના કે માગણી પયપાન કરવાને માટે કાંઇ કરી હતી કે ? અર્થાત્ કંઇ પણ કરેલી ન હતી છતાં પણ પ્રભુએ પોતાને આશ્રયે તું રહેલો છું એમ માનીને ત્હારા ખોરાકની કાળજી રાખી હતી. વળી પ્રભુની અગણિત દયાલુતાનો તું વિચાર કર કે કેવળ મહાપાપકર્મ કરવાને પ્રવૃત્ત થયલી બકી ( પૂતના ) તેણે શ્રીકૃષ્ણ ભગવાનને પ્રાણાંત કષ્ટ દેવાની દુર્બુદ્ધિ મનમાં ધારણ કરી પોતાના કુચ ઉપર વિષ(ઝેર)નું લેપન કરીને તે વિષપાન કરાવવાને શ્રીગોકુળમાં પ્રભુને ત્યાં આવી. પ્રભુને પયપાન કરવાની ક્ષુધા ન હતી છતાં (એટલે પયપાન કરવાની શ્રીકૃષ્ણે ઇચ્છા કે માગણી કરેલી નહીં છતાં ) બળાત્કારે કાપટ્યસ્નેહ (ઉપર ઉપરથી પ્રીતિ ઉભળકા જેવો ભાસ થાય તેવી) કૃતિ કરી શ્રીકૃષ્ણને પોતાના ખોળામાં (ગોદમાં ઉત્સંગમાં) લેઇને તે વિષ (ઝેર) વાળું પયપાન તે કરાવવા લાગી, ને પ્રભુને તે પાયું છતાં પણ પ્રભુએ તેનું કાંઇ પણ મનમાં ન આણતાં તેના કુભાવને સદ્ભાવરૂપ ગણ્યો કે જે પ્રમાણે મને મ્હારી માતા શ્રીયશોદાજી ખોળામાં લઇને પ્રીતિપૂર્વક સ્તન્યામૃતપાન કરાવે છે તે પ્રમાણે એણે મને કરાવ્યું એમ જાણી જે શ્રેષ્ટ ગતિ માતાને આપેલી તેવી ગતિ આ દુષ્ટ કર્માચરણી પૂતનાને પણ શ્રીકૃષ્ણે આપી. કહો કે પ્રભુમાં કેટલી બધી ક્ષમા અને દયાલુતા છે? શ્રીકૃષ્ણ ભગવાનમાં અપાર ક્ષમા અને અપાર દયાલુતા જણાય છે. વળી એવી જ સહનશીલતા અને દયાલુતાનો એ જ શ્રીકૃષ્ણ પરમાત્માનો બીજો દાખલો એવો છે કે— શ્રીકૃષ્ણ ભગવાને સ્વધામમાં પધારવાની ઇચ્છા કરી હતી. તે વખતે પ્રભુ પોતાના વામ (ડાબા) ચરણારવિંદ ઉપર દક્ષિણ પાસાનું (જમણું) ચરણકમળ ચઢાવી વૃક્ષને અઠેલીને બિરાજેલા હતા તે વખતે એક વ્યાધ (પારધિ) વેગળો હતો તેણે તે મૃગ છે એમ માનીને તેને મારવાને સારૂ બાણ પ્રભુ તરફ તાકીને મુક્યું કે જે શ્રીકૃષ્ણ ભગવાનના ચરણકમળના તળીયામાં વાગ્યું અને પ્રભુ એ નિમિત્ત ધારણ કરી નિજધામમાં પધાર્યા છતાં એ પારધિને પણ (મારનારને પણ) કૃપા કરી તેને સ્વદેહે (દેહસહિત) સ્વર્ગ મોકલવા માટે સ્વર્ગસ્થાન પદ આપ્યું અને તે પારધિનો દોષ ન ગણ્યો. ત્રીજું દ્રષ્ટાંત

## મત્ત ગયંદ.

જો ચુગની હરિ દેંનિ ન હોય તુ ચાતુર કાહિકું ચંચુ બનાવેં,
પોષન બિશ્વ પ્રભુ બલનાં તબનામ બિશંભર કાહિ ધરાવેં;
જીવત લ્યૈં દઇ દીન અમંત્રન બેંઠિકિ દોરિં તહુ વહિ પાવેં,
રે જડ રાખિ પ્રતીત દયા તજિ તાપ હરિ ગુન કયૈં નહિ ગાવેં. ૨૩

---

અર્જુનભક્તે પોતાની બેહેન સુભદ્રાજી ઉપર કામરૂપ વિષય વાસનાની દુર્બુદ્ધિથી વિકાર દૃષ્ટિ કરી હતી છતાં પ્રભુએ તેનો તે દોષ મનમાં ધારણ ન કરતાં ભક્તની ઇચ્છા પ્રમાણે તે અર્જુન વેરે પોતાની બેહેન (સુભદ્રાજી) ને પરણાવવાનો નિશ્ચય કર્યો. પોતાના જ્યેષ્ઠ બંધુ બલરામજી અર્જુનની આ દોષ બુદ્ધિ જાણી તેના વિચારની સામે થયા છતાં પણ પ્રભુએ તે બળરામજીનો પક્ષ ધારણ ન કરતાં અર્જુનભક્તનો પક્ષ સ્વીકારી સુભદ્રાજીનાં લગ્ન પોતાના અર્જુન વેરે કરાવ્યાં, એમાં પણ પ્રભુએ દોષ સહન (માફ) કરી તેની ઉપર અગાધ દયાલુતા એટલે સુધી વધીને વાપરી કે તેને વેદના ત્રણે કાંડના રહસ્યરૂપ ગીતાજ્ઞાનનો ઉપદેશ કર્યો અને તેને પોતાનો સખા (મિત્ર) કર્યો અને પરમપદની પ્રાપ્તિ આપી. આવા દાખલાઓ અનેક છે. જેણે ઉલટી અહિતરૂપની કૃતિ કરેલી તેવા જનોને પણ જ્યારે પ્રભુ આટલી બધી કૃપા કરે છે ત્યારે તું તો તે શ્રીકૃષ્ણનો દાસ છે માટે ત્હારી સંભાળ તો પ્રભુ અવસ્ય લેશે જ. કેમકે જેમનું વિશ્વંભર એવા બરદનું નામ છે તે આખા જગતનું ભરણપોષણ કરે છે ત્યારે શું તે પોતાના (સ્વકીય) દાસને જ વિસરી જશે ? ત્હારા ઉપર કૃપા કરે એમાં કાંઇ વાર લાગે તેવું નથી એમ નિશ્ચયતા સૂચવે છે.

૨૩ જો ચુગણી (ખાનપાન આહાર) શ્રીહરિને આપવો ન હોત તો તે ચતુરશિરોમણિ પ્રભુ ચંચુ (મુખ=મ્હોઢું) જ મૂળમાં શા માટે કરત ? સમગ્ર જગતનું પોષણ તે વિશ્વંભર પ્રભુના બળથી જ થાય છે. જો પ્રભુના બળથી પોષણ થતું ન હોય તો તે પ્રભુનું નામ "વિશ્વંભર" છે એવું બિરદ વાળું નામ પ્રભુએ શા માટે ધરાવ્યું છે ? દૃષ્ટાંત આપે છે કે, જેવી રીતે કનકવા અથવા પતંગ કે તુક્કલને કોઇ મનુષ્ય આકાશ તરફ ચઢાવે છે તો પણ તેની દોરી તે ચઢાવનારે પોતાના હાથમાં જ ધારણ કરી રાખેલી હોય છે. યદ્યપિતે કનકવા કે પતંગ કે તુક્કલ તે ધારણ કરનારના હાથથી દૂર ગયલો

॥ उक्तंच ॥

भोजनाच्छादने चिंतां वृथा कुर्वंति वैष्णवाः ॥
योसौ विश्वंभरो देवः स भक्तान् किमुपेक्षते ॥ १ ॥

॥ उक्तंच ॥

अर्जुनस्य प्रतिज्ञे द्वे न दैन्यं न पलायनम् ॥
आयू रक्षति मर्माणि आयुरन्नं प्रयच्छति ॥ २ ॥

---

છે, તથાપિ તેની દોરી તે ચઢાવનારના હાથમાં જ રહેલી હોવાથી તે આકાશ માર્ગે પતંગાદિ ઉડતા છતાં પણ તે ધારણ કરતારના સ્વાધીન (વશ) જ રહેલ હોય છે અને જ્યારે ત્યારે તે ઉડાવનારની ઇચ્છામાં આવશે ત્યારે તેના ચરણકમળમાં આવશે જ. તેમ જ સર્વ જીવમાત્ર પ્રભુમાંથી ઉત્પન્ન થયલા હોવાથી તે તમામ જીવોની જ્યાં સુધી તે પ્રભુ હયાતી રાખશે ત્યાં સુધી રહી આખરે તે પ્રભુને જ પામશે અને જે પ્રમાણે પતંગાદિ તે ઉડાવનાર મનુષ્યના સ્વાધીન (વશ) રહે છે તેમજ જીવોએ પણ તે પ્રભુ અભેદ ન હોવાથી સદા શ્રીહરિને શરણે (આધીન) જીવન પર્યંત રહેલા છે. જે જીવ એ પ્રમાણે પ્રભુ સાથે દૈન્ય ભાવ રાખી તેમના આધીન (વશ) વર્તી પ્રભુને પરાયણ રહેલા છે (શ્રીહરિનો દૃઢ આશ્રય ધારણ કરી રહ્યા છે) તે જીવોને પણ જરૂર પ્રભુ આમંત્રણરૂપે પોતાની પાસે બોલાવી પોતાની નિકટે રાખશે. એ પ્રમાણે હે જડ સ્વભાવવાળા, તું પ્રભુની પ્રતીતિ (દૃઢ નિશ્ચયનો વિશ્વાસ) રાખ, અને હે દયારામ તું સર્વ તાપ (ચિંતા=ફીકર) છોડી દઇને તે શ્રીહરિનું ગુણ ગાન કેમ કરતો નથી ? અર્થાત્ તે પ્રભુના ગુણાનુવાદનું ગાયન કર—

ઉક્તંચ—શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો શ્લોક છે કે અર્જુનને બે પ્રતિજ્ઞા (ટેક) રાખવાનું સૂચન કરેલું છે. (૧) પ્રભુસિવાય તું કોઇની આગળ દીનતા ન બતાવીશ. કારણ કે અસમર્થ રંક પરાધીન આગળ દૈન્યતા રાખીશ તો પણ તે તાહારૂં રક્ષણ કે ભલું કરવાને તે સ્વતંત્ર સામર્થ્યવંત નથી. (૨) ત્હારો ક્ષત્રિય ધર્મ છે કે, યુદ્ધમાંથી કદિ પણ કાયર થઇને નાશી જવું નહીં. (કારણ કે નાસવાથી અપયશ પ્રાપ્ત થશે અને સ્વર્ગપ્રાપ્તિ પણ તને નહીં થાય. જ્યારે ત્યારે પણ કોઇને મૃત્યુ (કાળ) છોડનાર નથી. અને જ્યાં સુધી જેહનું જીવવાપણારૂપ આયુષ્ય મર્યાદા છે ત્યાં સુધી પ્રભુ ઇચ્છા નિર્મિત પ્રારબ્ધમાં કોઇથી પણ ફેરફાર થઇ શકતો નથી. ત્યારે મૃત્યુરૂપ કાળનો પણ ડર (ભય) શા માટે રાખવો ? આયુષ્ય પર્યંત રક્ષણ અનાયાસે થશે જ.

## દોહા.

આલબ્ધ ન્હોંતો દિયો, જયબ લગ રહે શરીર,
તેરો તો કૂં પોચહી નિચિંત ભજિ બલબીર. ૧૦૮
હરિ સુમરન અતિ દુઃખમે સુખ મન ભવ જંજાલ
કુંતા ચાચ્યોં કૃષ્ણ પેં દીજેં દુઃખ દયાલ. ૧૦૯

તણ મન છુટિ સંસાર તેં, દુઃખ પાવેં સણ ઠૌર,
નાતર લગિ રહિ લાલસા, જન્મ બહોર ફિર બ્હોર. ૧૧૦

---

૧૦૮ જ્યાં લગી શરીર વિદ્યમાન રહેવાનું પ્રભુએ ભાવી મુકરર કરેલું છે, (દ્દષ્ટાંત)રૂપ પ્રારબ્ધે નોહ્તરૂં (આમંત્રણ) દીધેલું છે તે પ્રમાણે તને પહોચશે (આવી મળશે જ) માટે તું નિશ્ચંત થઇને બલબીર એટલે બળરામજીના વીર ભાઇ શ્રીકૃષ્ણ અથવા અગાધ બળવાંનને વીર=સમર્થ કહે છે તે પ્રમાણે અત્યંત પરાક્રમી શ્રીકૃષ્ણને ભજ.

૧૦૯ જ્યારે અતિશય કષ્ટ આવી પડે છે ત્યારે અન્ય સર્વના આધાર (આશ્રય) છૂટી જઇ અનન્ય ભાવે શ્રીહરિનું સ્મરણ થાય છે. હેવું ભજન સુખસંપત્તિરૂપ સંસારની જંજાળમાં થઇ શકતું નથી. કેમકે કહેવત છે કે "સુખમાં સાંભરે ક્રોધ ને કામ ને દુઃખમાં સાંભરે કેશવ રામ" જ્યારે માયિક ઐહિક સુખમાં પડયા હોઇયે ત્યારે પ્રભુનું ભજન થતું નથી. તેવા સમયે તો તે માયિક વિષયરૂપ ક્રોધ અને કામનાઓ જ સ્ફુરાયમાન થાય છે અને જ્યારે દુઃખ (વિપત્તિ) આવી પડે છે ત્યારે તો નિરંતર શ્રીભગવાનનાં નામો (કેશવ, રામ ઇત્યાદિ)નું ઉચ્ચારણ કરવાનું અથવા સદોદિત તેને સંભારવા રૂપની સ્મૃતિ અખંડ રહે છે. અવું રહસ્યસારનો મર્મ જાણીને શ્રીકૃષ્ણ-ભક્ત કુંતાજીએ શ્રીકૃષ્ણ ભગવાન પાસે માગણી કરેલી છે કે, હે દયાનિધિ (દયાના ભંડાર=કૃપાના સાગર) માહારા ઉપર આપનો અનુગ્રહ છે માટે આપના વિષે મ્હારી સદોદિત વૃત્તિ (લાગણી) કાયમ રહે તે સારૂ સદા મને કષ્ટ (વિપત્તિ) જ આપજો. (દુઃખમાંજ સદા રાખજો=) કે જેણે કરીને મ્હારૂં મન અખંડ આપનું જ સ્મરણ ચિંતવન કર્યા કરે.)

૧૧૦ કેમકે દુઃખ પ્રાપ્ત થયલું હોવાથી સંસાર ઉપરથી મોહાસક્તિ છૂટી જાય છે. સંસારમાં (અજ્ઞાને કરીને=મોહે કરીને થયલી અહંતામમતા)

॥ उक्तंच ॥ श्लोक ॥

यस्यानुग्रहमिच्छामि हरिष्ये तद्धनं शनैः ॥
करोमि बंधुविक्षेपं स च कष्टेन जीवति ॥ १ ॥
देशत्यागो महाव्याधिर्विरोधो बंधुभिः सह ॥
धनहान्यापमानं च मदनुग्रहलक्षणम् ॥ २ ॥

---

ક્યારે છુટે છે કે, જ્યારે તે સર્વ ઠેકાણે દુઃખ દુઃખને દુઃખરૂપ વિપત્તિઓજ પામે છે, ભોગવે છે, ત્યારે તેને એ સંસાર ઉપર આપોઆપ અરુચિ ઉપજે છે તીવ્રતર વૈરાગ્ય ઉદય થઇ, તેનો ત્યાગ કરી દે છે અથવા તે બ્રહ્મ પ્રીત્યર્થે (શ્રીકૃષ્ણાર્પણ) કરી દે છે. તૃષ્ણાવાળી જો કષ્ટ પ્રાપ્ત ન થયું હોત તો તેની લાલસા=આસક્તિ કદિ પણ છુટત જ નહીં. અને તેણે કરીને એવા મોહાંધ જનોને વારંવાર જન્મમરણની સંસૃતિ પણ ચાલુ રહેત જ. આવો પરિણામિક સદ્ હેતુ પ્રભુનો હોવાથી પ્રભુ પોતાના નિજ ભક્તોને (અંતરંગ ભગવદીયને) પણ કષ્ટ આપીને અરુચિ ઉત્પન્ન કરી તેનું જન્માંતરના પ્રતિબંધરૂપને ભારે કષ્ટથી મુક્ત કરે છે (બચાવ કરે છે).

૧ જેના ઉપર શ્રીહરિ અનુગ્રહ (કૃપા) કરવા ઇચ્છે છે ત્યારે તેની ધનાદિ સંપત્તિને પ્રભુ ધીરે ધીરે હરી લે છે. વળી પ્રભુ બીજી એવી રીતથી અનુગ્રહ કરે છે કે, તેની જો સગાં સંબંધી ભાઈ ભાંડુ વગેરેમાં આસક્તિ લાગી રહેલી હોય તો તેને સગાં ભાઇ ભાંડુમાં પણ વિરોધ (કલહ) કરાવે છે. વળી આવું કષ્ટ ભોગવતા છતાં તેનું સદ્ય (તરત) મરણ ન કરતાં પ્રભુ તેને તે કષ્ટ સ્થિતિ ચાલુ રાખીને જીવાડે છે કે માયિક આસક્તિનો ત્યાગ કરીને તે પ્રભુનું ભજન સ્મરણાદિ કરે-એવું પ્રભુનું હિતકારિ જીવ માટે હારદ હોય છે.

૨ શ્રીભગવાનના અનુગ્રહનાં લક્ષણસૂચક ચિહ્નો દર્શાવે છે કે, કાં તો તેને દેશ પરદેશમાં ભટકાવે (દેશ ત્યાગ કરાવે) અથવા તેનું કલેવર મહાન દુસ્તર વ્યાધિથી પીડિત રાખે અગર ભાઇ વગેરે સગાં સંબંધીમાં પરસ્પર કલહ કુસંપને વૈરના બીજ રોપાય, ધનમાં આસક્તિ હોય તો તેનું ધન ખોવડાવે છે. જગતમાં માન પ્રતિષ્ઠા કીર્તિ યશનો લોભ હોય તો તેની પ્રતિષ્ઠાનો ભંગ કરી અપમાન કરાવે છે. આ પ્રમાણે શ્રીભગવાનની કૃપાનાં લક્ષણો હોય છે.

## દોહા.

કનક મુકત ચંદનાદિ ધનિકોં વૈ ઘર માંહિ,
તસ છેદ ઘરષણ બિનાં, અંગ સંગ તોં નાંહિ. ૧૧૦
જાતે અઘ દુઃખ જ્ઞાન તહુ ફિર ફિર કયો કૃતિ વેહિ,
અશકય બનિ કરતા ન તૂં. હરિ ઇચ્છા હેં એહિ. ૧૧૧

---

૧૧૦ (૧) કનક (સોનું) (૨) મુક્તા (મોતી) (૩) કાષ્ઠ સુખડ કેસર ચંદનાદિ તેના ધણીના અંગનો સંગ તે પદાર્થને થઇ શકતો નથી. એટલા પદાર્થો કોઇ માલીકના ઘરમાં હોય પણ તેને છેદ (છિદ્ર) પાડયા વગર કે ઘરષણ (ઘસ્યા) વિના, સુવર્ણ તાપે તપાય, હેરણ ઉપર હથોડાના અનેક ઘા સહન કરે, જતેડામાં ઘાલે તેણે કરીને ખેંચાય, સોનું છેક નરમ કરી તેનાં અંગ વાંકાં ચુકાં મરડીને ચીમરામાં ઘાલી ચુંટીઓ ખણવા જેવું કષ્ટ સહન કરે ત્યારે તે ભૂષણરૂપ આભૂષણ થએથી તેને તેનો ધણી પોતાના અંગ ઉપર ધારણ કરે છે- (૨) મોતી થતા પહેલાં સ્વાતિ નક્ષત્રનું બુંદ છીપાણો ઝીલી તે છીપાણમાં રહેનારો જીવડો તેને પોતાના ઉદરમાં ધારણ કરી રાખી મ્હોઢું બંધ કરી સમુદ્રના અપાર જળમાં ભોંય તળીયે બેશી રહે ને તે પરિપકવ પૂરેપૂરૂં મોતી પાકીને સિદ્ધ થાય, તેને સમુદ્રમાંથી બહાર કાઢીને પછી તે સાચું હોવાની ખાત્રી કરે. પછી તેનું અંગ સાહર પાડીને છેદે ત્યારે તે પણ સહન કરે ત્યારે તે "મુક્ત" (મુક્તા=મોતી) થઇ આભૂષણરૂપ થાય છે જો એટલાં કષ્ટો સહન ન કરે તો તે આભરણરૂપ ન થાય, ને ધણીના અંગનો સંગ કરવાને લાયક (પાત્ર) ન થાય.

અભલ કાહુકોં હરિ ન કરિ-તૂં તોં ધરકોં દાસ,
દીખત અભલ હિતુ ગૂઢ પ્રભુ તૂં ધરિ દૃઢ વિશ્વાસ. ૧૧૨

ઇક દુ બેર કછુ ડરિ બચ્યોં, પૈ કિત સદા બચાવ,
પ્રકૃતિ પલટની હાથ હરિ, તેરોં કછુ હુ ન દાવ. ૧૧૩

---

નથી પણ ઇશ્વિરઇચ્છારૂપની જાણવી. પ્રભુ સમગ્ર વિશ્વ માત્રના હિતકારી છે તે કોઇનું પણ કદીએ (અહિત) સર્વથા કરતાજ નથી. ત્યારે તું તો તે શ્રીહરિનો દાસ થયો છે માટે ત્હારૂં તો અહિત પ્રભુ નહીંજ કરે.

૧૧૨ જેમાં આપણી ઓછી બુદ્ધિને લીધે ઉપર ઉપરના વિચારે કરીને એવું લાગે કે, આ થાય છે તેમાં અહિત દેખાય છે કે અહિત થશે એવું ભાસે છે. પરંતુ તે અહિતરૂપ દેખાતા પદાર્થમાં પણ પ્રભુએ પરમ હિતકારી-પણું ધારેલું હોય છે. પરંતુ તે ગૂઢ (છાનું=તરત ઉઘાડું પ્રત્યક્ષ ન ભાસે તેવું) હોય છે. એમ તું દૃઢ વિશ્વાસે કરીને મનથી માનજે ને પ્રભુનો નિશ્ચય વિશ્વાસ ધારણ કરજે. આવા પ્રસંગે કોઇ કદાચ એમ કહેશે કે, જ્યારે પ્રભુએ આપણને હિતઅહિતરૂપ ભલું બુંડું સમજવાની બુદ્ધિનું દાન કરેલું છે તેથી જેમાં ઉપરથી ઉઘાડું અહિતરૂપ નઠારૂં ફળ આપણને લાગતું (જણાતું હોય) છતાં તેને ટાળવારૂપના ઉપાય (પ્રયત્ન) જો કરીયે તો અથવા તે ઉલટું જણાતું હોય તેવું જો ન કરીયે તો કેવું સારૂં? કારણ કે તે ટાળવાનો બચાવરૂપ ઉપાય કરવાથી અહિત ન થાય એવું પણ બને છે. આવી શંકા ઉઠે તેના સમાધાન સારૂ આગળ ખુલાસારૂપે જવાબ પણ લખે છે કે, કાકતાલીયન્યાયનું દૃષ્ટાંત પ્રથમ આપ્યું છે.

૧૧૩ તે પ્રમાણે એકાદ બે વાર કદિ તું તેથી ડરીને બચાવવાના પ્રયત્ન કર્યાથી બચ્યો હોઇશ. પરંતુ તેવું સદાકાળ તાહારાથી કેમ બચાવી શકાતું નથી? ઘણી વખતે ઉપાય કર્યા છતાં પણ ભાવી પદાર્થ નીકળ્યાના પ્રસંગો પણ ચાલે છે. માટે એ ઠેકાણે પ્રભુનું કર્યું જ થાય છે એમ નિશ્ચય કરી પ્રભુનો દૃઢ વિશ્વાસ રાખવો. જેની જે પ્રકૃતિ (સ્વભાવ) પડેલી હોય તે કદિ બદલાતી નથી. પ્રકૃતિ પલટવી એતો શ્રીહરિના હાથમાં છે. એમાં ત્હારી (જીવનો) કંઇ પણ દાવ (યુક્તિ કે પ્રપંચ) ન ચાલે. કહેવત પ્રસિદ્ધ છે કે "પ્રાણને પ્રકૃતિ જોડે જાય છે" જેહનો જે જાતિસ્વભાવ પડેલો હોય છે તે તેનાથી પોતાની મેળે બદલી શકાતો નથી.

જય સંભારં ચાલે જોર કા સુભાવે તુરી મ્હાં જોર
સોહિ બચે છક કર ગ્રહી, રાખે નંદકિશોર. ૧૧૪
દુસ્તર દુઃખ જાતે ભુગ્યોં ફિર ન કરે વે કામ,
હે યોં તહુ બનિ પરાધીન તબ ઇચ્છા ઘનશ્યામ. ૧૧૪

૧૧૪ યદ્યપિ દરેક જીવ પોતાને મળેલી બુદ્ધિ અનુસાર વિચાર કરીને સંભાળીને ચાલે છે અથવા ચાલવા માટે પ્રયત્નરૂપ ઉપાય પણ કરે છે તથાપિ તેમાં જીવનું કાંઈ જોર કે ડહાપણ ચાલતું નથી. પોતાથી ઘટતો પ્રયત્ન અને તદબીરો કર્યા છતાં પણ ઇશ્વરઇચ્છારૂપ ભાવી પદાર્થમાં ફેરફાર થઈ શકતો નથી. તેજ પ્રમાણે જેની જે પ્રકૃતિ પડી તે તેનાથી બદલી શકાતી નથી. ને ક્ષમાસત્ત્વાદિગુણ રાખવાને સંભારી ચાલતા છતાં પણ તે સ્વભાવ કોઇ વખતે પોતાના હાથમાં (કાબુમાં) ન રહેતાં પોતે સંભાળી રાખ્યા છતાં પણ ઉલટો સ્વભાવ ક્રોધાદિ તાડનાદિ કરવાની વૃત્તિ થઇ જાય છે. એ પ્રકૃતિ (સ્વભાવ) નો વેગ તુરી (અશ્વ=ઘોડા) જેવો પ્રબળ હોય છે જેવી રીતે ઘોડાને તેના મોઢામાં લગામ ઘાલી તે લગામની રશી (દોરી) તે ઘોડા ઉપર સ્વારી કરનાર પોતાના હાથમાં રાખે છે તે સ્વાર જે પ્રમાણે જે તરફ ગતિ કરવાનું ધારે છે તે તરફ લગામની દોરી રાખી તે ઘોડાને પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવે છે તેમ સર્વ જીવ માત્રની દોરી સર્વેશ્વર પ્રભુના હાથમાં (કાબુમાં) રહે છે તે જ પ્રમાણે ચલાવે છે તેમ ચાલે છે માટે જો તે ઘોડો આડે માર્ગે કોતર (ખાઇ)માં કે પાણીમાં કે આડે માર્ગે જતો હોય તો તેને સ્વારી કરનારો લગામની દોરીથી અટકાવી રાખે છે તેમ જેને તે નંદકુમાર શ્રીકૃષ્ણ પોતાની પ્રકૃતિથી બચાવવા ધારે છે તેજ એ પોતાની જાતિની પ્રકૃતિ (સ્વભાવ) થી બદલાઇ બચી શકે છે. ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માએ અર્જુનને કહ્યું છે કેઃ—

મ્હારી દૈવી માયા (પ્રકૃતિ) ત્રણ પ્રકારના ગુણવાળી દુર્જય છે તે પોતાની મેળે કોઇથી જીતી શકાય તેવી નથી. જે કોઇ મ્હારે શરણે આવે છે તે જ એ પ્રકૃતિથી તરે છે (બચે છે)

૧૧૪ દુસ્તર (સહન ન થઇ શકે એવું અપાર) દુઃખ જે કારણથી જેણે ભોગવ્યુ છે તેવું કાર્ય (કૃતિ) તે ફરી ન કરી એમ જાણે છે છતાં પણ તે તેવું કામ ફરીથી કરે છે. એ પ્રમાણે છે તો પણ તે જ્યારે પરવશ થાય ત્યારે તે જાણતા છતાં પણ પરાધીન થઇને કરવા પ્રવર્તે છે. ત્યારે જાણવું કે એ પ્રમાણે શ્રીભગવાનની ઇચ્છારૂપ ભાવિ (પ્રારબ્ધ) છે માટે તેમ બને છે.

## કબિત.

સત્રાજિત દુર્યોધન ચૈદ્યકે કુબેન સહે,
સમય જાની કૃષ્ણ બિભુ સદા શુચિ ગાત્ર હે;
શ્રીરઘૂપતિ કો કહી સહી ધોબી દુષ્ટ બાની,
રાવન સીતાકું કહી જગતકી જો માત્ર હે;
શંભુ કૂ કટુ બચન દક્ષ પ્રજાપતિ કહે,
તર સહે કો મંડલીક નમન કે જો પાત્ર હે;
પંચાલી ધ્રુવ પ્રલ્હાદાદિક બડ ભક્તરાજ,
દુરબચન્ન સોખે દયા તૂ તો કોન માત્ર હે ? ૨૪

---

૨૪ જુઓ શ્રીકૃષ્ણ ભગવાનને કુવેણ (અસભ્ય શબ્દોના કટુ વચન) ૧ સત્રાજીત યાદવે, ૨ દુર્યોધને, ૩ ચૈદ્યે (શિશુપાળે) કહ્યાં હતાં, પ્રભુ તેને શિક્ષા કરવાને સંપૂર્ણ સ્વતંત્ર સત્તાધીશ અગાધ પરાક્રમી હતા છતાં તે સહન કરી રહ્યા હતા. પ્રભુ નિર્દોષવંત હતા (સદા, શુચિ=પવિત્ર હતા) છતાં તેઓએ કહેલાં અસહ્યવચનોને પણ તેમનું અનિષ્ટ કરવાનો સમય ને વખતે આવેલો ન હોવાથી તે વખતે સહન કરી રહ્યા હતા.

વળી ભગવદવતાર શ્રીરામચંદ્રજીને કટુ વચન ધોબીએ પોતાની સ્ત્રી ઉપર ક્રોધના પ્રસંગે દષ્ટાંતરૂપે શ્રીસીતા મહારાણી (કે જે જગતજનની) તે રાવણના ત્યાં રહ્યાં હતાં છતાં શ્રીરામચંદ્રજીએ તેમને ઘરમાં રાખ્યાનો દોષ કથન કર્યો આ દોષ ખોટો કલ્પ્યો હતો છતાં તે વચનને તે શ્રીરામ-ચંદ્રજીએ સહન કર્યા હતા.

વળી શંભુને (શ્રીમહાદેવજીને) એ જ પ્રમાણે કડવાં વેણ તેમના સાસરા દક્ષ પ્રજાપતિએ કહ્યાં હતાં.

વળી ભગવદ્ભક્ત કાઠીયાવાડ પ્રાંતના જુનાગઢ ગામના રહીશ નરસિંહ મેહેતા બ્રાહ્મણ વૈષ્ણવને, કે જે ક્ષત્રિયાદિ સર્વ વર્ણને નમન કરવા યોગ્ય છતાં તે ગામના મંડલીક રાજાએ કેટલાંક દુર્વચનો કહ્યાં હતાં.

પાંચાલી (દ્રોપદીજી મહાન્ સતીઓમાં શિરોમણિ ભૂષણરૂપનાં) તેમને ભર સભામાં અનેક દુર્વચન દુઃશાસનાદિ કૌરવોએ કહ્યાં હતાં.

એ જ પ્રમાણે ધ્રુવજીને પણ કડવાં અસહ્ય વેણ મેણાં મારવારૂપ તેમની ઓરમાન (સાવકી) માતૃશ્રીએ કહ્યાં હતાં.

## કબિત.

અવાતેઁ ઉબારે માંજાર બાલ સુમરન તેં,
ભારત ખગ છોંનાં રાખે કો કરી ઘંટ ઢાંપિ;
જાલ જવાલા શ્વાંન વ્યાધ ઘેરી માધો મૃગી રાખી,
શિશુ સહ કપોત રાખે નાશ તીન અરિકો;
પાંડવ સુધન્વા ગજ રાજાદિક કષ્ટ કાટયોં,
સ્મૃતિ માત્ર દોરે નહિ બિલંબ પાવ ધરીકોં;
આપત્તિ અતિ કણૂ ડરપેં મત દયારામ,
સબ સંકટ ભય હારી સુઝન શ્રીહરિકોં. ૨૫

---

વળી પ્રલ્હાદજીને તેમના પિતા હિરણ્યકશિપુએ તથા વિદ્યાગુરુ પુરોહિત ચંડામર્કે પણ કહ્યાં હતાં.

ઉપરનાં દૃષ્ટાંતો મોટા સમર્થ ભગવદ્‌ભકતો, અને વળી પૂર્ણ બ્રહ્મ સચ્ચિદાનંદસ્વરૂપ ભગવદવતારોનાં છે, તેમને પણ અસત્પુરુષોએ નિર્દોષ સમર્થ પુરુષો ઉપર પણ દોષ (કલંક) મુકી અસહ્ય કટુ વેણ કહ્યાં હતાં તો પણ તેમણે તે સહન કર્યાં હતાં, ત્યારે તેમની આગળ (તેમની સામ્યતા આગળ) તું દયારામ જીવ તો ત્યાં કોણ માત્ર છે? માટે ત્હારે પણ જગતમાં તાહારા ઉપર લોકો જે મિથ્યા દોષારોપ મુકે તો તેને ત્હારે પણ સહન જ કરવાં જોઇએ, ભગવદવતારોએ અને મહાનુભાવી ભગવદ્‌ભકતોએ પણ તે સહન કરેલાં છે તેના દાખલા જોઇને સહન કરવાં એ જ ઉચિત છે

૨૫ અવાતેં એટલે નીમા=મૃત્તિકાનાં વાસણ પકવવા સળગાવેલી ભઠ્ઠીથી, (કુંભાર લોકો મૃત્તિકાનાં પાત્ર પકવવાને સારૂ નીમા સળગાવે છે તેથી) ઉબારે. (ઉગારે) માંજર (બલાડી) તેનાં બાળ. (બચ્ચાં). શા માટે ઉગાર્યાં કે તે બીલાડીએ ભગવાનનું આર્ત્ત નાદે પોકારથી પ્રભુનું સ્મરણ કર્યું હતું તેથી. કથાભાગ એવો છે કે, એક બિલાડી કુંભારના ઘરમાં રહેતી હતી એણે પોતાનાં તરત પ્રસવેલાં બચ્ચાંને, કુંભારે કાદવથી તૈયાર કરવા માંડેલાં કાચાં પાત્રો ખાલી (ઠાલાં) હતાં તેમાં મૂકેલાં હતાં, તેની ખબર તે કુંભારને ન હતી તેથી તે કુંભારે અણજાણે પેલાં મૃત્તિકાનાં પાત્ર નીમા (ભઠ્ઠી) માં તે પાત્રો પાકે તે સારૂં મૂકયાં અને તે ભઠ્ઠીને (નીગાને) ચારે બાજુએ

અગ્નિ સળગાવ્યો, તે અગ્નિવાળી ભઠ્ઠીમાં પેલાં તુરતનાં પ્રસવેલાં બાળકો પણ પેલા પાત્રના સંગે કરીને ભઠ્ઠામાં મુકાયાં છે ત્યાર પછી પેલાં બચ્ચાંની માતા (બીલાડી) આવીને પોતાનાં બચ્ચાં જે પાત્રમાં જે સ્થળે મુકયાં હતાં ત્યાં તેને સોધવા (ખોળવા) લાગી. પણ તે પાત્ર કે પોતાનાં બચ્ચાં કોઈ પણ ન જડયાં જે પછી તેણે મનથી જાણ્યું કે આ મૃતિકાનાં પાત્રો, કુંભારે આ ભઠ્ઠીમાં મુકયાં છે. તેમાં તે પોતાનાં બચ્ચાંવાળું પાત્ર પણ એ નીમામાં મુકાયું છે તેથી હવે એ બાળકોને ઉગારવાનો હું શો ઉપાય કરૂં ? પછી તેણે પોતાની વાણીથી પુષ્કળ મ્હોર બકોર કરવા માંડયો, ને આંખમાંથી અશ્રુ પાડી રડવા લાગી. વિચારવા લાગી કે હે પ્રભુ, જો આ ભઠ્ઠી સળગી ઉઠશે તો મ્હારાં બચ્ચાં પણ બળી જશે માટે હે પ્રભુ, તમે હવે એ બચ્ચાનું રક્ષણ કરજો. ઇશ્વરઇચ્છાએ તે કુંભારે .પેલી ભઠ્ઠી (નીમા) સળગાવવાને આઠે દિશા તરફ અગ્નિ મુકીને તે સળગાવવાનો ઉપાય પુષ્કળ સાલિત્ય અગ્નિ સંદીપન થવાને કર્યો. પણ પ્રભુઇચ્છાએ જે તરફ પેલાં બચ્ચાંવાળુ પાત્ર હતું તે તરફ લેશ માત્ર પણ ઉંની આંચ સરખી પણ ન લાગી ને અગ્નિ થવામાં સહાયક જે પવન તે એ દિશા તરફ તદન બંધ થઇ ગયો. બાકીની સર્વ દિશા તરફ પુષ્કળ અગ્નિથી તે ભાડ પાકયાં પણ (બીલાડી) નાં બચ્ચાં હતાં તે તરફ જુએ તો તે નિમા કાચી રહી. પછી પેલા કુંભારને ભાન આવ્યું કે એક કાચા માટલામાં બીલાડીનાં બચ્ચાં નાહાનાં વાચેલાં હતાં તેને માટે આ બીલાડી, નીમાની. આજુબાજુ શોધ કરી પોતાના ન્હોર (નખ), મારીને ખોળે છે એમ જાણી સર્વ પાત્રોને બહાર કાઢયાં તો તેમાં પેલાં બચ્ચાં જેવાં ને તેવાં પ્રભુએ જીવતાં રાખી ઉગારેલાં જણાયાં હતાં. બચ્ચાંને તેની મા સાથે મિલાપ પ્રભુએ કરાવી તેને બચાવ્યાં હતાં.

કુરૂક્ષેત્ર સ્થાનમાં જવાના માર્ગમાં એક ખગે (પક્ષીએ) પોતાનાં ઇંડાં મૂકયાં હતાં, તે માર્ગે અગણિત સૈન્ય સમીપ આવેલું જોઇને તે પક્ષીએ વિચાર કર્યો કે મહાભારત યુદ્ધ સારૂ આટલું બધું સૈન્ય મેં મુકેલાં ઇંડાં તરફ જાય છે જેથી તે ઇંડાંવાળાં બચ્ચાં ચગદાઇને મરી જશે તેથી તે ખગે તેનું રક્ષણ કરવાને માટે શ્રીભગવાનનું આર્ત્તનાદથી સ્મરણ કર્યું જેથી તે સૈન્યમાં ૧ હસ્તીને બાંધેલો ઘંટ ચાલતાં ચાલતાં તે ખગનાં ઇંડાં તરફ આવ્યો ત્યાં તે ઘંટ નીચે તૂટી પડયો ને તેમાં પેલાં ઇંડાંને પ્રભુએ બચાવ્યાં.

વળી એક હરણી હતી તેને ચારે પાસે ૪ પ્રકારના શત્રુ ઉભા હતા. (૧) એક દિશા તરફ શિકારી કુતરાને મુકેલો તે તેને મારવા તાકી રહ્યો હતો. (૨) બીજી તરફ પારધિ જાતે બાણુ તાકીને મારવા ઉભો રહ્યો હતો. (૩) ત્રીજી તરફ તે પારધિએ દવ બાળવા સારૂ દવ સળગાવીને લગાડયો હતો. (૪) ચોથી દિશા તરફ જાળ પાથરીને તેમાં ફાંદો તેને ઘેરવા કર્યો હતો. આવી રીતે હરણીનો શિકાર કરવા માટે પારધિએ યુક્તિ કરી હતી. આવી રીતે ચારે પાળે તે હરણીને નાસવાનો એકે ઉપાય (માર્ગ) ન રહ્યો જેથી તે હરણીએ ગભરાઈ નિરાશ થઇને પ્રભુનું સ્મરણ આવો વિપત્તિ કાળ જાણીને પોતાનું રક્ષણ કરવા પ્રભુ સહાય થાય એવી લાગણીથી કર્યું ત્યારે પ્રભુએ તેને બચાવવા માટે એક અદ્દભુત પ્રકારની યોજના કરી તે નીચે પ્રમાણે—(૧) ઇશ્વરઇચ્છાથી વર્ષા ઋતુ નહીં છતાં અકાળે વરસાદ આવવા સારૂ પુષ્કળ વાયુ (પવન) સુસુવાટ કરતો છુટયો. તેણે કરીને પારધિએ ધારણ કરેલી પ્રતંચા ધનુષ્યની દોરી તે કામઠી સહ હાથમાં સ્વાધીન ન રહ્યાથી તુટી ગઈ પેલું બાણ ચઢાવેલું તે તેના હાથમાંથી છુટી ગયું અને તે બાણ પેલા શિકારી કુતરાને વાગ્યું, તેણે પ્રાણાંત દુઃખ તે પારધિએ આપ્યાનું જાણીને તે કુતરાએ તેને કરડી ફાડી ખાધો. વરસાદ પુષ્કળ થવાથી પેલો અગ્નિ પણ ઓલવાઇ ગયો. આ પ્રમાણે શ્રીમાધવ ભગવાને તે હરણીને સર્વ દિશા તરફ માર્ગો ખુલા કર્યા અને તે નાશી ગઈ. અને અહિત કરવા ઇચ્છતા હતા તે જ મરણ પામ્યા.

પોતાના માળામાં પોતાનાં બચ્ચાં સહિત બેઠાં હતાં તે કપોતપક્ષીને મારવાને માટે તેની પુઠળ ૩ ત્રણ દુશ્મનો હતા. તેથી તે કપોત પક્ષીએ તે ભયમાંથી મુક્ત થવાને પ્રભુનું સ્મરણ કર્યું હતું.

(૧) તે કપોતપક્ષીનો શિકાર કરવા માટે ઉપર બાજપક્ષી ભ્રમતો હતો, (આકાશમાં બાજપક્ષી ઉડતો તાકતો હતો)

(૨) અને નીચેથી પારધિ બાણુ મારવાને તાકી રહ્યો હતો. તે બાણુની પ્રતંચા ચઢાવીને તૈયાર થઇ ઉભો હતો.

(૩) અને વચમાં (મધ્ય ભાગે વૃક્ષના પોલાણમાં) અજગર જેહવે સાપ મ્હોટો હતો તે તેનું ભક્ષણ કરવાને તલપી (તાકી) રહ્યો હતો.

પારધિએ તેને મારવાને બાણુ મુકવા જતાં ઇશ્વરઇચ્છાએ પુષ્કળ પવનને લીધે તથા ઉદરે પ્રતંચાની દોરી કરડેલી હોવાથી ધારેલ

॥ उक्तं च ॥ ( श्रीमद्भागवते )

आपन्नः संसृतौ घोरे यन्नाम विवशो गृणन् ॥
ततः सद्यो विमुच्येत यद्बिभेति स्वयं भयं ॥ १ ॥

॥ उक्तं च ॥

पथि च्युतं तिष्ठति दिष्टरक्षितं,
गृहे स्थितं तद्विहितं विनश्यति ॥
जीवत्यनाथोपिनः रक्षितो वने
गृहे सुगुप्तोपि हतो न जीवति ॥ २ ॥

महारामायणे विभीषणशरणप्रसंगे श्रीरामचंद्रवचनम्

सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते ॥
अभयं सर्वभूतेभ्यो ददाम्येतद्व्रतं मम ॥ ३ ॥

---

નિશાન તરફ તે ન જતા પેલા ઉંચે ઉડતા બાજપક્ષીને તે તીર જઈને વાગવાથી તે મરણ પામી નીચે પડ્યો. કપોતપક્ષી પણ ગભરાટ સ્થિતિથી નીચે વેગળુ પડ્યું તેને તક્ષપ મારીને પકડવાને સારૂ નાગ પણ નીચે પડ્યો. પેલું બાણ નીચે ભોંય ઉપર પડતાં નાગના મર્મ સ્થાન તરફ ભોંકાવાથી તે નાગે પેલા પારધિને દંશ કર્યો તેથી તેના પ્રાણ નીકળી ગયા, અને એ પ્રમાણે ત્રણે મારવાને તત્પર રહેલાનો નાશ થયો અને કપોતપક્ષીને તેનાં બચ્ચાં સહિત પ્રભુએ ઉગારી લીધો.

વળી ભગવદ્ભકતો પાંડવો, અને સુધન્વા, તથા હાથીનાં રાજારૂપ ગજેંદ્ર (હસ્તી) ઇત્યાદિકનું પણ પ્રભુએ સંકટ કાપ્યું છે, વળી તે, કષ્ટ તેમણે પ્રભુને સંભારતાં માત્રમાં જ અતિશય ઉતાવળથી પ્રભુએ દોડીને તાત્કાલિક દૂર કર્યું છે. ને તેમાં ૦। પાઘડી જેટલો પણ વિલંબ કરેલો નથી. માટે અતિશય આપત્તિરૂપ સંકષ્ટ પ્રાપ્ત થાય તો પણ તેથી ન ડરતાં હે દયારામ તું તે સર્વ પ્રકારનાં કષ્ટો અને ભય માત્રને દૂર કરનારા શ્રીહરિનું સ્મરણ કર.

શ્રીમદ્ભાગવતમાં વચન છે કે, સર્વ પ્રકારની આપદા અને જન્મ મરણની સંસૃતિરૂપ ઘોર દુઃખાપત્તિમાં આવી પડયા હોય, કે પરવશપણાને પ્રાપ્ત થયા હોય કે મહાભયાતુરપણામાં હોય એવાં તમામ સંકટોને મુક્ત કરનારું શ્રીભગવાનનું નામ છે માટે તેનું જે કોઇ સ્મરણ કરે તો તે તમામ ભય અને કષ્ટમાંથી તો મુક્ત થાય જ. પરંતુ તે ભયને આપનારો એવો જે ભય તે ભય પણ તે પ્રભુથી ભય પામે છે.

માર્ગે ચાલતાં ચ્યુત (ચલાયમાન) થતો હોય, ઉભા રહેલો છતાં

## દોહા.

પુત્રશોક દુઃખ ટરે સુનિ ચિત્રકેતુ ઇતિહાસ,
સુનિ સુત મૃતક બુલાઇ કે હર્યો મોહ ભવ ત્રાસ. ૧૧૫
પરતિય મોહ મિટે સુનત પુરૂરવા વ્રત્તાંત,
માનિ જાય દુઃખ દોષ નિધિ પરકિય હુય મન શાંત. ૧૧૬

---

શિથિલ થાય, ઘરમાં બેસી રહ્યા હોય છતાં ત્યાં પણ કાંઇ વિઘ્ન ઉપદ્રવરૂપ હોય, વિહિત નિષિદ્ધ ન હોય, એવી અનુકૂળ પ્રાપ્ત થયલી ચીજનો વિનાશ થતો હોય, જીવતા છતાં અનાથ જેવી સ્થિતિમાં હોય. વનમાં (અરણ્યમાં) રહેતો હોય, એવો અસંગ રહેનારો છતાં તે ગૃહાશ્રમી પાપ કાળરૂપી મૃત્યુના ભયથી ગુપ્ત (છાનો) રહેતા છતાં પણ તે ન જીવે (ન બચે), આ પ્રમાણે ઇષ્ટ (ઇશ્વર) નિમિત્ત પ્રારબ્ધરૂપ ભગવતઇચ્છાનુસાર ભાવી પદાર્થ તે જે કાળે થાય છે એ સર્વ પ્રકારના ભય તથા દુઃખ મટવા માટે. મહારામાયણે વિભીષણ જ્યારે શ્રીરામચંદ્રજી ભગવદવતારને શરણે ગયલા ત્યારે શ્રીરામચંદ્રજીએ પોતાની દૃઢ પ્રતિજ્ઞા (ટેક) રૂપનું બરદ બળનું વચન કહેલું તે આ સ્થળે દર્શાવ્યું છે કે, જે કોઇ જન નિશ્ચે કરીને શ્રીભગવાનને અનન્ય શરણે જઇને એટલું જ પ્રભુને કહે કે, હે નાથ હુ તમારો છું તમારે શરણે આવ્યો છું માહારે આપના સિવાય બીજું કોઇ સહાયક નથી. તો એટલા ઉપરથી જ તે શરણાંગત જનને (પ્રભુ) સર્વ પ્રકારના ભયમાંથી મુક્ત કરૂં છું. એવું માહારૂ પણ (ટેક=સત્ય વચન ) છે.

પતિ બિયોગ દમયંતી સહિ નલ દુઃખ પત્નિવિયોગ
લેલી મઝનું આદિ બિન સ્વારથ ભુગયે ભોગ. ૧૧૭
ધન હાનિ દુઃખ તણટરે, સુનિયે કથા કદર્ય.
જ્યામેં અનરથ પંચદશ સમુઝિ ત્રાસ સુખવર્ય. ૧૧૭

---

કરવારૂપનું બીજું દષ્ટાંત ઐલ (પુરૂરવા) રાજાનું એજ શ્રીમદ્ ભાગવતમાં આપેલું છે કે, એ રાજાને ઉર્વશી નામની સ્વર્ગમાંની દેવાંગના (અપ્સરા) ઉપર અતિશય કામાસક્તિ હતી, એ રાજાએ ભોગ ભોગવ્યા છતાં કામાસક્તિ મંદ ન પડી. તેથી ભિક્ષુગીત આદિમાં અનેક ઠેકાણે સ્ત્રીસંગથી વિવિધ પ્રકારની અનેક અસહ્ય વિટંબણા (દુઃખ) ભોગવવું પડે છે અને એમાં દુઃખ અને દોષના ભંડાર છે એવું આ કથાથી સ્પષ્ટ સમજાય છે તથા મોહાસક્તિ ટળી તીવ્ર વૈરાગ્ય ઉદય થાય છે અને પરત્રિયમાં કદિ પણ લંપટ ન થતાં મનની શાંતિ થાય એવું એ ચરિત્ર છે.

૧૧૭ શાસ્ત્ર વિહિત પતિપત્નીનો નિયોગ (દેહસંબંધ) તે પણ જો અતિશય કે મોહાંધપણાથી હોય તો તે પણ દુઃખદાયી છે. જુઓ ધર્મ પરાયણ દંપતી (નળરાજા, અને દમયંતી ઉભયનું જોડું) હતું તેમને પણ પરસ્પર એકમેકને વિયોગ થવાથી અસહ્ય કષ્ટ ભોગવવું પડયું હતું (દમયંતીને પતિ નળરાજાના વિયોગનું, અને નળ રાજા (પતિ) ને પોતાની સ્ત્રી દમયંતીના વિયોગનું દુઃખ ભોગવવું પડયું હતું. વળી "લેલી મઝનુ" ની વાર્તા જગતમાં પાક મોહોબત હતી તો પણ પરકીય ભાવરૂપની મોહાસક્તિ હોવાથી ઉભયને અતિ દુઃખદાયીક થઇ. એ બન્નેનાં નિર્દોષ સ્નેહમાં પણ મરણ થયાં હતાં આ વાત લેલી મઝનુની વાર્તા ફારશી (ઉર્દૂ) કીસ્સાઓમાં જગત પ્રસિદ્ધ છે. વિગેરે આવા પ્રકારના દાખલા પુષ્કળ છે જેમાં કંઇ પણ હિતુ (સ્વાર્થ) વગર પણ દુઃખ ભોગવેલું છે.

૧૧૭ જેને દ્રવ્યનું સંકટ હોય, દ્રવ્ય ગયું હોય, કિંવા મૂળમાં હોય જ નહીં. એટલે દરિદ્રપણાની સ્થિતિ ભોગવતો હોય ને તેથી કરીને તે દુઃખ માનતો હોય તેણે શ્રીમદ્ભાગવતમાં કદર્યજીની કથા છે તે સાંભળવી. તે દ્રવ્યની અભિલાષા (તૃષ્ણા) ન રાખવી. કારણ કે શ્રીમદ્ભાગવતમાં સ્પષ્ટ કહ્યું છે કે, ધનમાં ૧૫ પંદર પ્રકારના અનર્થરૂપ દોષ રહેલા છે એમ સમજવું. જો દ્રવ્યની લાલસાનો ત્યાગ કરે તો તેહેના સર્વ ત્રાસ (દુઃખ) નિવૃત્ત થાય, અને સર્વ પ્રકારનું શ્રેષ્ઠ સુખ મળે.

**શ્રીશંકરષન શિવ સતી બિધિ ગંનપતિ સુરરાય;**
**નારદ સુપર્નાદિકમતિ ભ્રમિકા ઇતર કથાય.** ૧૧૮

૧૧૮ જુઓ મ્હોટા મ્હોટા (સમર્થ પુરુષો) ની મતિ પણ મોહે કરીને ભ્રમિત થઇ ગઇ છે ત્યારે તે આગળ ઇતર શદ્ર જનોની તો વાત જ શી કહેવી? એટલે તે તો મોહેવાય જ એમાં કાંઇ નવાઇ નથી.

(૧) શ્રીશંકરશ્ન (એટલે શેષજી, અથવા બળરામજી, કે લક્ષ્મણજી,) પણ ભગવાનની માયામાં મોહિત થઇ ભુલાવામાં પડયા છે.

(૨) અને શ્રીશિવજી (મહાદેવજી) ભીલડીમાં શ્રીમોહિનીસ્વરૂપમાં ભાન ભૂલ્યા હતા.

(૩) સતી (શ્રીપાર્વતીજી) શ્રીરામચંદ્રજી તે બ્રહ્મસ્વરૂપ છે એમ શ્રીમહાદેવજીએ કહ્યા છતાં ન માનતાં પરીક્ષા લીધી અને મોહ પામ્યાં.

(૪) વિધિ (બ્રહ્માજી) શ્રીકૃષ્ણાવતાર થવામાં અગાઉથી પ્રાર્થના કરવા માટે ગયા હતા, છતાં તેમણે શ્રીકૃષ્ણની ગ્વાલ, ગાય મંડળીની લીલા જોઈ ભ્રમિત થયા હતા.

(૫) ગણપતિ (દેવ અને દાનવોએ મળીને સમુદ્ર મથન કર્યું તેમાં મંદરાચળને બોળી નાખવા માટે તૈયાર થયા.

(૬) સુરરાય (દેવતાઓના રાજા ઇંદ્ર) પોતાનું પૂજન ન થયાથી ખોટું લાગ્યું હતું તેણે વ્રજમાં પોતાનો પ્રતિવર્ષ થતો બલિયજ્ઞ શ્રીકૃષ્ણે બંધ કરાવ્યાથી ગુસ્સે થઇ કોપ કરી અપાર જળની વૃષ્ટિ કરી હતી.

(૭) નૈષ્ઠિક બ્રહ્મચારી દેવર્ષિ નારદજી, છતાં તેમણે સ્ત્રી પરણવાની બ્રહ્મચર્યભંગ થવારૂપ કૃતિ કરવાને તૈયાર થઇ વળખાં માર્યાં હતાં.

(૮) સુપર્નાદિ (ગરૂડજી વિગેરે) શ્રીરામાવતારમાં શ્રીરામચંદ્રજીએ વેદ મંત્રોની મર્યાદા રાખવા સારૂ સર્પાસ્ત્ર મંત્રથી પોતે (સર્પના પાશથી) બંધાયારૂપ લીલા કરી, ને સર્પાસ્ત્રમંત્ર ઉપર ગરુડાસ્ત્ર મંત્રનું બળ ચાલતું હોવાથી પોતાના વાહનરૂપ ગરુડજીને સંભાર્યા (બોલાવ્યા) તેથી ગરુડજીને એમ ભાસ્યું કે, શ્રીરામચંદ્રજી જો શ્રીભગવાન્ હોત તો પોતે પોતાની મેળે મુક્ત સર્પાસ્ત્રથી થાત. પણ પોતાના મેળે બંધન, ન છુટયું: હું આવ્યો ત્યારે જ સર્પ નિવૃત્ત થયા. એમ પોતાની ગુણાભિમાનપણાની અહંકૃતિ કરી ભુલાવામા પડ્યા હતા.

'સબ શુભ ગુનનિધિ શુક મુનિ અબહ્યોઁ છિતિ ન સ્વધાંમ,
ત્યોં ભૃગુપતિ હનુમાંન હૂં ભક્તિ જ્ઞાનકે ધાંમ. ૧૧૯
સાધનબલ નહિ પરમપદ હરિ ઇચ્છા તેં હોય,
ગિદ્ધ ગુંનિકા અંમૃત સહજ ધનીકો ધની ન કોય. ૧૨૦
અંગદ અતિ ટટર્યો તહૂ નિકટ ન રાખ્યોં રામ;
હઠિ કલપેં મત કામના શરન ગહેં ઘનસ્યામ. ૧૨૧

---

૧૧૯ સર્વ સદ્‌ગુણના ભંડારરૂપ શ્રીશુકદેવજીમુનિ, છતાં તે હજુ સુધી પૃથ્વીમાં સ્વધામ (ઇશ્વિરના નિજ ધામ=પરમપદસ્થાન) ને પ્રાપ્ત થયા નથી. વળી એજ પ્રમાણે ભૃગુપતિ એટલે ભગવદાવતાર પરશુરામજી અને હનુમાનજી. જે કે ભક્તિ અને જ્ઞાનના ધામરૂપ હતા છતાં તે પણ પરબ્રહ્મને પ્રાપ્ત ન થતાં ચિરંજીવિરૂપ થઇ ભૂતળમાં જ રહ્યા છે.

૧૨૦. સર્વ દૃષ્ટાંતોનું સારરૂપ સિદ્ધાંત વચન એ છે કે, કોઇ પણ સ્વતંત્ર સાધનરૂપના બળે કરીને પરમપદને પ્રાપ્ત થયું નથી. અર્થાત્ જે કોઇ પામ્યા છે તે સર્વને શ્રીહરિની ઇચ્છાએ જ મુખ્ય કારણ (પ્રભુના અનુગ્રહરૂપનું કૃપારૂપી જ કારણ છે. એ પ્રભુઇચ્છારૂપ અનુગ્રહકૃપાબળે કરીને જુઓ ગિદ્ધપક્ષી અને ગણિકા (પાપણી વેશ્યા) અપાત્ર દોષનિધાન છતાં પરમપદને પામ્યાં છે, સત્યામૃતરૂપ બ્રહ્મપદને પ્રાપ્ત થયાં છે. આ ઉપરથી અનુમાન કરીને વિચાર કરશો તો સહેજ જણાઇ શકે તેવું છે કે, પ્રભુ સર્વના સ્વામી સ્વતંત્ર કર્તુમ્ અકર્તુમ્ અન્યથાકર્તુમ્ સર્વ કરવાને સદા સંપૂર્ણ સ્વતંત્ર સામર્થ્યવંત છે. એ પરાત્પર પરબ્રહ્મ તે જ સર્વના ધણી (સ્વામી) છે અને તેમને માથે અન્ય કોઇ પણ પ્રભુ (ધણી=માલીક) નથી.

૧૨૧ કોઈ કહેશે કે–પ્રભુની સ્તુતિ પ્રાર્થના કરીયે તો તેણે કરીને તે પોતાનું પરમપદ સ્થાન આપશે જ. પરંતુ રામાયણમાં કથા છે કે, વાલીના પુત્ર અંગદે (સુગ્રીવના ભત્રીજાએ) શ્રીરામચંદ્રજી આગળ સદા પ્રભુના ચરણ કમળમાં રાખવાને ઘણા કાલાવાલા કર્યા હતા, છતાં શ્રીરામચંદ્રજીએ તેની ઇચ્છા પ્રમાણે પોતાની નિકટમાં તેને ન રાખ્યો માટે તું હઠાગ્રહ કરીને કાંઇ પણ કામના ન કર. ત્હારી ઇચ્છા (અભિલાપ=મનોરથ) પૂર્ણ કરવી કે કેમ? એ કેવળ શ્રીહરિની ઇચ્છા (મરજી) ઉપર છે. માટે તે શ્રીહરિનું શરણ ધારણ કરજે (એટલે ભગવત્‌નો આશ્રય કરજે.)

ઉદ્ધવ અતિ પ્રિય કૃષ્ણ મન, તહુ ન લે ગયે સાથ,
પ્રભુ ઇચ્છા જો સોઈ ભલ, દોષ રોષ નહિ નાથ. ૧૨૨
અહંકાર અન્યાશ્રય રૂ હરિ ગુરુજન અપરાધ,
અકથ્ય દોષ દુઃખ હરે, હરિશરન પ્રભાવ અગાધ. ૧૨૩
બની અવજ્ઞા શિવ શિવા ચિત્રકેતુ બડ સંત,
તનકહૂ સોચ ન મન ધર્યો મનિ ઇચ્છા ભગવંત. ૧૨૪

---

૧૨૨ વળી શ્રીકૃષ્ણાવતારમાં ઉદ્ધવજી જ્ઞાની ભક્તરાજ શ્રીભગવાનના અંતરંગી સખા હતા. શ્રીકૃષ્ણને તે અતિશય વ્હાલા હતા. તથાપિ તે પ્રભુએ તે પોતાના ભક્તને પોતાની સાથે જ પરમપદ પ્રાપ્ત ન કરાવ્યું તેમને પોતાની જોડે જ લેઇ ન જતાં કંઈક વખત સુધી ભૂતળમાં (ભરતખંડમાં) રાખી તેમને પણ પોતાના અંશાવતારરૂપ બદ્રિકાશ્રમ ધામવાસી શ્રીનરનારાયણ ઋષિનો સમાગમ કરવાની આજ્ઞા કરી પધાર્યા—માટે જે કાળે પ્રભુની જેમ ઇચ્છા હોય તેમાંજ ભલું (હિત) માનવું—પરંતુ તેમાં કદિ પણ પ્રભુનો દોષ આણી પ્રભુ ઉપર રોષ ન કરવો.

૧૨૩ કદાચ કોઇ જીવમાં અહંકારી, કે અન્યાશ્રયી હોય; અથવા શ્રીહરિ, શ્રીસદ્ગુરુ, કે શ્રીહરિજનનો અપરાધી હોય, કે તે કથન પણ ન થઇ શકે (કહી કે ગણી શકાય પણ નહીં એવા) દોષવાળો હોય, ને તેણે કરીને તે દુઃખી હોય તો તે સર્વે દુઃખમાંથી મુક્ત થવાને સારૂ શ્રીહરિને શરણે જવું. શ્રીહરિની દૃઢ અનન્ય શરણાંગતિ રાખવાનું કારણ એવું છે કે, એ ભગવદાશ્રયરૂપ શરણાંગતિ બળનો અપાર પ્રભાવ છે.

૧૨૪ શ્રીભગવાનના મ્હોટા ભક્તરાજ ચિત્રકેતુરાજા હતા કે જેમને કૈલાસ સ્થાન પર્યંત જવા આવવાની ગતિ હતી. એવા મહાનુભવી ભક્તરાજે પોતાનાં અલ્પ જ્ઞાનને લીધે શ્રીમહાદેવજી અને શ્રીપાર્વતીજીની અવજ્ઞા કરી હતી. અજ્ઞ કોટિના શ્રીમહાદેવજી કૈલાસમાં શ્રીપાર્વતીજીને ઉત્સંગમાં લેઇ દિગંબર સ્વરૂપે બિરાજેલા જોઇ સદા શીવ (સદા કલ્યાણ) સ્વરૂપને વિષે દોષ માની શિખામણ દેવા લાગ્યા જે ઉપરથી તે ચિત્રકેતુરાજાને શ્રીપાર્વતીજીએ શ્રાપ (શાપ) દીધો કે તું હમણાં ને હમણાં અસુર થઇને પૃથ્વી ઉપર પડ. એ પ્રમાણે શ્રાપ દીધા છતાં પણ ચિત્રકેતુરાજાએ તેથી લગાર પણ ગભરાવારૂપ શોચ ન કર્યો. ને એ પ્રમાણે થવાનું શ્રીહરિએ ધારેલું હશે એમ મનમાં માન્યું હતું આ કથા શ્રીમદ્ ભાગવતમાં પ્રસિદ્ધ છે.

'પૂછયોં શ્રીગોસ્વામિસોં, પ્રાથપત જોરી હાથ,
કહુ સાહિબ કૈસેં મિલે, બોલે બિઠુલનાથ. ૧૨૫
પ્રભુકો મિલઓં હોંય તોં મિલે સહજ મેં આય,
જિય પ્રભુ મિલઓ અતિ કઠિન જદપિ અનેક ઉપાય. ૧૨૬

સત્ત ગયંદ.

બારકું ઢીલ લગી મહિતા તણ પુત્રિ ઉહાઇ કદા બિપરીતી,
ઠાકુર આયસ ગંજ પાઇ તહુ રાખિ છુરી કહિ જો નહિં છીતી;

---

૧૨૫–૧૨૬ એક સમયે પૃથ્વીપતિ (સાર્વભોમ ચક્રવર્તી બાદશાહે) શ્રીમદ્ગોસ્વામિશ્રીવિઠ્ઠલેશાચાર્યજીને હાથ જોડીને પુછ્યું કે, હે મહારાજ ! સાહેબ (ખુદા) શી રીતે મળે ? ત્યારે પૃથ્વીપતિને શ્રીવિઠ્ઠલનાથજી (ગોસ્વામીજી)એ આજ્ઞા કરી કે—જો તે ખુદા (પ્રભુ) જ આપ પોતાનું બરદ વિચારી કેવળ અનુગ્રહરૂપ કૃપા કરીને જેને દર્શન આપવાની ઇચ્છા કરે તેને જ તે પ્રભુનો મિલાપ દર્શનાદિ થાય. પરંતુ જો જીવ પોતાની મેળે અનેક પ્રકારના ઉપાયરૂપ અગણિત સાધન કરે તો પણ તે મળવા (પ્રાપ્ત થવા) બહુજ કઠણ (દુર્લભ) છે.

૧૪ શ્રીભગવાન કોઇને વશ નથી. (કારણ કે તે સદા સ્વતંત્ર છે) તથાપિ તે ભગવાન ભક્તોને પ્રતીતિ (વિશ્વાસ) આપે છે અને ભક્તને જાણે આધીન હોય તેમ વર્તે છે. તેના દાખલા.

(૧) કાઠિયાવાડ પ્રાંતના જુનાગઢના ભક્તરાજ કવિ શ્રીનૃસિંહ મહેતાને પ્રભુએ ઘણીવાર પોતાની પ્રતીતિ આપી હતી.

(૧) શ્રીમહાદેવજીદ્વારાએ શ્રીવૃંદાવનનો શ્રીકૃષ્ણ પરમાત્માનો રાસ વિલાસ તેનાં દર્શન કરાવ્યાં હતાં; અને પ્રેમ લક્ષણાભક્તિના પ્રભાવે તેનાં અનેકાનેક કાર્ય પ્રભુએ કર્યાં હતાં. જેમકે, (૧) તીર્થ કરનારા યાત્રાળુઓને લખી આપેલી હુંડી શ્રીદ્વારિકાધીશ પ્રભુએ સ્વીકારી તે હુંડીનાં નાણાં આપ્યાં હતાં. અને પ્રભુ શામળશાહ નામ ધરાવી એ નરસિંહ મેહેતા શેઠ, અને પોતે તો તેના ગુમાસ્તા છે એમ તીર્થવાસીજનો પ્રત્યે કહ્યું હતું. એટલે પ્રભુએ ભક્તના ભક્તપણાનું બીરુદ (બદે) ધારણ કર્યું હતું.

(૨) નરસિંહ મેહેતાના પુત્ર શામળના વિવાહ અને લગ્ન કરવામાં સહાય ભૂત (અનુકૂળ) થયા હતા.

(૩) નરસિંહ મેહેતાની પુત્રી કુંવરબાઇના સીમંત પ્રસંગમાં મોસાળું કર્યું હતું.

(૪) નરસિંહ મેહેતાને તેમની વેવાણે મ્હેણું માર્યું હતું ત્યારે પ્રભુએ મેહેતાને સ્નાન કરવા મુકેલું ઉનું.પાણી ઠંડુ શીતળ (સમોવડ) કરવાને માટે વરસાદથી જળની વૃષ્ટિ કરી હતી.

(૫) નરસિંહમેહેતાના પિતાનું પ્રભુએ સ્વહસ્તે શ્રાદ્ધ કર્યું હતું. અને બ્રાહ્મણોને જમાડી-દરેકને સોનાની મ્હોરની દક્ષિણા આપી હતી. ઇત્યાદિ અનેક પ્રસંગે પ્રભુએ પ્રતીતિ ઘણીવાર આપેલી હતી, છતાં જયારે અનેક કર્મઠ અને સંન્યાસી ઇત્યાદિ કે માંડલિક રાજાને એ મેહેતાજીની વિરુદ્ધ તે અસત્ય અને પાખંડી વ્યભિચારી છે ઇત્યાદિ મિથ્યા દોષરૂપ અપવાદો કહી જો તે સાચો હોય તો શ્રીદામોદર ભગવાનને મેહેતાજી પુષ્પની માળ કંઠે ધરાવે અને ભર સભામાં તે માળા મેહેતાજીને પ્રભુ પ્રત્યક્ષ આપે તો તેને સાચા ગણવા અને તેમ ન બને તો મેહેતાજીને ધૂર્ત પાખંડી જાણી સવારે શિરચ્છેદ કરવો એવી હઠાગ્રહપણાની આડચ વચમાં રાખી નરસિંહ મેહેતાને ચારે બાજુ તરફ ઘેરો ઘાલી વચમાં રાખ્યા હતા. મેહેતાજીએ પોતે સાચા હોવાથી તેમ કરવા હિમ્મત ભીડીને કહ્યું કે, પ્રભાતમાં (વ્હાણું વાતાં) મ્હારા પ્રભુ મને પોતાની માળા (પ્રસાદીહાર) જરૂર આપશે જ. એવી ભર સભામાં પ્રતિજ્ઞા કરી. પાછલી રાત્ર વ્યતીત થવા આવી તોપણ પેલી પુષ્પના હારની માળા પ્રભુએ ન આપતાં ભક્તનું વચન સંપૂર્ણ સત્ય કરવાને સારૂ વ્હાણું વાય ત્યાં સુધીની ઢીલ (વિલંબ) કરવા માંડી. જેથી તે દૃઢ પ્રતીતિમાં લગાર ખંડિતપણારૂપ પ્રતીતિ રાખી પોતાની પુત્રી કુંવરબાઇને કહેવા લાગ્યા કે, આપણી સહાય પ્રભુએ ઘણીવાર કરી ખરી, પણ આ હાર આપવામાં ઢીલ (વાર) લગાડે છે તેથી મંડળીક રાજા આ સર્વ સભાની વચમાં મને મારશે. માટે હે બેટા, હવે હું તને આ આપત્તિ સમયે પણ શિખામણ દઉં છું કે, કદાચ મ્હારૂં મૃત્યુ થાય તો પણ તું એ શ્રીકૃષ્ણ પરમાત્માને જ માતા, પિતા, દાદા, મામા, પીયેર, મોસાળાદી સર્વમાં ગણીને તેમનો જ આધાર દૃઢ રાખજે. એ પ્રમાણે સંપૂર્ણ દૃઢ પ્રતીતિમાં જરાક વિશ્વાસ ખંડિત થયો હતો-જો કે પ્રભુએ તો મેહેતાજીના કહેવા પ્રમાણે હાર ભક્તરાજને ભક્તના કહેવા પ્રમાણે વ્હાણું વાતાં જ આપ્યો હતો. પરંતુ મહેતા સરખાની દૃઢ વિશ્વાસની પ્રતીતિમાં રંચક ખામીરૂપ જણાયું. એ આવા શ્રેષ્ઠ ભક્તનાં સંપૂર્ણ લક્ષણમાં વિપરીતતા દેખાડે છે.

ચોં૦ દિનમે મરિ ગાય જિયોગ, ન સધ્ય કહી સુર નામં સુભીત,
કહેંત દયો૦ હરિનાં બસ કાહુ લહી બડ ભક્ત હું ખંડ પ્રતીતિ. ૧૪

---

(૨) દાખલો સપ્તપુરી જેવું મહાન ધામ શ્રીદ્વારિકાંપુરી ત્યાં ઘણા કાળથી શ્રીદ્વારિકાધીશ હતા ત્યાંથી એ પ્રભુ ભક્તરાજ વિજયસિંહ બોડાણાજીને માટે ભક્તની વયોવૃદ્ધતાના કારણે થયલી અશક્તિરૂપી તેના શ્રમને જાણીને પ્રભુએ પોતે પરિશ્રમ લેઇને એ પુરી છોડી બોડાંણાજીને ગામે ડાકોરજીમાં પધાર્યાની વાત જગતપ્રસિદ્ધ છે. પ્રભુ ભક્તને ત્યાંજ બિરાજે છે એ પ્રતીતિ જગતને થવા સારૂ બોડાંણાભક્તનાં ધર્મપત્ની ગંગાબાઇને કહ્યું કે, ત્હારી સવાવાલપુર સોનાનીવાળી (કંટા=નથની) છે તેટલા વજન-પૂર હું થઇશ ને તું ગુગળીઓ આગળ ચોખ્ખું સ્પષ્ટ કહે જે કે, તમે શ્રી દ્વારિકાધીશ પ્રભુની મૂર્તિ આ તોલ બરાબર સોનું તોળીને આપીશ. એ પ્રમાણે કહ્યા છતાં એ ગંગાબાઇને સંપૂર્ણ દૃઢ ભરોંસો શ્રીરણછોડરાય ભગવાનનો ન રહેવાથી કદાચ પ્રભુનાં સ્વરૂપનું વજન વધી પડશે તો હું વધારે સોનું ક્યાંથી લાવી આપીશ ? એવી શંકા રહી ને પ્રભુને વિષે દૃઢ સંપૂર્ણ પ્રતીતિ (વિશ્વાસ) માં લગારેક (જરા) અણપ્રતીતિ આવી, ને તે કારણે જો ઉલટું પરિણામ કદિ આવશે તો હું તરત પેટમાં છરી મારીને આત્મઘાત (પ્રાણહત્યા) મ્હારી કરીશ. એટલા માટે ગંગાબાઇએ ડાકોરમાં શ્રીઠાકોરજીને તોલતી વખતે પોતાના પેટ ઉપર નાભિની નીચેથી ન્હાનો તેજદાર અને અણી પાણીદાર એવી પોતાની જોડે રાખી પેહેરેલા લુગડા નીચે ખોસી રાખી હતી. જો કે પ્રભુએ તો પોતાનું વચન સંપૂર્ણપણે પાળી, ભરસભામાં યશ આપવાને ભક્તરાજ ગંગાબાઇની લાજ રાખી હતી. પરંતુ જીવ સ્વભાવને લીધે હું કદાચ નહીં જીતું તો આ છરીવડે મ્હારા પ્રાણ હું મ્હારી મેળે કાપી નાખીશ એવો અવિશ્વાસ પ્રભુ વચન છતાં પ્રભુ ઉપર આણ્યો હતો.

(૩) નામદેવજી ભક્તરાજનો દાખલો ભક્તમાળ ને ભક્તિવિજયાદિક ભક્ત ચરિત્રોમાં પ્રસિદ્ધ છે. કથા ભાગ એવો છે કે, નામદેવજી શ્રીવિઠ્ઠલનાથજીના ભક્તરાજ હતા, તે દરજીના દિકરા છતાં ભગવદ્ભક્તિમાં અગ્રણી જેવા હતા. તેથી એ ભગવદ્ભજન નિષ્કામ ભાવે કરતા અને પ્રભુએ) તેમને પ્રત્યક્ષ (સાક્ષાત્કાર) દર્શન અને સાક્ષાત્ અનુભવના પરચા ઘણીવાર આપેલા હતા. તેમની ભજન સ્મરણ કીર્તનની ભક્તિનો યશ પુષ્કળ ફેલાયાથી તેમના ઉપર ઇર્ષ્યા રાખનારા ભગવદ્ભક્તિરહિત જડ કર્મવાદી હતા

વચેની કડીઓ પત્ર ફાટી જવાથી ઉતારી શકાઈ નથી.

## દોહા.

સતિ આદર દક્ષ ન કિયો ગુરુકો કીયો શક્ર;
ભગવત ઇચ્છા માનિયે, વાકે દિન અતિવક્ર. ૧૨૯

---

તેમણે આ ભક્તરાજનો અતુલિત યશ પ્રભાવ સહન નહીં થઇ શકવાથી એ ભક્તના ઉપર ગૌહત્યાનો ખોટો દોષારોપ કરવાને માટે 'નામદેવજીભક્તના ખેતરમાં મૃતક ગાયને મૂકી અને એ ગાયની હત્યા નામદેવજીએ કરી છે એવી ખોટી અફવા (વાત) ચલાવી-નામદેવનું માન ખંડન થાય તે માટે ઘણા લોકોને ભેગા કર્યા. ભક્તરાજ નામદેવજી શુદ્ધ નિર્દોષ હતા. તોપણ જગતમાં પ્રસિદ્ધિ સત્યની કરાવવા સારૂ નામદેવજીને મુખે એમ કહેવડાવ્યું કે એ ગાયનો વધ મેં કરેલો નથી. એ વાત જો ખરી હોય તો ૪ ચાર દિવસમાં આ મૃતક ગાય સજીવન થજો એમ કહી પ્રભુનું નામસ્મરણ કરતા હતા. ભક્તદ્વારે બોલાવનાર પ્રભુનાં વચન ૪ દિવસની અંદર એ ભક્તના ખ્યાલમાં (ધ્યાનમાં) ન રહ્યાથી મૃતક ગાય કેમ ઉઠતી નથી? એમ સંદેહ કરી પ્રતીતિમાં જરાક ખાંપણ પણ લાગે તેવી અશ્રદ્ધા રાખી હતી. ભગવતનામ સજીવન કરવાને સમર્થ છતાં સદ્ય થવા ન દીધું જો કે પ્રભુએ તો ભક્તનું વચન પૂરેપૂરૂં સત્ય કર્યું પરંતુ વચમાં જે અવિશ્વાસ લગાર ઉપજ્યો એટલી ભક્તના સંપૂર્ણ લક્ષણમાં ખામી જેવું ગણાયું.

આ સર્વ દાખલાઓ આપીને દયારામભાઈ કહે છે કે, સર્વેશ્વર પ્રભુ સ્વતંત્ર છે. તે કોઇને વશ્ય (આધીન) નથી. મ્હોટા મ્હોટા ભક્તોને પણ ક્વચિત્ ક્વચિત્ પ્રભુને વિષે તેવાને પણ અવિશ્વાસ આવ્યો હતો.

૧૨૭-૧૨૮ આ બે દુહાઓ હસ્તાક્ષરની લિખિત પ્રતમાં ફાટી ગયલાં છે.

૧૨૯ (૧) સતી (શ્રીપાર્વતીજી) નો આદર તેમના પિતા દક્ષ પ્રજાપતિએ ન કર્યો. (૨) શક્ર (ઇંદ્રે) પોતાના ગુરુનું આદર સન્માન ન કર્યું.

આ પ્રમાણે વિપરીત મતિ થવામાં ભગવતઇચ્છા માનવી. જેના દિવસ વાંકા (નબળા) આવ્યા હોય ત્યારે ઉલટ કૃતિ કરવાની મતિ થાય છે, અથવા બીજો અર્થ એમ પણ થઇ શકે છે. કે) પૂર્વ જન્મના કર્મો અનુસાર ઈશ્વરે પોતાની ઇચ્છારૂપ અનિષ્ટ ફળ આપવા ધાર્યું હોય ત્યારે તેની ગતિ ઉલટી થાય છે.

પંખિરાજ શ્રીગરુડજી, લહ્યાં કાગ તેં જ્ઞાન,
સાધેંસુ "ખડ્ઢ" યહુ ખરી ગર્વ ભંગ ભગવાન. ૧૩૦
કુમૃત્યુ સ્વજન બિયોગ દુઃખ, કૃષ્ણ કથા તેં જાય,
ઉથ ધર્મ ઇતિહાસ સુંનિ સુસંગ કરિ હરિ ગાય. ૧૩૧

---

૧૩૦ પંખી (બે પગવાળાં જનાવર પક્ષીઓ) માત્રના રાજા શ્રીગરુડજી શ્રીભગવાન્‌નું વાહન તેને ગર્વ થયો કે, અનંત કોટિ બ્રહ્માંડના નાયક શ્રી ભગવાનનો ભાર હુંજ વહન કરવાને સમર્થ છું. એવો ગર્વ (અભિમાન) થયાથી તથા શ્રીરામાવતારમાં શ્રીરામચંદ્રજી જ્યારે નાગાસ્ત્ર મંત્રનું માન રાખવાને સારૂ નાગ પાશથી બંધાયા હતા ત્યારે નાગાસ્ત્રના પાશથી મુક્ત થવા ગરુડાસ્ત્ર મંત્ર શ્રીરામચંદ્રજીએ ભણી ગરુડજીને બોલાવ્યા ગરુડજી આવતાંજ તમામ નાગો (સર્પો) તરત જતા રહ્યા એ લીલા જોઇને પણ શ્રી ગરુડજીને અભિમાન આવ્યું કે, હું આવ્યો તો નાગાસ્ત્રના પાશથી શ્રીરામચંદ્રજીને મેં છોડવ્યા ત્યારે છુટયા. માટે હું શ્રીરામચંદ્રજી કરતાં પણ શ્રેષ્ઠ છું. આવી વિપરીત બુદ્ધિ થઇ અર્થાત્ મોહે કરીને અજ્ઞાન ભાસ્યું હતું. એવા પક્ષી માત્રના રાજા ગરુડજીને થયલું અભિમાનરૂપિ અજ્ઞાન નિવૃત્ત થવા માટે તે બ્રહ્મનું શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે પોતાની રૈયત (પ્રજા) તુલ્ય કાગાકૃતિવાળા કાક ભુશંડીજી પાસે તે પ્રાપ્ત કરવા સારૂ જવું પડયું હતું ને તેમના જ્ઞાનોપદેશે કરીને પછી પ્રભુનું યથાર્થ જ્ઞાન થયું હતું. ગર્વનો ભંગ કરાવવાને સારૂ શ્રીભગવાને આ પ્રમાણે કર્યું હતું. આવા સાધુભગવદ્‌ભક્ત સદા શ્રીભગવાનની પાસે રહેવાવાળાને પણ અજ્ઞાને કરીને મોહ ગર્વ વધી જાય છે ત્યારે અન્ય સામાન્ય વૈષ્ણવોને થાય એમાં કાંઇ નવાઇ જેવું ન ગણાય. પ્રભુસંબંધી સાધન સાધવાથી ઉંચ પદની પ્રાપ્તિ થાય છે એ વાત ખરી, પણ મ્હોટા થાય છે ત્યારે અભિમાન વધે છે તે કારણે તેવાને ગર્વ હોવો એ ઉચિત નહીં એમ જાણી ભગવાન્ તે ગર્વનો ભંગ કરવા માટે તે જનો ઉપર અનુગ્રહ કરે છે.

૧૩૧ મૃત્યુ (અકાળ મૃત્યુ) દુઃખરૂપી થયું હોય. તો તે ટળવાને માટે, તથા સ્વજન સગાં કુલકુટુંબીવાળાં પોતાનાં સહોદર સંબંધીનો વિયોગ થયો હોય તો તે દુઃખ દુર થઇ તેનો પુનઃ (ફરી) મિલાપ થવાને સારૂ ઉપાય એ છે કે, શ્રીકૃષ્ણ ભગવાનની કથા વાર્તા સાંભળવી. જુઓ સાંદીપનિ ગુરુ

દૂર છેટે ગયો ત્યારે ૧ કુવો ઉડો જેમાં જળ હતું તેવો તે સુથરાની નજરે પડયો. ત્યાં પાણી કાઢવામાં પેલું દોરડું સહાયક ઉપયોગી કામમાં આવ્યાથી તેણે તે દોરડાનો આશ્રય ધારણ કર્યો. ને મનથી માન્યું કે જો આ દોરડું મને જડયું ન હોત તો તૃષાતુરના ભારે કષ્ટમાંથી મ્હારૂં મરણ થઈ જાત. એમ જાણી તે દોરડાની ઉપર તેણે આધાર રાખ્યો પણ દોરડું સરજનાર, અને દોરડું જે જે પદાર્થોથી બને છે તે વસ્તુમાત્રને ઉપજાવનાર, તથા દોરડું મેળવી આપનાર, એવા જે પ્રભુ તેની ઉપર આધાર ન રાખ્યો. તેથી ઈશ્વર ઇચ્છાએ એવો યોગ આવ્યો કે, ખાંધે ભરાવેલું પેલું દોરડું રસ્તે જતાં અજાણે ભૂલથી કોઈ ઠેકાણે પડી ગયું કે કાંતો તે કૂવા ઉપર જ તે ભૂલી ગયો. રોજનો મ્હાવરો દોરડાને સાથે રાખવાનો પ્રથમથી ન હતો જેથી તેને તે દોરડાનું ભાન પણ ન રહ્યું, આ પ્રમાણેની સ્થિતિમાં તે દૂર ચાલ્યો ગયો. ગિરિ પર્વત ગુફા નદી ટેકરા વિગેરે ઉતરીને બીજી મજલે જ્યારે પહોચ્યો ત્યારે તેને તૃષા પુષ્કળ લાગી પણ કૂવો કે વાવ ઇત્યાદિ જળાશય દૃષ્ટિએ ન પડયું જેથી તે કૂવો સોધતો હતો એટલામાં પ્રભુ ઇચ્છાએ એક કૂવો નજરે પડયો ત્યારે તેણે તેમાંથી જળ કાઢવાને માટે પેલું જડેલું દોરડું સંભાર્યું ત્યારે પોતાની પાસે દોરડું છે એમ માની તે દોરડું ખોળવા લાગ્યો તો દોરડું ન મળે. ત્યારે તે બહુ નિરાશ થઈ ગયો. અને તે દોરડું કયાં પડી ગયું કે કાંતો તે કૂવા ઉપરજ ભૂલથી રહી ગયું તેનો વિચાર ઉંડો કરવા લાગ્યો—છેવટે તેને સ્મૃતિ આવી કે, ખરેખર તે દોરડું પેલો અઘોર વનમાં જે કૂવો હતો તેના પરથાર ઉપરજ હું ભૂલી ગયો (વિસરી ગયો), હવે જો તે ઠેકાણે પાછો જાઉં તો તે અતિશય દૂર છે, વળી મને તૃષા પણ પુષ્કળ લાગી છે, બહુ ચાલ્યાના પરિશ્રમને લીધે થાકી પણ ગયો છું. છતાં કદાચ પાછો જવાની હિમ્મત રાખું તો પણ તે કુવો હવે જડશે કે નહીં? એવા બહુ લાંબા વિચારમાં પડી ગયો. તૃષાતુરતાથી જીવ પણ ગભરાવા લાગ્યો. પછી વિચાર કર્યો કે, પ્રભુએ જ મને તે દોરડું મેળવી આપ્યું હતું. ને તે મળતા પહેલાં પણ માહારો નિર્વાહ ચાલતો હતો પણ મેં તે પ્રભુનો આશ્રય છોડી તે દોરડાનો આધાર રાખ્યો તેથી આ વિપત્તિમાં હું આવી પડયો. એમ નિશ્ચય કરી તે દોરડાની કાળજી (ચિંતા) છોડી દેઈ તેણે પોતાના દિલને મનને બોધ કર્યો કે, હે સુથરા, તું પ્રથમ દોરડા રહિત તો હતો ત્યારે પણ ત્હારો કાળક્ષેપ થતો હતો. એમ જાણી તું તે સર્વેશ્વર પ્રભુનો દૃઢ આધાર રાખ. પ્રભુ તને સર્વ કાંઈ આપશેજ. એમ નિશ્ચય કરીને આગળ ચાલવા લાગ્યો. તો તે દેશ તરફ પ્રભુની ઇચ્છાથી પુષ્કળ વરસાદની

મન મરકટકે પગ ચુભ્યોં જદપિ અનાદર ચોભ,
તદપિ મચાવત શઠ હઠી નિપટ કલંદર લોભ. ૧૩૫

હેલી થયલી હોવાથી ત્યાં સર્વત્ર સ્થળે ખાડાઓ, તળાવો, કૂવા, વાવ્યો, હોજ વિગેરે પુષ્કળ પાણીથી ભરપૂર હોવાનું નજરે પડયું. ત્યાં તે વનમાં વૃક્ષો કંદમૂળ ફળફુલ બાગબગીચા પ્રફુલ્લિત જણાયા. અને અનેક પક્ષીઓને કલરવ પણ શ્રવણે પડવા લાગ્યો આવી એકદમ અણચિંતવા આનંદાયક તે સ્થાનની શોભા જોઇ તે બહુ વિસ્મિત થઈ ગયો. ત્યાં તાપ, શ્રમ અને ક્ષુધા તૃષા નિવૃત્ત થવાનાં સર્વ સાહિત્યો હાજર જાણી ત્યાં ખાનપાનાદિ કરી વિશ્રામ લીધો અને તે પછી પ્રભુનો દઢ આશ્રય જ સદા રાખવા નિશ્ચય કર્યો. ને પ્રથમ થયલી દોરડારૂપી ચિંતાનો ત્યાગ કર્યો.

૧૩૫ મનરૂપી મરકટ માંકડા ને મદિરા પાઇ મસ્ત કર્યો હતો વળી પગે વીંછી કરડયો તેની તેને પીડા ચાલુ છે તોપણ મદારીને તે વાતની વીંછીના દંશની બળતરાની કાંઇ ખબર નહીં હોવાથી તે તેને બરોબર નાચનો ખેલ કરાવવા માટે તે હઠાગ્રહ કરે છે કેમકે જો આ વાંનર માંકડું જો બરોબર રમત નહીં કરે તો મને આ તમાસો જોવા એકઠા થયલા લોકો કાંઈ ધનાદિ આપશે નહીં તેથી તે મદારી પેલા માંકડાને વારંવાર શિક્ષારૂપ દંડ દે છે. કે મૂળમાં તો એ માંકડાની જાતિ, વળી તેમાં તેણે મદિરા દારૂ=અથવા તાડી પીધેલી અને તે ઉપરાંત તેને વીંછી કરડયો આ કારણથી તે મદારીએ શિખવેલા ખેલ પ્રમાણે કરવાનું ભાન તે ભૂલે એમાં કાંઇ નવાઇ જેવું ન કહેવાય. તે ગમે તેમ એલ ફેલ કરે જ. કારણ કે તે જાતિકા સ્વભાવથી, અને દુર્વ્યસનથી તથા વીંછીના દંશની વ્યથાથી પોતાનું મન સ્થાપિત કરવાને તે શક્યવંત ન રહે.

સિદ્ધાંત સમજાવવાને માટે ભક્ત કવિ વર્યે મનને માંકડા જેવું કલ્પ્યું છે, કારણ કે મનનો વેગ વાયુ કરતાં પણ વધારે છે અને એક ક્ષણમાં અનેક મનોરથો કરવાવાળું છે તથા મોહમાયા અહંતા મમતા અજ્ઞાનાદિને વશ થાય એ રૂપી મદિરા પીધી છે. મનને આડે માર્ગે જતું રોકવાની સલાહ આપનાર મનના ઉપર સત્તા ભોગવનાર તથા સારા માઠાનો નિશ્ચય કરનાર તેના ઉપર બુદ્ધિ છે તે બુદ્ધિરૂપી મદારી છે તથાપિ તે બુદ્ધિ પણ ઘણે ભાગે પોતાના મતે નિશ્ચય કરેલા સ્વાર્થરૂપ લોભ લાલચમાં ફસાય છે. જેવી રીતે પેલો મદારી પેલા માંકડાને થતી વેદનાને કે તેની વિકલિત સ્થિતિને જાણવાને અંતર્યામી નથી. તેમ આ બુદ્ધિ પણ મનમાં ઉઠેલી વિવિધ તૃષ્ણા-

હરિ રુચિ બિન કછુ હુ ન ભયો રૂચિ વિન કછુ હુ નહોત,
રૂચિ બિન કછુ ન હોય ગો-મૂઢ કાહે કૂં રોત. ૧૪૦
કીયેં હોત સબ કૃષ્ણકો, કછુ કરિ સકે ન કોઇ
તહુ અતિ સુક્ષમ રૂપ જિય તાસું ભ્રમત તોં હોઈ. ૧૪૧
ચુક અરૂ ચિંતાય દુહૂ જીયકો ધર્મ સુ હોઇ,
હરિ મિટાવે તો મિટે, જિયતે મિટે ન કોઇ. ૧૪૨
હરિ બિન મોંસુ બને ન કછુ સબકું ન ઇહ દ્રઢ હોઇ,
તાપ ટારનો હોય હરિ, તબ કરતાં પન ખોઇ. ૧૪૩

---

રૂપિયાની મિલ્કતો પરમાર્થરૂપમાં ખર્ચી નાખી સંગ્રહ રહિત વર્તતા હોય છે તે પણ કોઇ સમયે નજીવી કીમત જેવી કોડીરૂપ ક્ષુદ્ર પદાર્થને મેળવવાને માટે રૂદન કરતા હોય એવો પ્રસંગ પણ આવે છે. માટે વિશ્વમાં કોઇઉદાર કે કોઇક પણ નથી એમ માનવું, જે કાળે જેહેને જેવી મતિ બુદ્ધિ પ્રભુ આપે છે પ્રેરેછે તે કાળે તેહેની તેવી વૃત્તિ થઈ તે પ્રમાણે તે કરે છે. આ ઉપરથી એ સિદ્ધાંત સૂચવે છે કે, સર્વમાં થવામાં, ને ન થવામાં ઉભયમાં પ્રભુજ બુદ્ધના પ્રેરક રહેલા છે.

૧૪૦ શ્રીહરિની રુચિ ઇચ્છા=મરજી વગર કાંઇ પણ થયું નથી. અને તેમની ઇચ્છા વગર કાંઈ પણ થતું નથી. તેમ તેમની મરજી વગર કાંઈ પણ થઇ શકનાર નથી. આ નિશ્ચય છે. માટે હે મૂઢ અજ્ઞાની=મૂર્ખ તું શા માટે રડે છે?

૧૪૧ સર્વ ઠેકાણે શ્રીકૃષ્ણનું કર્યું તે જ થાય છે. કોઇ પણ કાર્ય કાંઇ પણ કરવાને અન્ય કોઈ પણ સમર્થ થઇ શકતા નથી. તોપણ આ વાત બહુ સૂક્ષ્મ સમજણની હોવાથી તેનાં જોઇયે તેવાં સ્પષ્ટ અને સંપૂર્ણ રૂપને જીવ જાણી શકતો નથી. તેટલા માટે જીવની મતિ ભ્રમણ થાય છે.

૧૪૨ ચૂક ભૂલ અને ચિંતા, એ બન્ને જીવન ધર્મ છે માટે જીવના સ્વાભાવિક ધર્મથી તે થાય છે. જ્યારે શ્રીહરિ મટાડે ત્યારે જ તે મટે છે. પણ જીવથી સ્વતંત્રપણે પોતાની મેળે એ મટી શકતા નથી.

૧૪૩ શ્રીહરિની સત્તા ઇચ્છાને પ્રેરણા વગર મ્હારાથી કાંઇ પણ બની શકતું નથી. એ વાત નિશ્ચય છે. તથાપિ સર્વને તેવું સંપૂર્ણ દ્રઢ જ્ઞાન હોતું નથી. અથવા તેવી દ્રઢ મતિ સદા રહેતી નથી. જ્યારે શ્રીહરિને તાપ ચિંતા ટાળવી હોય ત્યારે જીવ પોતાનું કર્તાપણું ખોય છે.

કલહ દુખદ નારદમુનિ દુરવાસન અઘતાપ,
હરિ આયસ કુલ ક્ષય તહૂ, પાર્થ કલેશ રુચિ આપ. ૧૪૪
અચિંત્ય અતરક અટપટી અસંભવ અકલ અનૂપ,
કહ્યુહુ ન કહત બને સમુઝિ હરિ ઇચ્છા ઇહરૂપ. ૧૪૫

**કબિત.**

ચાહેં સોઉ કરેં કૃષ્ણ ઇશ્વિર હેં ઇશ્વિર સાહેં સાચી બાત
પૈંસો સુની પુષ્ટિ દાસકોં ડરતોં નાંહિ હેં.
નિજ દ્વેષી વિમુખકોં ધર્મકોં અધર્મ કરેં,
અધમકોં ધર્મ તાકું પરેપાય છાંહિ હેં.
કરન ઓર પાંડવ એ દોહુકોં દ્રષ્ટાંત દેખોં,
ભક્ત કોં ન નાશ કૃષ્ણ કહ્યોં ગીતા માંહિ હેં.

॥ न मे भक्तः प्रणश्यति ॥

અતિ બડો અપરાધી તોહૂ શ્રીજી છોડેં નાં.

॥ अपि चेत्सुदुराचारो ॥

---

૧૪૪ દેવમુનિ નારદજીનો સ્વભાવ બીજાને દુઃખ આપવારૂપનો કુતુહલ કરી એક એકની માંહે પરસ્પર કલેશ કલહ કંકાસ કરાવવાને તેમાં તેમનું પ્રિયપણું રાજીપણું હોય છે. દુર્વાસા મુનિનો સ્વભાવ સહજ અપરાધ ઉપર અતિશય ક્રોધ કરી શાપાદિક થઈ બીજાને દુઃખ દેઈ તાપ ક્લેશ કરાવવારૂપનો પડેલો છે. એમાં પણ શ્રીહરિની ઇચ્છા હોય છે. જુઓ તે શ્રીકૃષ્ણ ભગવાને પોતાનાજ યાદવકૂળનો સંહાર કરવાની ઇચ્છા કરી પરસ્પર પછી યાદવકુળનું નિકંદન કર્યું. પાર્થ અર્જુન સરખા પોતાના સખાને તેની ઇચ્છા વિરુદ્ધ મહાભારત જેવું યુદ્ધ કરાવવું તેમાં તેને કલેશરૂપ દુઃખ કરાવ્યું. પણ તેમાં તેના પરિણામિક હિતરૂપી ફળ આપવાની પ્રભુ શ્રીકૃષ્ણની ઇચ્છા હતી, તે પ્રમાણે જ બન્યું.

૧૪૫ જે ચિંતનમાં પણ આવી ન શકે ચિતવ્યામાં એટલે બુદ્ધિમાં પણ ન આવે તથા જે તર્કમાં પણ આવી ન શકે એવી, અટપટી સમજણ ન પડે તેવી અને જે વાત સંભવી પણ ન શકે તેવી, તથા બીજાને તે કળ્યામાં જાણ્યામાં પણ ન આવે તેવી અને જેની ઉપમા પણ બીજાને આપી ન શકાય તેવી કાંઇ પણ કહી ન શકાય વર્ણી ન શકાય કે કાંઈ,

પણ સમજાણમાં ન ઉતરે કે પ્રભુની આવી ઇચ્છા છે કે તેનું આવું રૂપ લક્ષણ છે.

શ્રીકૃષ્ણ સ્હાય તે જે ઇચ્છે તે કરવાને ઐશ્વર્યવંત છે કેમકે કર્તુમ્ અકર્તુમ્ અન્યથાકર્તુમ્ સર્વ કરવાને સદા સ્વતંત્ર સમર્થ છે, સર્વ પ્રકારની ઐશ્વર્યતા તેમાં હોવાથી તે સર્વેશ્વર કહેવાય છે એ ઇશ્વરના પણ ઇશ્વર પરમેશ્વર છે. આ વાત સાચી છે કે-એ ઇશ્વરની સહાયતા હોય તોજ સર્વ કોઇ કાર્ય કરવાને શક્તિવંત થાય. પણ એવું સાંભળીને પુષ્ટિ અનુગ્રહી શ્રીકૃષ્ણદાસે કોઇનો ડર રાખવાનો નથી અર્થાત્ નિર્ભય રહેવાનું છે.

૧ શ્રીકૃષ્ણે પોતાના દ્વેષીજનોને તથા પોતાથી વિમુખ રહેલા અધર્મીજનોને પણ ધર્મરૂપમાની તેની સુગતિ કરી છે. દ્વેષીજનો-જેમકે-કંસ શિશુપાલ, પૂતના બકી ઇત્યાદિ ભગવતવિમુખ પડેલાજનો વ્યાધ પારધી ભામકી વેશ્યા ઇત્યાદિ.

૨ અધર્મ ગણિકા ભાંભાપિતા કૃતિવાળાજનોને ધર્મરૂપ માની તેને પણ સદગતિ આપી છે.

૧ વસુદેવજી પિતા તે શ્રીકૃષ્ણના હિતાર્થે અસત્ય બોલ્યા છતાં તે પરમધર્મરૂપ ગણ્યું.

૨ પાંડવોએ વેદવિરુદ્ધ કેટલીક કૃતિઓ કર્યા છતાં અધર્મ ન ગણી.

૩ અર્જુને પોતાનાં બ્હેન (સુભદ્રા) ઉપર વિષય વાસનાંની વિકારવાળી બુદ્ધિ ધારણ કરી હતી. છતાં તે અધર્મરૂપ ન ગણતાં તેને અનુકૂળ થયા હતા. જેમને પગે પડવાથી નમન કરવાથી છત્રરૂપ છાયાની પેઠે સુખ મળે છે. ૩ કરણરાજા-દરરોજ સવામણ સુવર્ણનું બ્રાહ્મણોને દાન દેતા આપતા હતા. આવા ધર્મિષ્ટ છતાં તેને પરમપદની પ્રાપ્તિ ન આપી. એવા દાખલા અનેક છે. ભગવદગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુન પ્રત્યે સ્પષ્ટ કહ્યું છે કે, તું ભર સભામા બન્ને ભુજા હાથ ઉંચા કરીને નિડરપણે કહે જ કે, શ્રીકૃષ્ણના ભક્તનો કદિ પણ નાશ થતો નથી. એકવાર શ્રીકૃષ્ણે જેનો સ્વીકાર અંગિકાર કર્યો હોય તે શરણાગતજન કદિ પાછળથી અતિશય મ્હોટા અપરાધો કરે તો પણ તેને શ્રીજી કદિ પણ છોડતા નથી જ, દયારામભાઇ કહે છે કે જેની બાંહ્ય શ્રીકૃષ્ણપરમાત્માના પરમપ્રિય શ્રીમદવલ્લભાચાર્યજીએ ઝાલેલી છે તેનું કદિ પણ અહિત કે અશુભ થનાર નથી જ.

## દોહા.

ભક્ત અહિત બિન ચ્યાહિ સો કરિ ઈશ્વર સુસમર્થ,
યોં ન કહેં તો પ્રતીતિ ટરિ તાબિન હુઇ સબ વ્યર્થ. ૧૪૬
નિજજન અતિ અપરાધ કછુ દેખિ દેઇ કછુ ડંડ,
પેં કરતેં છોડે ન હરિ, છોડે વ્રત હુઇ ખંડ. ૧૪૭

## દોહા.

અહમમ અસહન જલ્પ અતિ, અનીતિ હરિ ન અનકૂલ,
પ્રપંચ રહિત હરિભજનનાં દુઃસંગ નોં દુઃખ મૂલ. ૧૪૮

॥ उक्तंच ॥ श्लोक [ पांडवगीतायां ]

सर्वतापशमनैकभेषजं, कृष्णनाम जपतां कुतो भयं ॥
॥ पुनः ॥ इत्यादि वाक्यात् ॥
हरिस्मृतिःसर्वविपद्विमोक्षणंम ॥ इत्यादिवाक्यात् ॥
॥ पुनः ॥
केशवः क्लेशनाशाय दुःखनाशाय माधवः ॥
॥ इत्यादिवाक्यात् ॥

---

૧૪૬ ઈશ્વર ચહાય તે પોતાને જેમ ગમે તેમ, પોતાની ઇચ્છા પ્રમાણે સર્વ કરવાને સમર્થ છે, તથાપિ તેમનાથી કદિ પણ ભક્તનું અહિત તો થઈ શકતું જ નથી. એટલે ભક્તનું અહિત થાય એવું તો કદિ પણ ચ્હાતા જ નથી. જો એ પ્રમાણે ન કહીએ તો ભક્તને પ્રભુની પ્રતીતિ વિશ્વાસ ન રહે, અથવા એવો પણ અર્થ થાય કે જો એ પ્રમાણે પ્રભુ ન કરે સો પ્રભુની ઉપર ભક્તજનનો વિશ્વાસ પ્રતીતિ ન રહે અને પ્રતીતિ ન હોવાથી અવિશ્વાસ આવ્યાથી ભક્તનું સર્વ મિથ્યા થઇ જાય.

૧૪૭ ૨ પ્રભુનું દૃઢ પણ વ્રત=અથવા પ્રતિજ્ઞા એવી છે કે, એકવાર પ્રભુએ જેનો હાથ પકડયો સ્વીકાર્યો તેને પ્રભુ કદિ પણ છોડતા નથી. જો છોડે તો તે પ્રભુની ટેકમાં ખંડિતપણું ન થાય. ૧ પ્રભુ પોતાના જનના જો કદી બહુ અપરાધ દોષ હોય ત્યારે તે જોઇને તે ભક્ત ઉપર અનુગ્રહ કરવાને માટે પોતે તેને શિક્ષા દંડ દે છે.

૧૪૮ અહંતા, મમતા, અને અસહનતા, તથા જલ્પ વિતંડાવાદ કરનારા, અથવા અસત્ય=મિથ્યા ભાપણ કરનારા તથા અતિભાપણ કરનારા અથવા અતિશય અનીતિ કરનારા એવા જનો શ્રીહરિને અનુકૂળ પસંદ હોતા નથી. અથવા શ્રીહરિસંબંધી ધર્મ ભગવતધર્મ જેહને પ્રિય

## દોહા.

જ્યોં જ્યોં કરેં સુ કરન દેં—સબ સમુઝયત બ્રજનાથ,
ઇક કાંટા ઇક કતરની, દોહૂ હરિકે હાથ. ૧૪૯

હોતો નથી અને પ્રપંચથી મુક્ત થઇને શ્રીહરિનું ભજન કરતા નથી, અને અસત્ પુરુષનો સંગ કરે છે ને સર્વે દુઃસંગનાં મૂળ છે અથવા એ ૯ નવ પ્રકાર દુઃસંગનાં મૂળ કહેવાય છે.

૧ સર્વ પ્રકારના તાપ આધિભૌતિક, આધ્યાત્મિક, અને આધિદૈવિક એમ ૩ ત્રણ પ્રકારના મુખ્ય તાપના પેટામાં સમાવેશ થઇ શકે એવા પેટા પ્રકારરૂપની શાખાના અનેક સંતાપનાં દુઃખ હોય છે તે તમામને ટાળવાનો શ્રેષ્ઠ ઉપાય રૂપ ઔષધ શ્રીકૃષ્ણપરમાત્માનું નામ છે. જે એ ભગવાન્નું સ્મરણ જપ કરે છે તે સર્વ ચિંતાથી મુક્ત થઇ નિર્ભયભય રહિત થાય છે એમ પાંડવગીતામાં કહેલું છે.

૨ વળી શ્રીહરિને વિષે સ્મૃતિ રાખે પ્રભુને ન ભુલે અથવા શ્રીહરિનું સ્મરણ ચિંતન કરે તો તેની સર્વ વિપત્તિઓ સારી રીતે મટી જાય છે.

૩ શ્રીકેશવભગવાન સર્વ પ્રકારના ક્લેશોનો નાશ કરનારા છે.

૧૪૯ સર્વ દુઃખોને નાશ કરનારા શ્રીમાધવ ભગવાન છે. ગ્રંથની સમાપ્તિ કરના સારૂ દુહા અને સોરઠો લખી આખા ગ્રંથના સારરૂપનું તાત્પર્ય નિરૂપણ કરે છે હે જીવ પ્રભુ જે કાળે જે જે કાંઇ કરે છે તે કરવા દે શ્રીહરિ શું શું કરે છે તે તું જોયા કર, વ્રજનાથ શ્રીકૃષ્ણ સર્વ સમજે છે. તેમનો ન્યાય ઇન્સાફ અદલ છે. સર્વને જેના તેના કર્મ પ્રમાણે ફલ આપવા સારૂ પ્રભુએ પોતાના હાથમાં ધર્મન્યાયનો કાંટો રાખેલો છે અને એક હાથમાં ઘટ વધ ન થાય તે સારૂ કાતર પણ રાખેલી છે—અહંકાર ગર્વાદિ કરી કોઇ પાસુ બાજુ વધારે થઇ જતું હોય તો તે કાતરવડે તેને કાતરી નાખી બરોબર કરે છે. અથવા બીજો અર્થ એવો પણ થઇ શકે છે કે, પ્રભુએ મુકેલી સત્તા ચૈતન્યથી જીવ જે જે કરે તે કરવા દે છે પ્રભુને જીવના તનની મનની અને અંતરની અંદર કરેલા ગુપ્ત વિચાર સહિતની ખબર હોય છે અને જેને તેને જેના તેના કર્માનુસાર યોગ્ય સમ બરોબર ફળનું દાન શુદ્ધ ન્યાયથી અદલ કાંટે તોળીને આપે છે. માપવા સારૂ કાંટો અથવા માપ ભરવારૂપ ગજ પોતાના હાથમાં રાખે છે. અને બીજા હાથમાં માપ કરતાં વધી જાય તો તેને કાતરવા સારૂ કતરની કાતર રાખેલી હોય તેવડે તેને માનગર્વાદિકરૂપથી ફુલીને વધી ગયો હોય તેટલું કાતરી નાખી તે ઓછું કરી બરોબર જેહને તેને પોતાના સમાન માપફળને ભોગવાવે છે. એવા પણ અર્થ નીકળી શકે છે.

સબ કછુ કરતા શ્રીહરિ, કરેં ચાહિસો કામ,
॥ उक्तं च ॥ कर्ता कारयिता हरिः ॥ इति श्रुतेः
ભક્ત અહિત કછુ નહિં કરેં, દ્રઢ પ્રતીતિ ભજય નામ. ૧૫૦
ગ્રંથ કલેશ કોઠાર ઇહ બાંચિજુ કરેં બિચ્ચાર,
તાહિ કલેશ વ્યાપેં નહી-હરિપદ ઉપજે પ્યાર. ૧૫૧

સોરઠો.

સકલ દોષકી માત, ચિંતા ચિત્ત જયહાં લગ બસેં,
વ્હાં લગ નહિ અવદાત, હરિ બસવે લાયક હિયેં. ૧૫૨

દોહા.

ચિંતા કાહૂ બાતકી કરનિ ન કહિ હરિ જન,
કરનિ ભજન હરિ મિલનકો જ્યાતેં હરિ પરસન્ન. ૧૫૩

---

૧૫૦ સર્વ કાંઈ કર્ત્તા શ્રીહરિ છે. તે ચ્હાય તે તેમને યોગ્ય લાગે તે અથવા તે જેમ ઇચ્છે તેમ કાર્ય કામ કરે છે. પરંતુ પ્રભુથી ભક્તનું અહિત તો કદાપિ પણ સર્વથા થઈ શકતું જ નથી. એવી પ્રભુની દ્રઢ પ્રતીતિ વિશ્વાસ રાખીને તેમનું નામ સ્મરણ કરવું.

૧૫૧ આ ગ્રંથનું નામ કલેશકોઠાર છે. એ વાંચીને તેનો વિચાર કરે તો તેના હૃદયમાં કદિ કલેશ થાય નહિ. અને શ્રીહરિના પદમાં ભગવત્સરણ-કમલમાં=પ્રીતિ વ્હાલ ઉપજે.

૧૫૨ સર્વ દોષોની માત જનની સ્થાન ચિંતા છે. એ ચિંતા ચિત્તમાં મનમાં જ્યાંહાં વસેલી રહેલી હોય ત્યાં લગી તેનું હૃદય શ્રીહરિને બિરા-જવા લાયક શુદ્ધ નિર્મળ પ્રકાશિત થતું નથી અર્થાત્ તેનું અંતઃકરણ મલિન રહેલું હોવાથી તે મલિન અપવિત્ર સ્થાનમાં પ્રભુનો સ્ફુટ આવિર્ભાવ થતો નથી.

૧૫૩ શ્રીમદ્ગોસ્વામિશ્રીહરિરાય મહાપ્રભુએ શિક્ષાપત્રગ્રંથે સ્પષ્ટ આજ્ઞા કરેલી છે કે કોઇ પણ વાતની ચિંતા ન કરવી. અથવા શ્રીમહાપ્રભુજી શ્રીમદ્વલ્લભાચાર્યજીએ નવરત્નગ્રંથમાં આજ્ઞા કરેલી છે કે, શ્રીહરિના જને શ્રીહરિને શરણ સમર્પણ થયલા હરિજનોએ લૌકિક કે અલૌકિક કોઇ પણ પ્રકારની લગાર પણ ચિંતા કદાપિ પણ કરવી નહીં. અલૌકિક મુક્તિ અથવા મોક્ષ થવા સુદ્ધાંતની પણ કાળજી ચિંતા ન કરવી. ૨ છતાં જો કદાચ અલૌકિક વાતની થાય તો તે શ્રીહરિના ભજનની શ્રીહરિની સેવાની અથવા શ્રીહરિના સ્મરણ કીર્ત્તન કરવાની અને શ્રીહરિને સાક્ષાત્કાર પ્રત્યક્ષ મળવા પુરતી કરવી. કે જેણે કરીને તે ભજન સેવન કરી પ્રભુ મિલાપતીન

જ્ઞાતિ બિપ્ર સાઠોદર દયારામ હરિદાસ,
દિક્ષા બૈષ્ણોં બલ્લભી કીનો ગ્રંથ પ્રકાસ. ૧૫૪

સોરઠો.

દુઃખ દુરિત સબ કલેશ હરે નામ શ્રીકૃષ્ણ પ્રત,
મંગલ મોદ અશેષ પૂર્નકામ માધોં મિલે. ૧૫૫

શ્રીકૃષ્ણના ભક્ત કવિ દયારામભાઇએ રચેલો
કલેશ કોઠાર ગ્રંથ સંપૂર્ણ સારી રીતે પૂર્ણ થયો.

ઇતિ શ્રીકૃષ્ણભક્ત કવિ દયારામવિરચિત કલેશ કોઠાર

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ. ગ્રંથ સંપૂર્ણ. શુભં ભવતુ.

શ્રીભગવદ્ભક્તરાજ દયારામભાઈના લહિયા-લેખક પટેલ અમિન ઘેહેલાભાઇ દુર્લભદાસને આ ગ્રંથ આવેલો તે પુસ્તક સાથે પણ આ પ્રતનો મુકાબલો કર્યો છે.

---

તીવ્ર આર્ત્ત લાગણી હોવાથી તે પ્રભુની પ્રસન્નતા મેળવવારૂપની થાય છે. પાછલી કડીનો બીજો અર્થ એવો પણ થઈ શકે છે કે. કરણિ કૃતિ અથવા કરવી તો તે શ્રીહરિનું ભજન સેવન=સ્મરણ ન બન્યાની અથવા શ્રીહરિ મને મળ્યા નહીં તે મળવાની કરવી-કે જેણે કરીને તેવા જન ઉપર શ્રીહરિની પ્રસન્નતા ઉપજે છે થાય છે.

૧૫૪ ગ્રંથકર્તાની જ્ઞાતિ સાઠોદરા બ્રાહ્મણ છે. વૈષ્ણવસંપ્રદાયમાંના શ્રીવલ્લભીસંપ્રદાયની તેમણે દીક્ષા લીધી છે. અને તે જ સંપ્રદાયના સિદ્ધાંતને અનુસરીને તેમણે આ ગ્રંથનો પ્રકાશ કર્યો છે.

૧૫૫. ગ્રંથની સમાપ્તિએ ફલ દર્શન ફલશ્રુતિ લખવી જોઇએ એવો શાસ્ત્રાધાર યુકતનો શિષ્ટાચાર છે. તે પ્રમાણે ફલશ્રુતિ લખે છે કે આ ગ્રંથનું પઠન પાઠન કે શ્રવણ મનનાદિ કરવાથી તે કરનારનાં સર્વ પ્રકારનાં દુઃખો દૂર થઇ જશે. કેમકે શ્રીકૃષ્ણ ભગવાનનું નામ સર્વ તાપ કલેશ દુઃખોને ભાંગવાવાળું છે. મહામાંગલ્યરૂપ મંગલ પદાર્થો પાત્રનું પણ માંગલ્ય કરતારા પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે તે શ્રીભગવાનનાં આ ગ્રંથમાં નામો છે ભગવાન નામનો અદ્દભુત અપાર પ્રભાવ એવો છે કે, તે નિશ્ચે કરીને સદ્ય સર્વ દુઃખ અને કલેશ માત્રને હરીને શુભ આનંદદાતા અને સર્વ પ્રકારની અભિષ્ટ ઇચ્છેલી કામનાને પૂર્ણ કરી તે પરમાનંદ પુરુષોત્તમને મેળવે છે. પ્રાપ્ત કરાવે છે.

# કાલજ્ઞાનસારાંશ.

## દુહા.

શ્રીગુરુ ગિરિધરલાલપદપંકજ કરૂં પ્રણામ;
સકલ પાપ સંતાપહર, અભિમતિ પૂરણકામ. ૧
કાલજ્ઞાન કથા ઘણી, તેહેમાંથી ગ્રહી સાર;
કથન પ્રયોજન જેટલું, કીધું સરળ પ્રકાર. ૨
શંકરે ઉમિયાને કહ્યું, અલર્કને મુનિ દત્ત;
તે પ્રમાંણુ ગ્રહી મેં કથ્યું, રખ્યે લહો મન મત્ત. ૩
દુર્લભ મનુષ્યાદેહ છે, આવે કોઈકવાર;
તે પામ્યાનો લાભ એ, ભજવા નંદકુમાર. ૪
જન્મ્યું તેહેને મરણુ તો, જ્યારે ત્યારે થાય;
પણુ તેહેને ધન્ય જેહેનો, હરિ ભજતાં દિન જાય. ૫
ત્યમ સંસારી જીવથી, સદા ભજન કયાં થાય?
પણ અંતે સઘળું તજી, ભજવા શ્રીવ્રજરાય. ૬
અંત સમય કયમ સમજીયે, કેટલું બાકી મૃત્ય;

---

૧. આ ગ્રંથમાં કવિએ સર્વ મનુષ્યને બોધ થવા માટે પોતાનો કાલ ક્યારે આવશે, તેનો વિચાર પુરાણતંત્રાદિને અનુસરીને કર્યો છે. ભાષા સ્પષ્ટ તેમ જ સરલ હોવાથી સવિસ્તૃત વિવેચનની આવશ્યકતા ભાસતી નથી.

૩. આ સંવાદ પહેલાં પાર્વતી અને શંકર વચ્ચે ચાલેલો, અને પછી અલર્ક અને દત્તમુનિ વચ્ચે થયો. તેના આધારે મેં કહ્યું, કાંઇ મદયુક્ત મનથી–કપોલકલ્પિત રીતે નથી કહ્યું.

૪. સમગ્ર ગ્રંથ લખવાનું પ્રયોજન એટલું છે કે, મનુષ્યદેહ વારંવાર મલતો નથી. કાલ ક્યારે આવશે, તેનો નિર્ધાર કોઇને છે નહિ, માટે કાલના આવવા પહેલાં જે કાંઇ લક્ષણો–કાલાગમન સૂચક–ચિન્હો જણાય છે, તે શાસ્ત્રોક્ત રીતે કહું છું. તે બરાબર સમજીને પરલોકની સામગ્રી તૈયાર કરીને સજ્જ થવું, મતલબ કે પરાત્પર, પૂર્ણ પુરુષોત્તમ, નિર્ગુણ બ્રહ્મસ્વરૂપ સદાનંદ શ્રીકૃષ્ણુ પ્રભુનું ભજન, કરવું.

૫. जातस्य हि ध्रुवं मृत्युर्ध्रुवं जन्म मृतस्य च। तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि એ ભગવદ્ગીતાનાં જ તાત્પર્યનો અનુવાદ મૂલમાં કવિ કરે છે.

તે સંશય છેદન કરૂં, કહું સમજાવી ગત્ય. ૭
કાંઇ સવેળા થાય જ્યમ, આગળ કાલજ્ઞાન;
ત્રિવરસથી દિન એક લગી, એહેવું કહું વિધાન. ૮
સ્વાસોસ્વાસ સદા વહે, નાસા દક્ષણ વામ;
રંધ્ર ઉભય રવિ ચંદ્રમા, ઈડા પિંગલા ઠામ. ૯
ડાબી ઈડા શશી સમજ્ય, જમણી પિંગલા સૂર;
પલટાયે ઘટિ પંચમાં જોતો રહે ચતુર. ૧૦
રાત્ય દિવસ દશભાનું સુર; વહ્યા નિરંતર જાય;
પાંચ વરસ આયુષ લહી, નિશદિન ગોવિંદ ગાય. ૧૧
એક વરસ ઈક રાત્યદિન, વહે વાયુ એક ધાર;
ત્રણ્ય વરષ આયુષ લહી, ભજવા નંદકુમાર. ૧૨
યુગ્મ દિવાનિશિ પિંગલ, વહન કરેજ અખંડ;
યુગ્મ વરષ આયુષ પણ, હરિ ભૂલ્યે યમદંડ. ૧૩
ત્રણ્ય અહરનિશ એક પુટ, વહ્યા કરે જો વાય;
વર્ષ એક લગી જીવવું, જાણી ભજવા વ્રજરાય. ૧૪

---

૭. કેટલું અળગું મૃત્યુ-મરણ કેટલું હવે દૂર રહ્યું છે?

૮. પોતાના કાલનું જ્ઞાન પહેલેથી જ સવેળાએ થાય એ માટે ત્રણ વર્ષથી એક દિવસ સુધીનું વિધાન હું સ્પષ્ટ પણે વર્ણવું છું.

૯-૧૦. નાસા-નાસિકા. દક્ષિણવામ-જમણી ડાબી-નાસિકાનાં જમણા રંધ્રમાં છિદ્રમાં સૂર્યની નાડી સમજવી. તેનું નામ પિંગલા. ડાબી બાજુના કાણાંમાં ચંદ્રમાની નાડી અને તેનું નામ ઇડા. તે પાંચ પાંચ ઘડીએ પલટાય છે એ ચતુરાઇથી જોજે.

૧૧. રાત્રિદિવસ, તે પણ દશ સંખ્યા જેટલામાં જો નિરંતર સૂર્યનાડી રહે તો પાંચ વર્ષનું આયુષ્ય સમજીને ગોવિંદગુણ ગાવા.

૧૨. એક વર્ષ સુધી એક રાત્રિ અને દિવસમાં એક જ વાયુ, ડાબો અથવા જમણો એકસરખો વહે, તો ત્રણ વર્ષનું આયુષ સમજવું.

૧૩. સૂર્યની નાડી બબ્બે દિવસ રાત્રિ સુધી અખંડ રહે તો બે વર્ષની આવરદા જાણવી.

દેવ પંથ ધ્રુવને શશી, અરૂંધતી નિજ છાય;
જે ગગનેં દેખે નહીં, એક વરષમાં જાય. ૧૫
રવિકિરણ દેખે નહીં, જોય અનલ શશિવર્ણ;
તે એકાદશ માસમાં અંત્યે પામે મર્ણ. ૧૬
મુત્ર પુરીષ ભરિ વાપિકા, કનક રજત સમ રંગ;
જાગ્રત સ્વપ્ને જો લખે, દશ માસે તનુ ભંગ. ૧૭
ભૂત પિશાચ ગાંધર્વનગર, વૃક્ષ કનક સમભાસ;
જે જનનેં તે જણનો, નવમેં મહિને નાશ. ૧૮
દીપ સુવર્ણ સરીખડો, દીસેં દેહ વિરૂપ;
નવમાસે નર મરણ લહિ, સમરિ લે વ્રજભૂપ. ૧૯
કનક સદૃશ નર કૃષ્ણ છબિ, શૂરો બ્હીકણ થાય;
સુમતિ વિકારિ પ્રકૃત ફરેં, અઠમાસે મરિ જાય. ૨૦
પુષ્ટ થકો કૃશ પલકમાં, કૃશ થેં પુષ્ટજ દૃષ્ટ;
એહેવી પ્રકૃતિ ફર્યા પછી, જીવે મહિના અષ્ટ. ૨૧
રજ કર્દમ ડગલાં ભરે, અધ પગલાં દેખાય;
સાત માસ જીવ્યા પછી, પરલોકે તે જાય. ૨૨

---

૧૫. દેવપંથ–આકાશમાં ધ્રુવનો તારો, ચંદ્ર અને અરુંધતીનો તારો.

૧૬. અનલ-અગ્નિને શશિવર્ણ—ચંદ્ર સરખો ધોળો જુએ.

૧૭. વાપિકા–વાવ કનક સુવર્ણને. રજત-રૂપું–તનુભંગ દેહભંગ.

૧૮. ગાંધર્વ નગર–આકાશમાં તરેહવાર જે આકારો જણાય છે, તેને ગાંધર્વ નગર કહે છે.

૧૯. વિરૂપ બેડોળ–વ્રજભૂપ વ્રજાધિપ શ્રીકૃષ્ણ.

૨૦ કૃષ્ણની શ્યામ છબી કનક સદૃશ સુવર્ણ જેવી જુએ: સુમતિ સુબુદ્ધિ બગડી જાય. પ્રકૃતિમાં વિકાર થાય.

૨૧. એક પળમાં જાડો દેખે અને એક પળ પછી પોતાને સુકાયલો જુએ તો આઠજ મહિના જીવે.

૨૨. ધૂળમાં કે કાદવમાં ચાલતાં આખું પગલું ન દેખાય પણ અર્ધું જ જણાય તો સાત માસ જીવે.

કપોત ગર્ધવ ઉલૂક કાગ બેસે જેને શીશ;
ષટ માસે મરવું લહી, તે સમરે જગદીશ. ૨૩
નિશા ચંદ્ર દિન રવિ વહે, શ્વાસ માસ લગિ એક;
તો જીવન ષટ માસ લગી, હરિ સમરે સુવિવેક. ૨૪
અવર વિધિ વળી એક છે, ભરિ શુભ ભાજન નીર;
તેહેમાં સૂરજ બિંબને, જોવું વિના સમીર; ૨૫
જો ખાંડુ દીસે દક્ષિણે, તો આયુષ ખટ માસ;
ત્રિ પછમ બે ઉત્તરે, એકજ પૂરવ પાસ. ૨૬
મધ્ય છિદ્ર જો દેખિયે, તો આયુષ દશ દિન;
દયા ભજન શ્રીકૃષ્ણનું, કરિયે થૈ આધીન. ૨૭
વળી કહું શુભ એક વિધિ, દુર્લભ યોગી જન્ન,
લક્ષણ છાયાપુરુષનાં, સમજી લે ધરિ મન. ૨૮
એકાંત્યે ઉભાં રહી, રવિ રાખવો પૃષ્ટ;
નિજ છાયાને નિરખિયે; કંઠે અનિમિષ દ્રષ્ટ. ૨૯
લક્ષ મંત્રનો મંત્ર હરિ, નામ એક શત આઠ;
ઋબંધકર પદ રાખિયે, મનમાં કરીયે પાઠ. ૩૦
વળતી વ્યોમ વિલોકિયે, દીસે છાયાપુર્ષ;
સ્ફાટિક સરખો ઊજળો, ફળ સમાંન હરિ દર્શ. ૩૧

---

૨૩. કપોત હોલો, ગર્ધવ ગધેડો, ઉલૂક ઘુવડ.

૨૪. નિશામાં ચદ્રની નાડી અને દિને સૂર્યની નાડી વહે તો.

૨૫. તેનો બીજો પણ પ્રકાર છે. જલથી ભરેલા એક પાત્રમાં પવન ન હોય અને પાણી સ્થિર હોય તે વેળાએ સૂર્યનું પ્રતિબિંબ જોવું. જો તે ખંડિત જણાય, તે પણ દક્ષિણ દિશા તરફ, તો ૭ માસનું આયુષ્ય.

૨૬-૨૭. પશ્ચિમ તરફ ત્રણ, ઉત્તર ભણી બે, પૂર્વમાં એક, અને મધ્યમાં પણ જો છિદ્ર જણાય તો દશ દિન જ જીવે. આ પ્રકાર ઉપરના સૂર્ય પ્રતિબિંબનો જ સમજવો.

૨૮-૨૯. છાયા પુરુષનું લક્ષણ કહે છે. પૂઠ પાછળ રવિ સૂર્ય અનિમિષ એકી નજરે, પાપણો હલાવ્યા વિના એકી ટસે.

૩૦-૩૧-૩૨. અન્ય એક લાખ મંત્રનું બલ જેમાં છે, એવો ભગવન્નામરૂપ મંત્ર તેનો પાઠ એકસો આઠવાર કરવો. હાથ અને પગ બંધ

ઉજ્વળ દીઠયે શુભ સદા, જ્યારે દીસે શાંમ;
તો મૃત્યુ ખટ માસમાં, સમજી સમરો રાંમ. ૩૨
પીત્યેં વ્યાધિ રક્તમય, નીલ્પેં હત્યા હોય;
તો ઉદ્વેગજ ઊપજે, નાનાવર્ણે જોય. ૩૩
દક્ષણ બાહુ ન દેખિયેં, નિજ બંધુનું મૃત્ય;
ષટ્માસે વા વર્ષવા બે વર્ષે તો સત્ય: ૩૪
જો નવ દીસેં વામકર, સ્ત્રી મૃત્યુ ત્યમ જાણ્ય;
બંધે બાહુ ન દેખિયેં, પોતાનું પરમાંણ્ય. ૩૫
મરણ માસમાં શીશવણ, સમઝી લે ધીમંત;
જંઘા નહિ વા સ્કંધ નહિ, અષ્ટ દિવસમાં અંત. ૩૬
છાયા લોપ સમૂલગી, તતક્ષણ મૃત્યુ થાય;
અવર વિધાન કહ્યું નથી, ગ્રંથ ઘણો વધિ જાય. ૩૭
આનંદ હસતી દેખીયેં, જો પોતાની છાય;
આયુષ મહિના ચ્યારનું, અધિકું નવ્ય કહેવાય. ૩૮
લોચન અંગુલિ દાબતાં, જ્યોતી જુએ ન જેહ;
ચોથે માસે તે મરે, એક પક્ષ છે એહ. ૩૯
ચોદીશ દેખે વીજલી, અભ્ર વિના આકાશ;
ઇંદ્ર ધનુષ આભાસ જલ, જીવે બે ત્રણ્ય માસ. ૪૦

---

ન રાખવા અને મનમાં ને પાઠ કરવો. વ્યોમ—આકાશ. ત્યારે છાયા પુરૂષ દેખાશે. તે સદા ઉજ્જવલ જ છે, છતાં જો શ્યામ જણાય તો છ માસે મૃત્યુ.

૩૩. તે પુરૂષ પીળો જણાય તો રક્તનો કોઇ વ્યાધિ થાય. લીલો જણાય તો હત્યા થાય. અને કવર્ણ જણાય તો શોક થાય.

૩૪. દક્ષિણ બાહુ—જમણો હાથ.

૩૫. વામકર—ડાબો હાથ.

૩૯. લોચન નેત્રથી અંગુલી આંગળીઓમાં જોતાં પ્રકાશ જણાય નહિ, તો ચાર મહિને મરણ.

૪૦. અભ્રવિના—વાદળ વિના. ઇંદ્રધનુષ વર્ષાઋતુમાં જે રંગ બેરંગી કામઠાના આકારનું ધનુષ્ય જે જણાય છે તે. આભાસ જલ—મિથ્યા જલ.

દિન તારા રજ ચોદિશે, ઇંદ્ર ધનુષ નિશિ જોય;
તે નરને બે માસમાં, નિશ્ચેં મૃત્યુ હોય. ૪૧
ઘુંટણ ભસ્મ સરીખડા, પડે ચાલતાં ત્રાસ;
એહેવાં જેહેને ચિન્હ તે, જીવે એકજ માસ. ૪૨
સોળ દિવસ લગિ સૂર્ય સ્વર ચલેં ન કરે ઉપાય;
એક માસ જીવી કરી, તે જન જમપુર જાય. ૪૩
સંપૂરણ શશિ નિત્ય વહેં, નહિં રવિ સ્વર આભાસ;
વેહેલો તે હરિને ભજે, આયુષ એકજ માસ. ૪૪
તૈલ તોય ઘૃત કાષ્ઠમાં, નિજ તનુ જોય પ્રત્યક્ષ;
દીસે શીશ રહિત ધડ, જીવે એક જ પક્ષ. ૪૫
જેહેની કાયા સૂંઘતાં, શબ અસ્થિ દુરગંધ;
અધમાસે તેહેને પણ, નિશ્ચેં મરણસંબંધ. ૪૬
ટચલિ અંગુલિ દેખિયે, વચલૂ વેહું શામ;
ત્યારે જીવન સોળ દિન, સમજી સમરો રામ. ૪૭
શીતલ લાગે રવિ પ્રભા, સંતાપે શશિકિરણ;
પવન ઉષ્ણ શીત ન સમજાય, તો અધમાસે મરણ. ૪૮
સંગ્યે છુટે પવન સહ, મૂત્ર પુરીષ બેહ;
દશ દિવસે તે નર મરે, તેમાં નહિ સંદેહ. ૪૯
સ્વલ્પે અંગુલિ દ્રગ દુખ્યે, ચક્રૈ અરુણ રંગ શામ;
નવ દીસે દિન દશ થયે, તે પોહોંચે યમધામ. ૫૦

---

૪૩. સોળ દિન સુધી સૂર્યની જ નાડી ચાલે.

૪૪. શશી ચંદ્રનીજ નાડી ચાલે. સૂર્યનો આભાસ પણ ન થાય.

૪૫. તેલમાં, ઘીમાં, કાચમાં પોતાનું શરીર જોતાં માથા વિનાનું એકલું ધડ જ દેખાય તો એક પખવાડીયું જ જીવે.

૪૬. શબ. મડદાં. અસ્થિ. હાડકાં.

૪૭. ટચલી. છેલ્લી. નાની આંગળી. કનિષ્ઠિકા.

૪૮. રવિપ્રભા, સૂર્યનું તેજ. શશિકિરણ ચંદ્રનો પ્રકાશ.

૫૦. આંગળીથી થોડી જ આંખો દાબતાં, સ્યામ અથવા અરુણ લાલ રંગનું ગોળ ગોસ જે કાંઇ જણાય છે તે ન જણાય તો.

ન્હાતાં કરપદને હૃદે, સહુ પેહેલાં સૂકાય;
શોષ શર્મે નહિ જલ પિયે, દશ દિવસે મરિ જાય. ૫૧
અરૂંધતી ધ્રુવ વિષ્નુપદ, તારક મંડલ માત્ર;
અંડ વિષે તે પિંડમાં, પણ જાણે સદ પાત્ર. ૫૨
ભ્રગુટિ વિષ્ણુપદ જાણિયે, નવ દેખે જે જંન્ન;
તેહેને કૃષ્ણ ન ભૂલવા, જીવન છે નવ દિન્ન. ૫૩
બે તારા નિજ માત્રંના, માત્રા મંડળ સાચ;
નવ દેખે નર તે તણું, આયુષ દહાડા પાંચ. ૫૪
વ નાસાગ્ર ન દેખિયે ત્રિદિન મરણ છે સત્ય;
જિંહા તેજ અરૂંધતી, લખે ન તે દિન મત્યે ૫૫
એક અંગુલિ ખેં ગણેં, એક ચંદ્ર યુગ જોય;
સછિદ્ર દેખેં છાય નિજ, શીઘ્ર જ મૃત્યુ હોય. ૫૬
પ્રેત ભેટિયે વિષ ભખી, ખર બેયે અસ્વાર;
જાગ્રત સ્વપ્ને દેખિયે, જાણ્ય કાલ તત્કાલ. ૫૭
પિત્ત સદન વાયુ વસે, પિત્ત જાય કફ ઠામ;
કફ આવી કંઠે બસે, સદ્ય જાય જમધામ. ૫૮
નિશા દાઘ હોય શીત દિન, કંઠ વિષે કફ હોય;
તેહેને કશો ઉપાય નહિ, તે જન જમપુર જોય. ૫૯
ગુદા ભ્રષ્ટ હોય દીન સ્વર, સંગ્યે ખાંસી સ્વાસ;
વ્યાકુલ હિકવા શોષતનુ, જમપુર તેહેનો વાસ. ૬૦
હૃદય ચરણ નાભિ તથા, નાસા શીતલ હોય;
શીર્ષ તપ્ત જેહનું રહે, તે નવ જીવે કોય. ૬૧

---

૫૨. અરુંધતી, ધ્રુવ વગેરે તારા મંડલ માત્ર જેમ બ્રહ્માંડમાં છે, તેમ પિંડમાં શરીરમાં પણ છે.

૫૭. વિષ-જહર. ભખી. ભક્ષણ કરીને પ્રેતને મૃત મનુષ્યને ખર-ગર્દભ ઉપર.

૫૮. પિત્તના સ્થાન વાત્ત વાયુ વસે, પિત્ત નાડી કફને ઠેકાણે જાય. કફ કંઠે આવે તો તો તત્કાલ મરે.

૫૯. રાત્રે બળતરા થાય. દિવસે ટાઢ વાય.

બુદ્ધિ લજ્જા અશાદિક, સરષ સંમૂળાં જાય;
દીપ જતાં નહીં વાચના; નિશ્ચે મૃત્યુ થાય. ૬૨
કિન્નર રીંછ ચઢ્યો થકો ગાતો દક્ષણુ જાય;
એહેવું સ્વપ્ને દેખતાં, શીઘ્ર જ મૃત્યુ થાય. ૬૩
રક્ત કૃષ્ણુ અંબર ધરી, હસતી ગાતી નારય;
તાંણિ જાય દિશ દક્ષિણયે શીઘ્ર જ મરણુ વિચ્ચાર. ૬૪
જાણ્યે કર્દમ સાગરે, બુડ્યો શિર પરયંત;
એહેવું શમણું દેખતાં, સદ્ય સમજવો અંત. ૬૫
કાળો પુરુષ બિહામિણો, શસ્ત્ર ઊર્ગાંગી ધાય;
પથ્થર મારે સ્વપ્નમાં, તુરત મરણુ કહેવાય. ૬૬
કર અંગુલિ રૂંદયે કરણુ, આત્મનાદ ન સુંણાય;
સ્વભાવ જે જનતો ફરે, વ્હેલો જમપુર જાય. ૬૭
પોતાનું પ્રતિબિંબપર, લોચનમાં નવ દ્રશ્ય;
એહેવું ચિહ્ન ઉદે થતાં, મરણું સમીપ અવશ્ય. ૬૮
માત પિતા ગુરુ દેવ દ્વિજ, વૃદ્ધ પૂજ્ય મ્હાપુરુષ;
નવ પૂજે નિંદા કરે, ત્હેને મરણા કરશ. ૬૯

---

૬૩. કિન્નર, ગંધર્વ, ગાનાર, રીંછ ઉપર સ્વાર થઇને દક્ષિણુ દિશા તરફ જાય. શીઘ્ર જ તત્કાલ.

૬૪. લાલ અથવા કાળું વસ્ત્ર પહેરી હસતી હસતી, ગાતી ગાતી સ્ત્રી જો દક્ષિણ દિશા તરફ પોતાને ખેંચી જાય એવું સ્વપ્ન જુએ તો તરત જ યમસદનનો મહેમાન થાય.

૬૫. સાગરના કાદવમાં માથાપુર ડૂબ્યો તો.

૬૭. કરઅંગુલી—હાથની આંગળીઓથી કાનને રુંધતાં, જે કાંઇ આત્મનાદ સંભળાય છે તે ન સંભળાય તો જલદી યમપુર પહોંચે

૬૮. પોતાનું પ્રતિબિંબ બીજાના નેત્રમાં ન જણાય તો મરણુ પાસે જ છે એમ સમજવું,

૭૦. હાથ બરોબર બે આંખો વચ્ચે રાખે અને તે તરફ એકીટસે જુએ, અને તે જોતાં જો કૃશતા બહુ જ સુકાયલો હાથ જણાય તો તો સારૂં; પણ પુષ્ટ જણાય તો તો કષ્ટ જ પ્રાપ્ત થાય.

કર કપાલ ધરિને જુએ, કાંડૂ અનિમિષ દૃષ્ટ;
ક્રમ ક્રમ કૃશ ભાસે ભલું, પુષ્ટ થતાં મ્હાકષ્ટ. ૭૦
મરવું તો સમજે સહુ, પણ ક્યારે ? નહિં ભાન;
એક દિવસ આડો રહે, ત્યહાં જ લગી નહિ જ્ઞાન. ૭૧
જાણ્યાથી ભય ઉપજે, ત્યારે હરિ સમરાય;
પ્રીત પ્રભુ સાથે વધે, ખબર અકારૂં થાય. ૭૨
તે માટેચ આ મરણનાં પ્રકટ કથ્યાં મેં ચિહ્ન;
ચેતે તો હરિને મળે પરોપકાર વચન. ૭૩

આયુષ્ય એળેય સહુ ગયું, ભજ્યા ન ક્ષણ ભગવંત;
તેહેનું પણ કલ્યાણ છે, જો સમરે હરિ અંત. ૭૪
અંતકાળ હરિ સમરતાં, સઘ ટળે મહાદોષ;
જ્યમ ગંજીફે આખરી, ખુજય કરે સહુ સોષ. ૭૫
બે ઘટિમાં ખટ્વાંગ જયમ પામ્યો પૂરણ બ્રહ્મ;

---

૭૧. એક દિવસે બધાને જવું છે, તે તો સહુ જાણે છે, પણ તે ક્યારે, એ કોઇને ભાન નથી હોતું. એક દિવસ જ આડો રહે છે; પણ તે નો ગફલતમાં જ હોય છે.

૭૨. તે જ્યારે સમજાય કે મારું મરણ અમુક સમયે જ છે, ત્યારે તેને ભય ઉપજે અને પ્રભુને સ્મરવા માંડે. પ્રભુ તરફ પ્રીતિ થાય અને એ જ મારો ખરો અને આખરનો સાથી છે એમ નિશ્ચય થાય.

૭૩. દયારામભાઇ કહે છે કે આ ગ્રંથ લખીને મારે કાંઈ જ્ઞાનીમાં કે પંડિતોમાં ખપવું નથી, પરંતુ મરણનાં આવાં ચિન્હ થાય છે એમ સમજીને જો કોઇ જીવ પહેલેથી ચેતીને પ્રભુ ભક્તિ પરાયણ થશે તો આ મારાં કહ્યાં વચન સાર્થક થશે.

૭૪. अन्ते या मतिः सा गतिः એ સિદ્ધાંતાનુસાર જીન્દગીભરમાં કાંઇ પણ ન થઇ શક્યું હોય પણ આખરે જો પ્રભુ સાંભરે તો તેનું કલ્યાણ જ થાય.

૭૫. ગંજીફાની બાજી રમતાં જેમ આખરે જાણી જોઇને શોક કરે છે, તેમ છેવટે હરિ સ્મરવા.

॥ उक्तंच ॥

श्रीमद्भागवत तृतीयस्कंधे १ प्रथमाध्याये श्लोक १३

खट्वांगो नाम राजर्षिर्ज्ञात्वेयत्तामिहायुषः ॥

मुहूर्त्तात्सर्वमुत्सृज्य गतवानभयं हरिं ॥१३॥

સાચે મન પ્રભુ સમરતાં, તું પણ પામીશ ત્યમ. ૭૬

સહુ સાધનનું શિરમણિ, મરમ ન જાણે મંદ;

સાચે પ્રેમ્યે સમરવા, રામકૃષ્ણ ગોવિંદ. ૭૭

આચારજ પ્રભુ સરિખડા, જાવું તેહેને શરણુ;

॥ उक्तंच ॥

श्रीमद्भागवते ११ एकादशस्कंधे उद्धवं प्रति श्रीकृष्णवचनम् ॥

॥ आचार्यं मां विजानीयात् ॥

નિત્ય રેહેવું સતસંગમાં, તજવાં દુષ્ટાચરણ. ૭૮

જો દિન હોયે પ્હોંચતા, વ્રજ વૃંદાવન જાય;

નહિતો ધંધો સહુ તજી, જયહાં ત્યહાં ગોવિંદ ગાય. ૭૯

સતિ બળવા જ્યમ નીકળે, ત્હેને કશું ન મિષ્ટ;

ત્યમ તું મનથી સહુ તજી, પ્રિયકર જે પ્રભુ ઇષ્ટ. ૮૦

નિત્ય પ્રત્ય રહેજે નિરખતો, કહ્યાં તેટલાં ચિહ્ન;

મરણ જણાયે સવારૂં, હરિપદ ધરજે મન્ન. ૮૧

દ્વિજ નાગર સાઠોદરો, **દયારામ** હરિદાસ;

તેણે કાળ જ્ઞાન આ, કીધો અર્થ પ્રકાશ. ૮૨

**ઇતિ શ્રીમહાદેવઉમયાસંવાદે કાલજ્ઞાનસારાંશ મૃત્યુચિહ્ન સહ વર્તમાન કવિદયારામવિરચિત વ્યાખ્યાન સમાપ્ત.**

**શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.**

---

૭૬. ખટ્વાંગનું વૃત્તાંત ક્લેશ કુઠારમાં આપ્યું છે.

૭૯. જો મરણ આડા થોડા દિવસ બાકી રહ્યા હોય તો વ્રજમાં જવું.

૮૧. કવિ કહે છે કે મેં જેટલાં ચિન્હ બતાવ્યાં છે, તે રોજ જોતો રહેજે, અને પ્રભુ ભજનનો રસ્તો પકડજે. ચિન્હ જોઇને વીલ કરવાની અને મારી પાછળ પડેલાનું શું થશે તેવી ચિંતા ન કરીશ.

# શ્રીદશમસ્કંધલીલાનુક્રમણિકા.

## રાગ, આસાવરીની ચાલ્ય.

શ્રીગુરુદેવને પ્રથમ હું, પ્રેમસું લાગું પાય;
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પ્રભુ, શ્રીયમુના સુખદાય. ૧
શ્રીગોપીજનવલ્લભ, ગુણનિધિના ગુણ ગાશ;
દસમસ્કંધ અનુક્રમપદબંધ કરીને પ્રકાશ. ૨
શ્રીભાગવતની કથા સહુ, અમૃત સાર પવિત્ર;
તેહ તણું પણ દોહોવણ, કેવળ કૃષ્ણચરિત્ર. ૩
તે પણ વિસ્તારે વર્ણતાં, ઘણીએક લાગેરે વાર;
માટયે સંક્ષેપે સ્મરણ થવા, અનુક્રમ કરૂંરે ઉચ્ચાર. ૪
સ્કંધ દ્વાદશમામાં, દ્વાદશમે અધ્યાયે કથાય;
પ્રથમ સ્કંધથી અનુક્રમેં સંક્ષેપે બારે ગવાય. ૫
સૂત પુરાંણી કહે સુણો, શૌનકાદિક મુનિ શાંત;
નવમસ્કંધ સમાપ્તિ પછી કહ્યું જેહ વૃત્તાંત. ૬
પરીક્ષિત રાજાએ પુછીયું, શ્રીશુકદેવને પ્રશ્ન;
ઇંદ્રદેવ માહારા પ્રાંણ રક્ષક તમો કોહો છો એ કૃષ્ણ. ૭
તેહેનું ચરિત્ર વિસ્તારે કોહો, થોડે તૃપ્તિ નાં થાય;
સુણી એમ પ્રસન્ન થયા મુનિ, વરણવી કહી સહુ કથાય. ૮
પૃથિવી સુખારથ બ્રહ્માદિકે, સ્તવન કર્યું જગભૂપ;
હરિ જણવ્યું જાવો પ્રકટીશું, વ્રજમાં શ્રીકૃષ્ણ સ્વરૂપ. ૯
વળતી આકાશવાંણી દ્વારે, કંસને જણવી એ વાત;
દેવકીનો ગર્ભ અષ્ટમો તે, તુને કરશે ઘાત; ૧૦
દેવકીસહ વસુદેવ કારાગ્રહમાં નાંખીઆ કંસ;
મૃત્યુભીતિ ધરી ભગિનીના અષ્ટ સુતનો કર્યો ધ્વંશ. ૧૧
ત્યાર પછી માયા મોકલી, શ્રીહરિ દીધુંરે કાંમ;
દેવકીથી રોહણી ઉદરે ધરે જયે બલરાંમ. ૧૨

તું પછી નંદસુતા થઈ અવતર જે વ્રજમાંહ;
પછી પ્રભુ દેવકી ઉર વસ્યા, બ્રહ્માદિ સ્તવ્યા ત્યાંહે. ૧૩
વળતી પરમેશ્વર પ્રકટીયા વસુદેવે વર્ણવ્યું રૂપ;
દેવકીસહિત સ્તુતિ કરી વળતઃ વધ્યા ભવભૂપ. ૧૪
પૂર્વવૃત્તાંત કહ્યું સહુ કહી વ્રજ જાવાની પેર;
ત્યમ વસુદેવે વિશ્વંભર પધરાવ્યા નંદને ઘેર. ૧૫
કન્યા લાવ્યા તેહેને કંસે પછી કરવા માંડી ઘાત;
તેણે કહ્યું તાહારો શત્રુ તો કયહું પ્રગટયો સાક્ષાત. ૧૬
કંસે તદ્દ તરછોડીઓ વસુદેવ દેવકી બેહું;
સાંત્વન કરી બલ જ્ઞાન કથ્યું જણવ્યો બહુ નેહ. ૧૭
દૈત્ય સંગે કરી મન ધાર્યું છેદો વિષ્ણુંનાં મૂળ;
સાધુ બ્રાહ્મણ ગાય પીડો હણો લઘુ બાળ અતુલ. ૧૮
વળતી જે શ્રીકૃષ્ણ પ્રગટીયા વ્રજ માંહે આનંદરૂપ;
માહા મોહોછવ ત્યાંહાં થયો સહુ વ્રજજન વ્રજભૂપ. ૧૯
વાર્ષિક ભરવા વ્રજેશ ગયા પછી મધુપુરી માંહે;
મળવું થયું વસુદેવજીનું નંદજીને ત્યાંહે. ૨૦
વસુદેવ કહે કાંઇ ઉપદ્રવ ભાસે મુને વ્રજ માંહે;
માટે વહેલાસહ વલ્લવનંદજી જાજ્યો ત્યાંહે. ૨૧
પૂતનાના પયપાંન મિષે પ્રભુ શોશો પ્રાણ;
આપી દયાનિધિએ ગતિ ઉત્તમ જનની પ્રમાંણ. ૨૨
ધૂમ તેહેના દેહદહનનો જોઇ કહ્યું નંદએહેવ;
અહો ભાઇ વસુદેવ દીસે કોઈ મોટા દેવ. ૨૩
શકટ ભેદન કરી માર્યો તૃણાવર્ત માહા અસુરેશ;
વળતી માતાને દેખાડીયું મુખ વિષે વિશ્વ અશેશ. ૨૪
એકાંત્યમાં પછી ગર્ગ મુનિ ધર્યાં કુંવરનાં નામ;
કારણ બતાવ્યાં વિવેક શું શ્રીકૃષ્ણ, જે બળરામ. ૨૫
ધૂર્તવલ્લા ગોપીજન ઘેર મૃત્તિકા ભક્ષણ જેહ;
દધીનૃ પાત્ર ભાંજયું માટયે બંધન કર્યું આપ્યું તેહ. ૨૬

ભક્તવત્સલ જણાવ્યું બંધાયાં અતુબલ દામ;
વૃક્ષ પાડયાં યમલાર્જુન શ્રાપ મુકાવ્યો તે ઠામ. ૨૭
કુબેરસુત નલકુબર કરી તેણે સુત સાક્ષાત;
નંદાદી કે મળી ધાર્યું ગમન દેખી બહુ ઉત્પાત. ૨૮
વૃંદાવિપિન જઇને વસ્યા ત્યાંહાં કર્યું બાળ ચરિત્ર;
વચ્છચારણની લીલા કરી મળી સમવય બહુ મિત્ર. ૨૯
વળતી તો વધ વછ્યાસુર કર્યો બકને તજાવ્યું શરીર,
માર્યો અઘાસુર ગોપરક્ષણ કર્યું માહાબળ ધીર. ૩૦
ભોજન કીધું સખા સહ હરખે શ્રીયમુનાં તીર;
મોહયા વિધિ દેખી હરિ નવ ભુક્તે ઉચ્છિષ્ટ આહીર. ૩૧
વછગો પાદીક સહુ પછી હરણ કર્યું બ્રહ્મદેવ;
ગોસુત ગોપાદી સરવ થયા શ્રીહરિ સ્વયમેવ. ૩૨
બ્રહ્માનો મોહ ગયો પછી હરિ તવ્યા લેઇ શરણ,
ગોચરણ માહાક્રીડા કરી ધેનુકાસુર કહ્યું મર્ણ. ૩૩
વળતી શ્રીકૃષ્ણ પધારીયા વ્રજ કરતા વેણું ગાંન;
વન શોભાયે ભર્યા બહુ ગોપીજનને કરે સુખ દાંન, ૩૪
વિષથી વિમૂર્છિત ગોપ જીવાડયા કરી અમી દ્રષ્ટા;
કાલ દમંન કર્યું નાગ પત્નીની સ્તુતિ કરી સ્પૃષ્ટા; ૩૫
કાલ આવ્યાનું કારણ કહ્યું વહ્નિવ્યથા કરી ચુર;
ક્રીડા કરતાં પમાડીયો મરણ પ્રલંબાસુર. ૩૬
ગોગોપ ભય થકી રાખીયાં કીધું દાવાનળ પાન;
વર્ષાશરદરીતું વરણી કહું કૃષ્ણ વેણું શું ગાંન. ૩૭
કાત્યાયની વ્રત કંન્યકા કીધું નિરાવરણ સ્નાંન;
વસ્ત્ર હર્યાં વ્રજ નાથજી આપ્યાં સહિત ફલ દાંન. ૩૮
વરણ્યું વૃંદાવન વૃક્ષ ભાગ્ય મુનિ યાચ્યા ગોપેંદ્ર;
લીધું ભોજન ઋષિ પત્ની કૃપા કરી ધર્મ ધોરીંદ્ર. ૩૯
તાપ પશ્ચાતદ્વિજે કર્યો ભાખ્યો ભાંજ્યો ઇંદ્રયજ્ઞ;
અન્નકુટ આરોગ્યા કૃષ્ણ ધરીયો ગોવરધન સુજ્ઞ. ૪૦

રવત કન્યા રેવતી બળભદ્રજી પરણ્યા,
રૂક્ષ્મણી પ્રેર્યા તે દ્વીજે પછી સંધેશ વરણ્યા.
કું દીન પુરચ ધાર્યા પ્રભુ કીધું રૂકમણી હરણ,
કર્યો પરાજય શત્રુનો તેહેની સેંનાનુ મરણ.
રૂકમૈયાને પટા પાડીને પ્રભુ કીધો વીરૂધ,
રૂકમણી સહીત પધારીયા દ્વારીકાં જગભુપ.
વેદ વીધે વર્યા રૂકમણી પછી શ્રીદ્વારીકેશ,
પ્રગટચા પ્રદ્યુમન હરી ગયો સમર અસુરેશ.
કૃષ્ણ કુંવર તેહેને હીણી આવ્યા સ્ત્રી સહ ધાંમ,
હરખ્યાં રૂકમણી આદે સહુ દેખી સુત અભીરામ. ૯
સુરજ થકી શ્યમંતક મણી પામ્યો સત્રાજીત,
માગ્યો શ્રીકૃષ્ણે આપ્યો નહીં થયું સહજ વીપ્રીત. ૧૦
તે મણી માટે પ્રસેનનું થયુ વ્યાઘ્રથી મરણ,
અપવાદ તેહેનો લૌકીકમાં લાગ્યો અશરણશરણ. ૧૧
વ્રથા કલંક ઉતારવા હરી યાદવ સાથે,
વન જઇ વેરી પ્રસેનનો સીંહ દેખાડયો નાથે. ૧૨
તેહેનો રીપુ રીછ જણવીયો આગળ અટકી સહુ બેઠા,
ગફા ભયંકર રીંછની તેહેમાં પ્રભુ એક પેઠા. ૧૩
યુધે હારી જાંબુવાંને ત્યાંહાં પુત્રી સંગે પરણાવ્યા,
જાંબુવતી મણી સહીત લેઇ હરી દ્વારીકાં આવ્યા. ૧૪
આપ્યો મણી સત્રાજીતને લેઇ જ્ઞાન પામ્યો,
સત્યભાંમા સુતા કૃષ્ણને પ્રણાવી દુઃખ વાંમ્યો. ૧૫
વળતી શ્રીહરી હળધર બેહુ પધાર્યા ગજપુર,
સતધનવા પ્રેર્યા ઉભયે કૃતવરમા અક્રુર. ૧૬
તેણે શત્રાજીતને હણ્યો નાઠો હરી ભયધારી,
કૃષ્ણરાંમ સહ આવીને પુઠયે જૈ નાંખ્યો મારી. ૧૭
પ્રભુ કહ્યું મણી નથી એકને રાંમકૈતવભાસ્રુ,
ગયા મીથીલપુરી રીસમાંહાં રદંન પ્રદાંસ્રુ. ૧૮
ગદા યુધ દુર્યોધનને ત્યાંહાં 'શીખવ્યું' રામ,
મણી મળ્યો અક્રુરથી દાખ્યો હળધરશાંમ; ૧૯

શક્રપ્રસ્થ પ્રભુ પધાર્યાં પછી પાંડવ ધાંમ,
અર્જુન સહુવન ક્રીડતાં લાવ્યા કાલીંદી વાંમા. ૨૦
દ્વારાવતી પધારી વર્યા કૃષ્ણ કૃષ્ણા રાંણી,
મીત્રવીંદા હરી લાવીયા સત્યા પટરાણી. ૨૧
ભદ્રા વર્યા પછી લક્ષણુ ઉદ્વાહ વખાંણુ,
માર્યો નરકાસુર મુર હણ્યો તજાવ્યા પીઠ પ્રાંણ. ૨૨
તાંમ્રાદીકને હણ્યા હરી કન્યા સોળ હજાર,
દ્વારીકાં મોકલી યત્ન શું બાળા હરખી અપાર. ૨૩
કુંડળ અરપ્યાં અદીતીને કર્યું છત્રનું દાંન,
પારીજાત માટયે ઇંદ્રનું ભાંજ્યું અભીમાંન. ૨૪
જીતી સુરેસને લાવીયા સુરતરૂ નીજધામ,
સંભોગ્ય પાંમે સહુ ત્રીયા સંતોખ્યાં સત ભામ. ૨૫
પાંણી ગ્રહન રાજ કંન્યા સહુનું કર્યું નાથે,
પરીહાસ કૌતક પ્રભુ કર્યું રૂકમણી સાથે. ૨૬
વેંણ વીપ્રીત સુણીને થયાં મુરછીત દ્રગ પાંણી,
શાંત્વન કરી કૃષ્ણે આળથી મનાવ્યાં પટરાંણી. ૨૭
પછી પ્રતી ઉત્તર પ્રેમદા પ્રભુ વચંનના કીધા,
સુણીને સંતોખ્યા શ્રીહરી સાંમા સહુ અર્થે સીધા. ૨૮
સોળ સહસ્રસદ સરવને થયા દશદશ પુત્ર,
અકેકી પુત્રી પણ થઇ એહેવું હરી ઘર સુત્ર. ૨૯
અનીરૂધ ઉદવાહમાં પછી રૂકિમને હણ્યો રાંમે,
ચીત્ર લેહા અનીરૂધ લાવી ઉખાને ધાંમે. ૩૦
ઊખા સહીત અનીરૂધને પછી બાંધીઆં બાંણ્યે,
હરીહર યુધ થયું ઘણું વરણું જાય કાંણે. ૩૧
ભવ જવર સ્તુતી ભગવંતની કીધી દીનતા દાખી,
ભુજ બાંણાસુરના હરી છેદ્યા યુગ યુગ રાખી. ૩૨
સ્તવયામાધવને ઉમાધવે બળ સુતવર દીધો,
ઊખા વર્યા અનીરૂધજી જગમે જસ કીધો. ૩૩

નૃગ નૃપ માહાકકલાશની કૃષ્ણે ગતી કીધી,
ભક્તી વીમુખ બ્રહ્મ સ્વનો દોષ એ શીખ દીધી.
બળભદ્ર પછી વ્રજમાં ગયા સહુજન સુખ દીધું,
આકરસણુ યમુનાજીનું કાંઇ કારણુ કીધું.
પૌઢચક પ્રાણુ હર્યા હણ્યો કાશીરાજ માહાપાપી,
કાશીનું દહન કર્યું હરી શીવને ભસ્મ આપી.
રેવતાચળ બળભદ્રજી લીધા દ્રીવીદના પ્રાંણુ,
સાંબ કુંવરે લક્ષ્મણુ હરી ત્યાંહાં રામ વખાંણુ.
ગ પુર ગંગામાં નાંખતાં નમ્યા માટતે વચાવ્યા,
હળધર કૌરવ બળ હણી વધુ સહ સુત લાવ્યા.
નવીન લીલા લખી નારદે હરીની પ્રીધાંમ,
સંક્ષેપ મટયો અકલીત પ્રભુ કહી કર્યો પરણાંમ.
નારદ ચરંણુ પુજ્યા પ્રભુ ગ્રેહસ્થતા વીધી દાખી,
નીદત્ય કૃતી શ્રીકૃષ્ણુની અતી અદભુત ભાખી.
સભા સુધરમાને વીશે શોભા અદભુત,
ત્યાંહાં નૃપ પાંડવનો તથા આવ્યા ચુગદુત.
ઊધવાદીક મંત્રી તણો મંનસુબો લીધો,
વીચ્ચારવા સરવ પ્રસ્થ ત્યાં જાવાનો કીધો.
છોડાંવ્યા નૃપ કરી સાંત્વના સ્વસ્થાંન બોલાંવ્યા,
ભીમ કૃષ્ણુ શ્રીકૃષ્ણુજી સુખે નીજગ્રેહે આવ્યાં.
સર્વ થકી આદે કર્યું અરચંન કૃષ્ણુચરંન,
દુષ્ટ લખી શીશુપાળનું પ્રભુ કીધું મરંણુ.
સ્વજન સહીત ધર્મ રાયજી કીધું અવભૃથ સ્થાંન,
જળ સ્થળ બ્રહ્મ સુયોધંનનું ભાંજ્યું અભીમાંન.
સાલવને પ્રદ્યુમંનનો વરણ્યો સંગ્રાંમ,
માયાપુર ભંજન કર્યું આવી સુંદરશાંમ.
સાલવસહ દંતવક્રનો પ્રભુ આંણ્યો અંત,
ભાત તેહેના સતલીલાય માર્યા ભગવંત.

શાંમ પધાર્યા તીર્થને તે કથા આલાપી,
સુતને હણ્યો સુત તેહેનો સ્થાપ્યો વર આપી. ૪૮
બલવલને બળદેવજી માર્યો તે ઠાંમ,
સકળ તીરથ પ્રાવન કરી પધાર્યા બળરાંમ. ૪૯
પાર્થનું સાર્થપણું કર્યું કથ્યું ગીતા શું જ્ઞાંન,
મીત્ર સુદામો આવીયા કીધું સનમાંન. ૫૦
પુંજી ગુરૂ ગ્રેહેવાસની વારતા મળી કીધી,
શકને દુર્લભ સંપદા હરી ભક્તને દીધી. ૫૧
સુર્ય ગ્રહણ મીશે પ્રભુ કર્યું કુરૂક્ષેત્ર પવીત્ર,
કુટુંબ સહીત પધારીયા ત્યાંહાં મળ્યા સહુ મીત્ર. ૫૨
ગોપીજન શું હળ્યા, મળ્યા વાંછીત ફલ આપ્યું,
દાંન પ્રત્યક્ષ સ્વરૂપનું કર્યું ગ્રેહે દુખ કાપ્યું. ૫૩
કૃષ્ણા સુકૃષ્ણની રૂકમણી આદે રાંણી,
મળી વીવાહની વારતા નીજ નીજની વખાંણી. ૫૪
કૃષ્ણે રૂષીપુજન કર્યું કીધો વસુદેવે યજ્ઞ,
વીજ્ઞાન બોધ નારદે કર્યો વસુદેવ શું મજ્ઞ. ૫૫
પુત્ર આપ્યા ખટ દેવકી મૃત્યુ પામેલા લાવી,
ભક્ત જાણી અર્જુનને સુભદ્રા પરણાવી; ૫૬
મીથીલાપુરમાં પધારીને કીરતી ભક્તની કીધી,
બહુલા સ્વરૂક સુતદેવની સેવાસમ ગણી લીધી. ૫૭
નારાયણ નારદ તણો સંવાદ પવીત્ર,
વેદ સ્તુતીપર બ્રંહ્મની કરી સાર ચ્ચરીત્ર. ૫૮
શંભુદાસ વૈભવ મળે હરીજન નહીં કાંમ,
ત્યાંહાં કથા કહી વ્રકેહર ગ્રહ્યો રાખ્યા હરી ટળ્યો ભ્રંમ. ૫૯
કોંણવડું ત્રણે દેવમાં માંડયે વાદ મુનેશ,
ભ્રગુએ જઇ નીશ્ચે કર્યું વીષ્ણું સરવેશ. ૬૦
અર્જુન ગર્વ ઉતારવા હર્યા બ્રાંહ્મણ બાળ,
લોકા લોક થકી પર જઇ આંણી આપ્યા ગોપાળ. ૬૧

કૃષ્ણક્રીડા રતીરસ ભરી શકું કયમ વખાંણી,
પતી પ્રેમે પટરાંણી સહુ વરણી વિરહે વાંણી. ૬૨
અસુરવ્યામોહ થવા કરી લીલા અંતરધ્યાંન,
નીત્ય ક્રીડા શ્રીકૃષ્ણ છે દૈવી જનદાંન, ૬૩
એ દશમ અનુક્રમણીકા ગુરૂ પ્રભુજી પ્રતાપ,
પુરણ કરી પદબંધથી ન્યુંનાધીક માફ. ૬૪
એકસોને એકત્રીશ છે પદ પુરણ સાર,
અથ ઇતી લગી હરી કથા સંક્ષેપ વીસ્તાર. ૬૫
શંકરીતટરે સોહામણું ચારૂ ચંડીરે ગ્રાંમ.
શ્રીશેષશાઈ પ્રભુ વસે ત્યાંહાં કવી વીશ્રાંમ. ૬૬
વીપ્ર નાગર સાઠોદરોનાંમ ભટ **દયારાંમ**,
દીક્ષાં વૈષ્ણવ વલ્લભી ગાય ગુણ ઘનશાંમ. ૬૭
ગાય શીખે જે સાંભલે વૈકુંઠ પદ પાંમે,
સકલ પાપ સંતાપ સેજે નાપાશે વાંમે. ૬૮

ઇતિ શ્રીદશમ સ્કંધની અનુક્રમણિકા સંપૂર્ણ. શુભમ્.

કલ્યાણમસ્તુ.

---

આ ગ્રંથની મૂળ કોપી જેવી અમને મલી છે, તેવી જ રીતે કોઇ પણ પ્રકારના ફેરફાર વિના પ્રકટ કરવામાં આવ્યો છે. આ ગ્રંથ શ્રીવલ્લભાચાર્યચરણકૃત 'દશમસ્કંધાનુક્રમણિકા' ઉપરથી કવિએ રચ્યો છે.



## ધ્રુપદ. રાગ કલ્યાણ.

મહામંગળરૂપ, શ્રીગુરુદેવ માહાપ્રભુ,
જયા કે પદ પદ્મકોં પ્રથમ સિર નાઇયે.
માહામંગલરૂપ. ટેક.

નામ લેત ઉદે હોત, પરમ આનંદ કંદ,
સકળ સંતાપ પાપ, ટરે છળ ધ્યાઇયે.
માહામંગલરૂપ. ૧

બ્રહ્મા શિવ વિષ્ણુ પરબ્રહ્મ સો શ્રીગુરુરાયે,
અધિક સબે તીરથ, અંધ્રિ રજ નાહાઇયે.
માહામંગલરૂપ. ૨

દયા કેહે આચારજ, અધિકે કો, દુજ્યો નાંહઇ;
ગુરુસેવા ચિંતામનિ, ઇપ્સિત ફલ પાઇએ.
માહામંગલરૂપ. ૨

---

## જોટાની તરેહનું ધ્રુપદ. રાગ કલ્યાણ.

શ્રીકૃષ્ણ ગોવિંદ, ગોપાલ ગોકુલેશ;
ગોપીજનવલ્લભ, ગોવરધન ધરન ધીર.
શ્રીકૃષ્ણ ગોવિંદ. ટેક.

પરબ્રહ્મ પુરુષોત્તમ પ્રાણનાથ, પદ્મનાભ,
પદ્માકાંત, હરત તન પીર.
શ્રીકૃષ્ણ ગોવિંદ. ૧

ભકતવત્સલદીનબંધુ, દુષ્ટનિકંદન;
જગન્નાથ જક્તગુરુ, બાલ કૃષ્ણ બલ બીર.
યશોદોત્સંગલાલિત, નંદલાલ, રાધિકેશ;
દયાપ્રભુ બીહરત શ્રીયમુનાં તીર.

## પદ રાગ વેરાડી.

કૃપાળુ કૃષ્ણ સમુ નથી કોઇરે, મેં તો નિશ્ચે જાણ્યું છે
દયાળુ કૃષ્ણ સમું નથી. ટેક;
વેદથી વિરુદ્ધ કીધાં કૃત્ય નાથેરે, બિચારાં અધમ મ્હાંમુ જોઇરે,
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૧
જેણે બંધાયો તે કૃતિ કેશવનીરે, ગાતાં તે પાપને નાખે ધોઇરે
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૨
ઘ્રત વિષમ જવર વાળાને તેનું તેરે, જવરાં કુશ સંગે અમૃત હોઇરે,
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૩
પદ્મપુરાણમાં પ્રગટ વચન છેરે, સુણીને સહુ સંદેહ નાખજ્યો ધોઇરે
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૪

॥ विषस्य विषमौषधम् ॥
विषमस्य प्रदातव्यं
વૈદ્ય વિઠ્ઠલવર ભાવે તે ઔષદ કહાડે માહાદુસ્તર રોગ નીચોઇરે
મેં તો નિશ્ચે જાણ્યું છે. ૧
ભુતલ દયાનો પ્રભુ પ્રગટ નાં થાત તો, ખરેખરા પતિત મરત રો રે
મેં તો નિશ્ચે જાણ્યું છે.

---

## પદ રાગ વેરાડી.

### જોટાની તરેહનું પદ.

દયાળુ અખિલ જગમાં એકરે, મ્હારો વ્રજનો
કૃપાળુ અખિલ જગમા; ટેક;
પારધિ સ્વદેહે સ્વધાંમ મોકલીયોરે,
ક્ષમા કર્યા સેહેજે દોષ અનેકરે;
મ્હારો વ્રજનો વ્હાલો છે;
દયાળુ અખિલ જગમાં એકરે;
મ્હારો વ્રજનો વ્હાલો છે. ૧

પૂતનાને ગતિ માતની આપીરે,
જેણે માહા કીધો કપટ વિવેકરે;

મ્હારો વ્રજનો વ્હાલો છે
દયાળુ અખિલ જગમાં એકરે;
મ્હારો વ્રજનો વ્હાલો છે. ૨

સાચો શત્રુ કંસ તેહને મુક્તિ પમાડયોરે
નાં મૂકી કૃપાળતાની ટેવરે;

મ્હારો વ્રજનો વ્હાલો છે,
દયાળુ અખિલ જગમાં એકરે;
મ્હારો વ્રજનો વ્હાલો. ૩

પાપી અજામેળ જમથી મુકાવ્યોરે,
જ્યમ કાંઈ ભુજંગ મુખથી ભેકરે;

મ્હારો વ્રજનો વ્યાલો છે,
દયાળુ અખિલ જગમાં એકરે;
મ્હારો વ્રજનો વ્હાલો. ૪

એહેવી દયા, દયા ઉપર કરજ્યોરે
હું છુ સહુ સાધન રહિત છેકરે,

ઓર ઉપાય ન હેં અસ કલીકોં,
દયાપ્રીતમ બોલવે ચિત્ત ચોરી; રામકૃષ્ણ. ૩

---

## જોટાનું પદ.

સર્વોત્તમ શ્રીકૃષ્ણ નાંમ હે, પાપ તાપ પ્રલે સબ છીનમે
નિર્ભય પરમાનંદ ધાંમ હેં, સર્વોત્તમ શ્રીકૃષ્ણ નાંમ હે. ટેક.
ઓર કોટિ હરિ નાંમ ન ઈનસમ,
જદપિ અતુલ બલ આદિ રાંમ હેં;
જેસેં દુજ તેં ચઢતી કળા શશી,
પેં ન કોઈ રાકેશ ઠાંમહેં; સર્વોત્તમ શ્રીકૃષ્ણ. ૧
કેવળ કૃષ્ણ ચંદર પુરનીમા શ્રીસહ શરદ પ્રમોદ ગ્રાંમહે;
સબ સાધન ફળ ત્રિવરન મેં **દયાપ્રીતમ** અભીમત પુરન કાંમ હેં;
સર્વોત્તમ શ્રીકૃષ્ણ. ૨

---

## જોટાની તરેહનું પદ. રાગ કાફી.

રટચ શ્રીકૃષ્ણ નાંમ મન મેરે,
અકથિત અઘ અતીત હું જીન ડરપે,
સબ વ્હે જેહે ભસ્મ કે ઢેરે. રટચ શ્રીકૃષ્ણ નાંમ મન મેરે. ટેક;
એક નાંમ તહું પુરૂષોત્તમકો, માહા પાપ અગનિત હુ તેરે,
સકૃત નાદ હરી બાલ સુંનત જ્યોં, મૃગ ગગન મત હું મરત ઘનેરે;
રટચ શ્રીકૃષ્ણ નાંમ મન મેરે. ૧
કૃષ્ણ નાંમ તેં સોહુ જરે, અઘ જાંની કીયે કબુ મોહ અંધેરે,
ગીળી ગ્રંથી યે કાઠ ન બચી જ્યોં,
પરી હોરી બીચ સો કીન હેરે. રટચ શ્રી ષ્ણ નાંમ મન મેરે. ૨
સબ બસ્તુનાં સફલ, બીન ભાવ હું,
નાંમ સબંધ પથ્થર જળ પેરે;
નાંમ સુ નાંમી દયા પ્રભુ બસી હીય,
પુરન કાંમ ઇશ્વર જેયરે. રટચ શ્રીકૃષ્ણ નાંમ મન મેરે. ૩

## પદ.

જો હરિભાવ નથીરે ભાવ નથી,
તાહારો સહુ શ્રમ મિથ્યા જાંણ્ય.
હું કહું તેહવું પરમાંણ, જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ટેક.
કાંમ જીત્યો ત્યારે વધ્યો એક વંઢળ,
ક્રોધ જીતે વધ્યો વક્ષરે,
લોભ જીત્યો ત્યારે વધ્યો એક અજગર;
યોગી ન કહે તોહે દક્ષ, જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૧
મોહ જીત્યો ત્યારે વધ્યો એક સૂરો,
વ્યસની વધ્યો જીત્યે ગરવરે,
માછર્ય જીતે ઉનમદ વાધ્યો, સમજુ બોલે સરવ;
જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૨
પવન આહારી તો વધ્યો એક પન્નગ, પય આહારી વધ્યો વત્સરે,
મધુરભાશીતો મયુર વધ્યો એક, તીરથ સ્નાંનીતો મચ્છ;
જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૩
વેદ ભણ્યો ત્યારે વધ્યો એક રાવણ, વિવિધશાસ્ત્ર ચંડાળરે,
પૂજાયો ત્યારે વધ્યો એક મણીધર, પણ મતી અધરંગ ડાળ;
જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૪
શૂન્ય સમાધે વધ્યો એક ફેફ્રી, વધ્યો મૃગ વાસે રાંનરે
અલ્પ આહારી તો વધ્યો એક શુક, વધ્યો અલ્પ નિદ્રાતો શ્વાંન;
જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૫
દાંન આપે એક વધ્યો યશ લોભી, વધ્યો અશક્ત થયો શાંત્તરે,
ત્યાગી થયે એક વધ્યો દળીદ્રી, અહી વધ્યો વશ્યો એકાંત;
જો હરિ ભાવ નથીરે ભાવ નથી, ૬
શીત ઉષ્ણ વ્રષા સહે વધ્યો તરૂવર, તૃષા તજે વધ્યો ધૂંણરે;
નિઃશંક થયો ત્યારે સાંઢ વધ્યો એક, રોગી વધ્યો તજે લૂંણ,
જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૭

વધ્યો પતંગ હોમે તન અગ્નિ, બુડે જળ વધ્યો એક દુખીયોરે,
વડો થયો ઠર્યો દીપ ઓલ્હાયો, મહાજન કેહે નહીં સુખીયો;
જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૮
સહીત ભાવ હરિ સરવ સફળ છે, અંક સહિત જ્યંમ શૂંન્યરે,
દયો કહે ભજી લે ભાવે, કાંઇ રહે નહીં નુંન્ય;
જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૯

---

## પદ રાગ કાહાનડો.

યહ માગોં શ્રીબલ્લભલાલ, અપનેં ચરનકમલ મન મેરો,
લુબ્ધ રેહે જ્યોં મધુવ્રત બાલ, યહ માગોં શ્રીબલ્લભલાલ. ટેક;
નંદ નંદન બ્રખભાનુ નંદિનિ, સેવું સતત સુખ જાલ,
સત સંગત ગુન ગાવત અહનિશ, રૂચે નહિ કછ્યુ અનુંચિત ખ્યાલ.
યહ માગોં શ્રીબલ્લભલાલ. ૧
શ્રીબલ્લભ સબ બલ્લભ સહ મોહે, અતિ બલ્લભ રહો જ્યોં મનીબાલ,
શ્રીસુબોધિની શ્રવન બાસ બ્રજ, નિત્ય (શ્રી) યમુનાં જલ પાન રસાલ,
યહ માગોં શ્રીબલ્લભલલ. ૨
દ્રઢ આશ્રય શ્રીસાહા પ્રભુ પદકોં, બીના મોલ ચેરો સબ કાલ,
દાસી દોસ્તી કુંજ મેહેલમેં, દંપતી પ્રસન્ન દેખી હોઉ ન્યાલ;
યહ માગોં શ્રીબલ્લભલાલ ૩
યુગલ ઉચ્છિષ્ટ આહાર નિત્ય પાઉ, ચલું અનુમતી પ્રીયા ગોપાલ,
દાસ દયાકો યહ ફલદીજે, સહજ કૃપા મેંટી સબ સાલ;
યહ માગોં શ્રીબલ્લભલાલ. ૪

---

## ધોળ.

મન મોહનનેં નાં ભૂલ્ય તું,
દેખી માયાનો રંગ, (૨)
અંતે પસ્તાવો બહુ થશે,
કોઇ નહીં આવેરે સંગ (૨)
મન મોહનને નાં ભૂલ્ય તું. ટેક.

મનુષ્યાદેહ દુર્લભ દેવતા, ઇચ્છે ભર્તખંડ,
તે તું પામ્યોને હરિને નાં ભજ્યા, ધિક ધિક ત્હારો અવતાર;
મન મોહનને નાં ભૂલ્ય તું. ૧

અઠ્ઠાવીશ નરકની યાતના, સુણતાં આવેરે ત્રાસ,
તે ભોગવવાં પડશે તુને, જો નહીં સ્મરે અવિનાશ. (૨)
મન મોહનને નાં ભૂલ્ય તું. ૨

આ ચાંદરણું દિન ચ્યારનું, તેમાં સોધી લે વસ્ત,
અંધકાર ઓચીંતો થઇ જશે, આયુર ઇંહનો અસ્ત;
મન મોહનને નાં ભૂલ્ય તું. ૩

લ્હાવો લીંબુ લેહેકાવતાં, રાજયાસનનો આનંદ,
શાંણા હોય તે સમજી કરી, વેહેલા ગાજ્યો ગોવિંદ (૨)
મન મોહનને નાં ભૂલ્ય તું. ૪

આદ્યે મધ્યે અંતે લગી, છે દુઃખરૂપ સંસાર;
સુખ એક શ્રીકૃષ્ણ શરણમાં, બાકી કયહું લગાર (૨)
મન મોહનને નાં ભૂલ્ય તું. ૫

જમકિંકર જ્યારે ઘેરશે, કંઠે આવશે પ્રાણ,
સ્નેહ નથી કરતો શ્રીકૃષ્ણ શું, ત્યાંહ છોડાવશે કોણ (૨)
મન મોહનને નાં ભૂલ્ય તું. ૬

માટેય વાત અનેકની, કહું છું એક વચન,
પ્રેમે ભજી લે, શ્રીકૃષ્ણને દાસ દયાના જીવન;
મન મોહનને નાં ભૂલ્ય તું. ૭

---

## ગરબી.

(જીવ જાણી લે, જારુ પ્રીત જગદીશ વિના નાં સારી.)
(એ ગરબીની તરેહનો જોટો.)

હો પ્રિય બહેની, હરિજ્ઞાન વિના સંસાર તો સર્વ અસાર છે.
જગમાં જન્મી, હરિસ્વરૂપ જાણેથી ભવનો પાર છે. ટેક.

પૂર્વે જો મૈત્રેયીનારી, મુનિ યાજ્ઞવલ્કયની સ્ત્રી સારી,
ગ્રહ્યું જ્ઞાન, પ્રપંચને વિસારી, હો પ્રિય બ્હેની, હરિ જ્ઞાન વિના,
સંસારે સર્વ અસાર છે. ૧

ગાર્ગીપણ સ્ત્રી જાતિ કહાવી, જેહેને અન્ય વાત ઉર નાં ભાવી,
થઇ નિર્ભય પુરુષ પદે આવી, હો પ્રિય ભગિનિ, હરિ જ્ઞાન વિના
સંસારે સર્વ અસાર છે. ૨

વિષયાએ વિદ્યા જો ધારી, વરિ ચંદ્રહાસને ઉગારી,
અંતે જો રૂકિમણી ભણનારી, હો પ્રિય ભગિની, હરિ જ્ઞાન વિના
સંસારે સર્વ અસાર છે. ૩

ધન્ય ભક્તિવંત **મીરાં**બાઇ, અનન્ય ભજી શ્રીવ્રજરાઈ;
દ્વારિકાધીશમાં તેહ સમાઈ, હો પ્રિય ભગિનિ, હરિ જ્ઞાન વિના
સંસારે સર્વ અસાર છે. ૪

દ્રૌપદી ચીર પૂર્યા બહુ હરિ, જયદેવની સ્ત્રી મૂઇ જીવતી કરી,
ભાક્તએ કુંતાધીન હરિ, હો પ્રિય ભગિની, હરિ જ્ઞાન વિના
સંસારે સર્વ અસાર છે. ૫

વિઠ્ઠલ ભક્તિવંત મુકતાબાઇ જનિ છાંણે વિઠ્ઠલ ધ્વનિ ગાઈ;
દલણું દળીયું વિઠ્ઠલરાઇ, હો પ્રિય ભગિની, હરિ જ્ઞાન વિના
સંસારે સર્વ અસાર છે. ૬

કરમાની ક્ષિપ્રા વ્હાલ વિચારી, જમિયા જગદીશ્વર ગિરિધારી;
શબરી ફળ ખાધાં અવધ બિહારી, હો પ્રિય ભગિની, હરિ જ્ઞાન વિના
સંસારે સર્વ અસાર છે. ૭

સતરૂપા દેવહુતિ ને સુનીતિ, વિંધ્યા વળી યજ્ઞ પત્નીને ગોપીજન
પ્રીતિ ભાગ્વત પુરાણથી લ્યો પ્રતીતિ, હો પ્રિય ભગિની, હરિ જ્ઞાન વિના
સંસારે સર્વ અસાર છે. ૮

એવી અગણિત સતિ કૃતિને ન્યહાળી, સાચું સુખ લેવું મોહને ટાળી;
ગુણવંતી થશો અતિ ભાગ્યશાળી, હો પ્રિય ભગિની, હરિ જ્ઞાન વિના
સંસારે સર્વ અસાર છે. ૯

જ્ઞાને પ્રેમ જેહનો પ્રભુ શું લાગે, ત્હેનાં સર્વે દુઃખ સેહેજે ભાગે;
**દયો** કરગરિ કૃષ્ણ પાસે માગે, હો પ્રિય ભગિની, હરિ જ્ઞાન વિના
સંસારે સર્વ અસાર છે. ૧૦

---

## પ્રબંધ પદ. રાગ સોરઠ.

ગારે ગારે ગિરિરાજ ધરણુ ગારે—
ગોપીકેશ રાધિકેશ પ્રાણુ પ્યારે પ્યારે,
ગારે ગિરિરાજ ધરણુગારે;
હો ગારે ગારે ગિરિરાજ ધરણુ—ટેક.
ત્રિગુણુ અજા કાળ અક્ષર પર સ્વામીરે—
ઈશઈશ આત્મારામ અંતરયાંમીરે,
જક્ત ઉદ્ભવ સ્થિતિ લય કર બહુનાંમીરે;
વિભુ પ્રધાન પુરૂષેશ્વર. (૨ બે વાર)
અચ્યુત સચ્ચિદાનંદ
સકળરૂપ અકળ સકળ ન્યારે ન્યારે—
ગારે ગિરિરાજ ધરણુગારે;
હો ગારે ગારે ગિરિરાજ ધરણુ. ૧

વાંણી મન અગમ્ય અનિરદેશરૂપારે,
અકળમતિ સ્વયંપ્રકાશ શ્રી અનુપારે;
છબ લલિતત્રિભંગી નટવર વ્રજભૂપારે,
નંદાત્મજ યસોદોત્સંગ લાલિત વ્રજભૂષણુ વ્રજવલ્લ
વ્રજરત્ના દ્રગ તારે તારે—
ગારે ગિરિરાજ ધરણુ ગારે. ૨

પૂરણુ પરમાનંદ રૂપ, રૂપરાશીરે—
આદિ વ્રંદાવન રાસ રસ વિલાશીરે—
**દયાપ્રીતમ** પ્યારી નિકુંજ વાશીરે—
પૂર્ણાનંદ પુરૂષોત્તમ અદ્ભુત આનંદ કંદ
મન્મથ મનહરણું બંસી વારે વારે,
ગારે ગિરિરાજ ધરણુ ગારે—
હે ગારે ગારે ગિરિરાજ ધરણુ. ૩

તોરો.

શ્રીગિરિધર પ્રાન પ્રિયે રાધા,
નામસેં ભાજે ભવ બાધા;
શ્રીગિરિધર પ્રાનપ્રિયે રાધા.
કૃપા સાગરી સુકલ્યાની,
બલ્લભા ખંદાણની રાંની
કૃપા સાગરી સુકલ્યાની.
પિતા બ્રષભાનુ કીરતી માતા,
શેષ શીવ જનુની સુખદાતા;
પિતા બ્રષભાનુ કીર્તી માતા.
દયા કરી દયો શરન રાખો,
દાસ તુહી મેરો શ્રીમુખ ભાખોજી.

તોરો.

હેજી બંસીવારેકે નોકીલે નૈંન.
ભલા બંસીવારેકે નોકીલે નૈંન
બીર મોહે તીરસોં—ભરૂ મોહે તીરસોં લગે.
મેરે પ્યારેકે નોકીલે નૈંન. હેજી
બંસીવારે કે નોકીલે નૈંન,
રૈંન ઘોસ મોહે કલન પરત પલ;
રૈંન ઘોસ હોં બીકલ રહત હોં
હેજી ભલા પલકપરત નહી ચેન
હેજી ભલા પલકપરત નહિં ચેન.
હેજી બંસીવારેકે નોકીલે નૈંન;
હાંસી મંદ માનોં મદનકી ફાંસીવે; (૨ બેવાર)
હેજી સુધા બોરે સલુને બૈંન. ૨ બે વાર
દયાકે પ્રિતમ બિના રહો ન પરતહો,
દયાકે પ્રિતમ બિના રહો ન પરત પલ;
હેજી ભલા છિન છિન સતાવત મૈંન. ૨ બે વાર
હેજી બંસીવારેકે નોકીલે નૈંન.

## ગરબી.

જીવ જાણી લે જાર પ્રીત જગદીશ વિના નાં સારી.' એનો જોટો.

ઓ ઉદ્ધવજી, વ્હાલે તો વિસારી અમને મેહલ્યાં
અમો શું કહીયે, રાસ રમાડી, તેડીને તરછોડયાં. ટેક.
પ્હેલ વ્હેલી પ્રીત અમશું કીધી, મોરલીમાં એણે વશ કરી લીધી.
ગોપી સૌને વિહ્વળ કરી દીધી, ઓ ઉદ્ધવજી. ૧
પ્રીતલડીતો કરતાં પેહેલી, પ્રભુ દેખીને થઇ છું ઘેહેલી;
પણ મળો મોહન અમને મન મેલી. ઓ ઉદ્ધવજી. ૨
એણે હૈડાનાં તો હીર લીધાં, કાંનુડે તો કામણ કીધાં;
ઘેર ઘેર દધી માંખણ પીધાં. ઓ ઉદ્ધવજી. ૩
એ કાનુડો કામણ ગાળો, એની આંખડલીનો છે ચાળો;
પ્રીતીવંત શું પ્રીતથી નિહાળો. ઓ ઉદ્ધવજી. ૪
પેલી કુબજા તો કાંમણગાળી, તેની સાથે લાગી બહુ તાળી;
એણે વશ કીધા વનમાળી. ઓ ઉદ્ધવજી. ૫
અમે સાંમળીયાની સંગે રમતાં, વ્રજ વન વનમાં પૂંઠળ ભમતાં;
અમો ભેળાં બેશીને ભોજન જમતાં. ઓ ઉદ્ધવજી. ૬
મથુરાંમાં જઈ એણે કંસ રોળ્યો, એક આંગળીયે ગોવર્ધન તોળ્યો;
સત્ય વાચી અન્યોક્તિ બોલ્યો. ઓ ઉદ્ધવજી. ૭
**દયારામ**ના સ્વામીને કેહેજો, મથુરાં મૂકી દૈ ગોકુળ રહેજો;
સૌ ગોપિકાને દરસન દેજો. ઓ ઉદ્ધવજી. ૮

---

## ગરબી.

'જીવ જાણી લે, જારપ્રીત જગદિશ વિના નાં સારી.'
(તેનો જોટો)

મ્હારા મોહનલાલ, આપો તો કહું મ્હારા મનની વાતડી,
મ્હારા પ્રાણ પ્યારા, તમ મારે મેંતો ગાળી છે જાતડી. ટેક.
જાણું છું જે જગમાં છો ડાહ્યા, એહવું જાણીતે જોડી માયા;
હવે મુજ ઉપર આણો દયા.
મ્હારા મોહનલાલ આવો તો કહું મ્હારા મનની વાતડી. ૧

મેં તો રૂપ તમારૂં જોઇને, મ્હારૂં મનડું રહ્યું છે મ્હોઇને;
કાંઈ નીસદીન જાય છે રોઇને મ્હારા મોહનલાલ. ૨
મેં તો તન મન સોંપ્યું છે તંમને, કોઇની ન બ્હીક ધરશો મનમેં;
હવે મ્હેર કરો મોહન અમને. મ્હારા મોહનલાલ. ૩
પ્રભુ પ્રીત જુઓને તપાસી, કુબજા તો કંસ તણી દાસી;
તેની તો ચાલી જગમાં હાંસી. મ્હારા મોહનલાલ. ૪
હરી આવડા હઠીલા નાં થઇએ, નંદલાલ નમેરા નાં રહીએ
સુખ દુઃખ અમો કોને કહીયે. મ્હારા મોહનલાલ. ૫
મ્હારે સાસુ સસરાની ન બ્હીક કશી, મારા હૃદયકમળમાં રહ્યા છે વશી;
દયાના સ્વામી વિના બીજાથી દૂર ખશી. મ્હારા મોહનલાલ. ૬

---

## ગરબી.

(જીવ જાણી લે જાર પ્રીત જગદીશ વિના નાં સારી.)

મ્હારૂં મન મોહ્યું વાંસલડીને શબ્દે કાન કાળા;
હું તો ઘેલી થઈ મ્હારા ઘરમાં નથી ગમતું મ્હારા વ્હાલા. ટેક.
એ અધર ઉપર વાજે છે, સુંણી અંતર મ્હારૂં દાઝે છે;
એહનો શબ્દ ગગનમાં ગાજે છે. મ્હારૂં મન મોહ્યું. ૧
એ વનમાં જ્યારે વાગે છે, મુને બાંણ સરીખી લાગે છે;
મુને વ્રહેની વેદના જાગે છે. મ્હારૂં મન મોહ્યું. ૨
હું તો દોહોતાં દોંણી ભૂલી છું, વળી જમતાં અધુરી ઝૂલી છું;
ત્હારૂં મુખ જોઇ જોઇ હું ફુલી છું. મ્હારૂં મન મોહ્યું. ૩
એણે તપની શાધના કીધી છે, કૃષ્ણે કૃપા સાધ્ય કરી દીધી છે;
...ે દયાપ્રીતમે કર લીધી છે. મ્હારૂં મન મોહ્યું. ૪

ત્હારૂં ચંદ્ર વદન કેહેતાં લાજું તારૂણીજો,
એતો કલંકી વિષ બિંદુ વારૂણીજો. ૨
વેણુ વાલુકી જડીત્ર રત્ન રાખડીજો;
ત્હેને જોતાં બીજુ જોવાની ન થાય આંખડીજો. ૩
રતી રૂપ તણો ગર્વ મુકીને ખશીજો;
રસિક રાયની હૃદેમાં સદા તું વશીજો. ૪
મદનમોહનનું મન હરતું મદન મોહનીજો;
નથી રચી તુહી રચી છબી સોહનીજો. ૫
સકળ ભૂપમાં તુને જોતાં લાખ્યો શ્રીહરિજો,
ઉમા રમાને સાવિત્રી ત્રીપુરંદરીજો. ૬
ત્હારી ઉપમા સરખું બીજું કો નથી જો;
થાકયા ઉત્તમ કવિ વેદ સ્મૃતી તે મથીજો. ૭
રસિક રૂપ જુગલ વસો હૃદેમાં ઠરીજો
સેવક દાસ દયાને સુખ દાતા તું હરીજો, ૮

---

## પદ.

તેંતો કાંઇ કીધુંરે કાંનુડા, મુને તેંતો કાંઇ કીધુંરે અલબેલડા.
તેંતો મન હરી લીધુંરે.
[ તેંતો [1]ચિત્ત હરી લીધુંરે. ] ટેક.

---

૧. શ્રીમદ્ ભાગવતે ૧૦ દશમસ્કંધે રાસપંચાધ્યાયી પ્રસંગમાં શ્રીકૃષ્ણ ભગવાન પ્રત્યે શ્રીગોપીજનોએ કહ્યું છે કે,

चित्तं सुखेन भवतापहृतं ग्रहेषु,

ભાવાર્થ—હે પ્રભુ ચિત્ત (મન) તેતો આપે હરી (આકર્ષણ) લીધું તેણે કરીને દેહ તો ૦ શૂન્ય સરખો થઈ રહ્યો છે ત્યારે હવે પાછાં ઘેર જઇયે તો પણ ત્યાં શું કરીયે?

શ્રીમદભાગવતે ૧૧ એકાદશસ્કંધે ૧૪ ચૌદમા અધ્યાયના શ્લોક ૨૩. કહ્યું છે કે,

( મ્હારૂં ચિત્ત ચોરી લીધુંરે )

મુંને વ્રજ લાડીલા, તું વ્હાલો, બહુ લાગે
મુંને ત્હારી આંખડલીની-અણીયો, ઉર વાગે
મુખડું જોતાંરે મનોજ ઉરમાં જાગે;
હું ઠગાંણી મીઠી હસણીને ઠાગે
લૂંટી મ્હારી લીધીરે લાજ, રાજ કાંઇ કીધુંરે કાનુડા
મ્હારૂં ચિત્ત ચોરી લીધુંરે. ૧

માંને નાં મન મ્હારૂં મહીયેરીયામાં, (ને) સાસરડે નાં સોહાય;
જ્યાંરે જાઉં ત્યાં મુને ઝંપ વળે નહી, ને તાલાવેલી થાય;
રે હું ફટકારી શી ફરૂંરે મ્હારા રાજ રાજ કાંઇ કીધુંરે કાંનુડા.
મ્હારૂં ચિત્ત ચોરી લીધુંરે. ૨

બાળપણેથી મુનેં આ લખ લાગી, કયમ જશે જન્મારો ?
પરાધીન હું અબળા માંણસ, કયમ નિભાવો હાવાં મ્હારોરે;
સૂઝે નાં કાંઇ કયમ કરૂંરે મ્હારા રાજ રાજ કાંઇ કીધુંરે કાંનુડા.
મ્હારૂં ચિત્ત ચોરી લીધુંરે. ૩

અન્ન નાં ભાવે મુને નિદ્રા ન આવે, (ને) રહુ આઠે પોહોર ઉદાશી;
મીશેં મીશેંરે મુનેં સગાં સંતાપે, ને લોક કરે છે મ્હારી હાશીરે
દરદમાં ડુબી ગઇરે મ્હારા રાજ રાજ કાંઇ કીધુંરે કાંનુડા
મ્હારૂં ચિત્ત ચોરી લીધુંરે. ૪

ઘટમાં વશ્યો છે ત્યમ ઘરમાં વશકે, ઘેહલી મટાડી દેની મુજનેં
ત્હારા કરમાંહે સર્વે કરાંમત; પાગ્યે પડું છું હુંતો તુજને રે
દયાના પ્રભુ દીન થઇરે મ્હારા રાજ રાજ કાંઇ કીધુંરે કાંનુડા
મ્હારૂં ચિત્ત ચોરી લીધુંરે. ૫

---

॥ मदर्थेर्थपरित्यागो भोगस्य च सुखस्यच ॥
॥ इष्टं दत्तं हुतं जप्तं मदर्थं यद्व्रतं तपः ॥ २२ ॥

## અથ ચોવીશ અવતારનું ધોળ.

### ઢાળ.

એ અવતાર શ્રીકૃષ્ણનારે.
મછરૂપ ધરી સત્ય વ્રત પાલોરે, કછરૂપે મંદ્રાચલ ઉધારો.
શુકરરૂપે હણી હીરણાક્ષ મહી મુકાવીરે, નરહરીરૂપે હરણાકશ્યપ માર્યો.૧
વાંમનરૂપે બળી છલી ઇંદ્રને સંતોશોરે, નક્ષત્રી પ્રથવી કરી ફરશુરાંમ;
શ્રીરઘુવરજી રાવણ મારી સીતા વાલાંરે, હળધરરૂપે ટાળો દુષ્ટ ઠાંમ.૨
બુધરૂપે જજ્ઞ નંદ્યા દયા પાળીરે, મલેચ્છ માર્યા ધરી કલકી રૂપ;
રષભરૂપે પરમહંસ દીક્ષા દાખી, ભૂમી દોહી રસ કાહાઢા પ્રથુભુપ.૩
હરીરૂપે ગ્રાહાને માર્યો ગજ ઉગાર્યોરે, ધ્રુવવરદાયક પ્રભુજીનો અવતાર.
નરનારાયણરૂપે બદ્રીકાશ્રમપેરે, બ્રહ્મચારી સનકાદીક ચારે; ૪
દતાત્રયરૂપે અમરકંઆદી પ્રબોધ્યારે હયગ્રીવવાલી લાવ્યા વદે.
કપીલરૂપે સાંખ્યયોગ પ્રગટ કર્યોરે, વ્યાસરૂપે રચ્યા નીગમભેદ. ૫
યજ્ઞપુરૂષ રૂચીસુત સુરત્રાતારે, મનવંતર રક્ષણ કરવા એકરૂપ;
મોહનીરૂપે અસુર મોહ્યા સુર સંતોખ્યારે, આયુરવેદ ધનવંત્રી સ્વરૂપ. ૬
ધવળ એઓ વીસ સ્વરૂપનુરે ગાતાં સુંણતાં હોય વૈકુંઠ વાસ;
સકળ સંતાપ પાપ ગયાં સમુળાંરે, ન્યાહાલ થયો ગાતાં દયોદાસ. ૭
અવતાર શ્રીકૃષ્ણનારે ઢાળનું ધોળ.

ઇતી ચોવીસ અવતાર સંપુર્ણ.

---

### રાગ સોરઠ.

કરોગે કૃપા કબ ગીરીધરલાલ મ્હાપ્રભોં દીન દયાલ. ટેક.

### દુહા.

કૃપાન જ્યાંમેં સો પ્રભુ દેખે સાધન રાહ,
તું મતો કરૂનાકે નીધી કયોંન નીવાજે નાહ. કરો.
સાધંન સાધીન હોંસ શ્રીપ્રેમ તીહારે પાસ;
દયા ન કરીયત દીન લહી કાહા મીલને અભઆશ. કરો.
કબકોં હરી હરી રટત હું, કિટત ન કયોં સંતાપ;
દીધાં બીશારદ્રો બધકે છપી લખીમો પાપ. કરો.

ભક્ત નહીં સો સાંચપે અધમપતીત હું મેન;
મો સુધી અજહુ ના લઇ કેંસે પંકજનેનન  કરો. ૪
ભજન બીના દુઃખ નાં ટરે બીકલ બને ન ભજન;
કા કરીયેં જ્યોં ત્યોં બન્યોં, તાતેં તું મન પ્રસન્ન. કરો. ૫
અનંત હે અપરાધ મમ કેસેં પેહો અંત,
અમીત હોઊગે બીસરોં સંકુંમાર ભગવંત.  કરો. ૬
ઘુંનેગાર સાચોં ઠર્યોં ત્યેહારોહોં ઘનશ્યાંમ,
હેં નેહનકોં દંડ કછુ ઘરકો કરો ગુલામ.  કરો. ૭
દયા દયાપર કીજીયે નીજબલ નંદકીશોર;
મેરી ન કછુ દેખીયે પલ પલકોં હું ચોર.  કરો. ૮

---

## પદ.

હરે દીનબંધું કૃપા સીંધુ શ્રીકૃષ્ણ કરો;
કેવલ કરૂણા સુને આત્મ સાથ.
સરવસાધનરહીત ધર્મ તમ ચરણ-
પંકજ શર્ણ આવ્યો પાહી અખીલ તાતા.  ટેક.
જ્ઞાંન વૈરાગ્ય નહીં ભક્તી આધીનતા,
યોગ અષ્ટાંગ ન સુકર્મની પાજ.
જાપ્ય તપતીર્થ વ્રત નેમ સ્વધરમ પણુ ન મન
સતત અવીધા અંપની મહારાજ  હરે. ૨
દાન નહીં ગુણુ ગાંન સત સંગતી ત્યમ,
નીગમ આગમ અણું નહીં અભ્યાસ;
ભાવ જ્ઞાન વિશ્વાસ તવ નાંમ નહી,
ભજન સમ્રણ વીશે પલ પ્રયાસા.  હરે. ૩
માટેય માહારાજ રાજાધીરાજા,
શ્રીરાધાં રમણ પ્રભુ માહારો હસ્ત ધારો
સહજ શ્રીનાથ એકવાર ક્ષેમક વાર કહોં શ્રી
મુખેં તું તો દયાદાસ માહારોજ માહારો.  હરે. ૪.

---

## અથ ધોળ શ્રીકૃષ્ણના ધ્યાંનનું લખ્યું છે.

### ઢાળ.

પ્રથમ પ્રભાતેં શ્રીકૃષ્ણનું સ્મરણ કરીયેંરે.
વ્રજની લીલા સઘળી હરીની સંગ્યે ધ્યાંનેં ધરીયેરે.
હરીનો મુગટ તે તો વૈકુંઠનો સાર લહીયેંરે;
હરીનાં કુંડલ તે તો સાંખ્ય યોગ નીશ્ચેં કહીયેંરે.
હરીને નાકેં મોતી રાધીકાનું રૂપ છેરે;
ચંદ્રાવળી ચીબુક આભ્રંણનું સ્વરૂપ છેરે.
હરીનું હસવું તે તો મોહની માયા કેહેવાયરે;
મોરલી શીવજીનું સ્વરૂપ એહેવું વેદ ગાયરે.
હરીનું તીલક સુધા પ્રેમને ગણાંમીયેરે;
કૌસ્તુભમણી હરદે જીવ તત્વ જાણીયેરે.
શ્રીવછ લાંછન તે મણીની છાયા જાણજોરે;
વનમાળા ગુંજા છે ભક્ત ઉર આંણજોરે.
માયા પીતાંબર ને છડી બ્રહ્મારૂપ લહુંરે;
ઇંદ્રશ્રંગી મેઘ કેશનું સ્વરૂપ કહુંરે.
સંગે ગોપીજન તે શ્રુતીયો છે વેદનીરે;
ગોપ મંત્ર તેહેની વાત કહું ભેદનીરે.
શ્રીરાધાજી કૃષ્ણ આત્મારૂપ પ્રેમભક્તીરે.
નંદજી તો અક્ષરબ્રંહ્મ જસોદા જાણો મુક્તિરે.
શ્રીગોકુળ તે વ્યાપી વૈકુંઠ સાક્ષાત છેરે;
કરમાં કમળ વીશ્વરૂપ વેદે વાત છેરે.
એહેવું ધ્યાન સદા શ્રીકૃષ્ણનું પ્રીતે ધરીયેરે;
વ્રજમાં વાસ મલે ભવસાગરને ક્ષણમાં તરીયેરે.
સરવે વીસ્તારી ને કહેતાં ગીત વાધી જાયરે;
માટયે દાસ દયો કાંઇ એક હરીના ગુણ ગાયરે.

## ગરબો.

('શ્રીવૃંદાવન સુખકારીરે સમરે નાસે સૌ પીડા'ની જોડયનો)

એ પુરણ બ્રહ્મ પુરૂશોતમરે, ન મલે કોઇ સાધનમેં.
શ્રીગીતાજીમાં શ્રીમુખ્યરે બોલ્યા હું વસ એક પ્રેમે. ૧
તે પ્રગટ પારખું ભાળોરે, ગોપી પ્રેમે પ્રભુ પાંમી;
જેહેને શીવ બ્રહ્માદીક વંદેરે, વશ કીધો કમળા સ્વામી. ૨
જે આત્મારાંમ અજીત છેરે, કોઇતો નવ જાયે કળીયો,
તેહેને જીતી આધીન કીધોરે, પ્રેમ પ્રભુથી પણ બળીયો. ૩
એહ પુરૂષ અતીશેં ઊંડુંરે, કોઇ ભક્ત વીરલા જાંણે;
જ્યાંહાં વેદતણી પણ નહીં ગતીરે, તે પંડીતશું પરમાંણે. ૪
સુણો કાંઈ એક પ્રેમનું બળ કહુંરે, જેણ્યે જુગલ જીતી લીધો;
માહાસુજાંણ નાગરી નાગરરે, તેહેને પણ ઘેહેલો કીધો. ૫
એક સમે શ્રીરાધા મોહનરે, બાંહે પરસ્પર કંઠ ધરી;
માહા સ્નેહ રસ માંહે છકેલાંરે, પાસે લલીતાદીક સુંદરી. ૬
ત્યાંહાં વાહાલે વીકળ હરી બોલ્યારે, કેહે સખા પ્યારી ક્યાંહાં મળશે;
કરે પોકાર આંસું વેહેતાંરે, આ વ્રેહ વેદના કયમ ટલશેં. ૭
એહેવાં વચન સુણી વીઠલનારે, હસવા લાગી સહુ રાંમા;
આ પ્રાણજીવણ શીદ કલ્પોરે કંઠે વળગી છે શ્યાંમા. ૮
વળી એક સમે એકલડારે, હરી પ્રિયા પાસે નાં હુતી;
કોહો લાલલાડચલી કયાંહાં છેરે એકલા કયંમ પુછ્યું હુતી. ૯
ત્યારે નંદકુંવર એમ બોલ્યારે, સખી તુંજને કાંઈ ભ્રમ થયો,
જોની આ રાધા મુજ પાસેરે, એકલડો મુને કયમ કહ્યો. ૧૦
એમ રાધા ને પણ થાયરે, ન હોય પ્રભુ પાસે દેખે;
વળી કદા વિયોગ તે તરસેરે, પીયુ લપટયા ઉર નવ પેખે. ૧૧
નાં હોય પીયુ પ્યારી દેખેરે, પાસે હોય ને ભુલાવે;
એ સ્પકળ પ્રેમ રસ કીડારે, અટપટીરે કોના સમજ્યામાં નાવે. ૧૨
શ્રીરાધાકૃષ્ણ એ રસમાં એ સદા મગ્ન છાકયા રહે છે;
કરી વીવીધી પ્રકારે ક્રીડારે, નીજ જનને માહાસુખ દે છે. ૧૩
જેહેને કૃપા સંત ગુરૂ પુરણરે, તે એ હરી રસને ચાખે;
જંન દયો શ્રીગુરૂ પ્રતાપેરે, પ્રેમ રસની આશા રાખે. ૧૪

## ગરબો.

### બાલલીલાનો, રાગ સારંગ.

'સર્જન સાંભળોરે હરિની બાળ લીલા કાંઇ ગાશું' તેનો જોટો.

પરાક્રમ પ્રેમનું પેખોરે પડ્યું નહી કોઈ સાધનનું કાંમ,
વશ કર્યા વ્રજનારયે વીઠલ અચ્યુત આત્મારાંમ. ટેક;
શીવ સમાધ્યે સોધે જેહેનો શેષ નાં જાંણે પાર,
વંણ તેડયો તે વાહાલ્યમો ઉભો રહે ગોપીને બાર. ૧
પદમા પદ તલાંશી માગે સેવા જેહેની તે શ્યાંમ,
વાહાલ ધરી નીત વ્રજવનીતાના ઘરનાં કરે કાંમ. ૨
કોઇ કેહે પેલો પાટલો લ્યાવો પાળી માગે કોય,
કોઇ મંગાવે પાહુકા જયમ કાંઇ પ્રાકૃત બાલ્યક હોય. ૩
એક કહે ફુલની માળા ગુંથો આવડે છે જોણું આજ,
એક કેહે પેલી દાંણી લાવો કરે કરાવ્યાં કાજ, ૪
એક કેહે માહારો ચોટલો ગુંથો એક કેહે ભેટો લાલ,
ચુંબન કરવા દયોં કહેં તેહેને મુખ્યે અરાડે ગાલ, ૫
એક કેહે કર ના ચાળા કરીને નાચો નંદકુંમાર,
એક કેહે લાલા ગાઓ તો માંખણ આપું બીજીવાર, ૬
બ્રહ્મ અનાદી વેદ કેહે જેહેને પેહોચે નહીં મન વાચ;
તેહેને ગોકુળની નારય નચાવે વીથી વીથીના નાચ. ૭
બ્રંહ્માનંદ ગમે તે માગો માગો વૈકુંઠ કૈલાસ;
બાળ લીલા શ્રીકૃષ્ણની નીરખું માગે દયો દાસ. ૮

---

### પદ.

શીદ કરે સોચનારે, છે શીર શ્રીજી સરિખા સ્વાંમી.
માહા કૃપાળ જન વત્ચ્છલ સંમ્રથ ઇશ્વિર અંતરયામી.
શીદ કરે સોચનારે; ટેક;
આત્માદિક સહુ કૃષ્ણ સમરપ્યું, કેહે જુઠું કે સાચું;
જો સાચું તો ત્હારે શી ચિંતા, જો ચિંતા તો કાચું.
શિદ કરે સોચનારે. ૧

જે થકી કર્મ શુભાશુભ ઉપજે, તે મતિ હરીને અરપી;
પછી તેહેની કૃતિ ત્હારી શાંની ? શીદ મરે છે ડરપી.
શીદ કરે સોચનારે. ૨
અશ્વ ચઢીને ખાંધે ખડીયો, કેહે શા માટે વેહે છે;
વાહનને શો વિરાંમ તેથી, મુરખપણે દુઃખ સેહે છે,
શીદ કરે સોચનારે. ૩
તદા કેહેશ તું કુકૃતિ હરી કરાવી કયમ કેહેવાયે;
તે સાચુ પણ તુજ કૃતિ કેહેતાં સહુ કરતા પદ જાયે,
શીદ કરે સોચનારે. ૪
જાણી જુગુપ્સીત સજ્જન ન કરે, અશકયતાએ થાયે;
જાણી જોઇ અનુચીત આરંભે તે પછી શીદ પસ્તાયે.
શીદ કરે સોચનારે. ૫
ઓછી પાપ કરે પસ્તાયે ન તેતો કહીયે પાપી;
અથવા નારદાદી પણ નિર્ભય, નિશ્ચે હરિમતિ આપી,
શીદ કરે સોચનારે. ૬
તદા કેહેશ એટલા ઉપર મેં કર્યું ભાસે શા સારૂં ?
તે પણ ઇચ્છા સમજાય હરિ, ત્હારૂં કરશે સહુ વારૂ,
શીદ કરે સોચનારે. ૭
અકળ અટપટી ઈશ્વર ઇચ્છા, હારદ નવ સમજાયે;
સહુ કરવા સમરથ શ્રીજી પણ, નિજજન અભલ ન થાયે,
શીદ કરે સોચનારે. ૮
કદિ વ્યવહાર વાંણી મ્હોટાંની, ચિંતા સરખુ ભાસે,
પણ સૂક્ષ્મ (સૂક્ષ્મ) સમજેણુછે માટે અંતરથી નવ ભાસે,
શીદ કરે કરે
સ્મરણ સમરપણ નાં રહે નિરંતર, માટે ઉપજે ચિંતા;
જો ર્‌હેતો હુંપદ ક્યારે સહુ, કૃતિ ભાસે ભગવંતા,
શીદ કરે સોચનારે. ૧૦
ચિંતા કોઇ વાતની પણ કરવી ન, શ્રીમહાપ્રભુ ભાખ્યું;
દયાપ્રીતમ પુષ્ટી ફળસમંધ, માત્રે નિજબળ દાખ્યું,
શીદ કરે સોચનારે. ૧૧

## પદ.

(કે) વારી જાઉંરે નાગર નટુવા, ધરે વિવિધના વેશ.
કળા રૂપેં થઇ ક્રીડા કરે, ન્યારો નાયકરૂપે રહે શેશ,
વારી જાઉંરે નાગર નટુવા. ટેક.
બાજીગર બાજી સંસારની, તેં ભલી રચી છે ભાઇ.
મોહન મોર વજાડી મોહની, સુણી સહુ ગયું મ્હોવાઇ,
વારી જાઉંરે નાગર નટુવા. ૧
ઉલટ ખેલ બતાવેં ખલકનેં, કરે સહુની નજર બંધ,
ચુગુટી રજની ફેંકે મંતરી, કરે દેખતાનેં પણ અંધ.
વારી જાઉંરે નાગર નટુવા. ૨
સાચો હીરો બતાવેં ઠીકરી, કરે કંકર કનક મોહોર,
જાંણીતા તે પણ ભૂલા પડે, સૂઝે નહીં પોતાનો ઠોર.
વારી જાઉંરે નાગર નટુવા. ૩
તાહારી નટણી માયા જોર છે, કળા કામરૂ દેશની પૂર,
અજીત પણ ઊસ્તાદના જોરથી, બાંધી લીધો પંડીત સૂર.
વારી જાઉંરે નાગર નટુવા. ૪
કહાડયા મુખ થકી ત્રણ દોરડા, રંગ કાળો ધોળો નેં લાલ,
તેહનો પાર નાં આવે ખેંચતાં, તે ત્રણેંના જૂજવા ખ્યાલ,
વારી જાઉંરે નાગર નટુવા. ૫
તે ત્રણ ગુણના ત્રણ પુરૂષ થયા, એક બ્રાંહ્મણ યોગી ગૃહસ્થ;
બ્રાંહ્મણ યોગી તો બળીયા ઘણા, તેથી ગૃહસ્તનો અધિક દસ્ત.
વારી જાઉંરે નાગર નટુવા. ૬
પહેલે વિપ્રે રચ્યાં બહુ પુતળા, પૂર્યા ગૃહસ્થે મન અભિલાખ,
જોગીયે અગ્ની કાહડયો આંખથી, સહુ બાળીને કીધું ખાખ.
વારી જાઉંરે નાગર નટુવા. ૭
તાહારી મરજી જોઇ ગંત વાળીયા, વળી કર્યું એવું કર્મ,
ચુટકી માંહે કર્યો ચટુકલો, થયું હતું ત્યમનું ત્યંમ.
વારી જાઉંરે નાગર નટુવા

તાહારી અકળકળા ગોડીયા, રચી વિદ્યા ઇંદ્રજાળ,
સૌ મોહોવાઇ પડયું તે ફંદમાં, વૃદ્ધ ચોખનને વળી બાળ
વારી જાઊંરે નાગર નટુવા. ૯
તાહારો મંત્ર શીખવ્ય તું મુજને, હું ચેલો ત્હારો થાઊં,
એહવી જડી બુટ્ટી મુને આપ્ય તું, જે તાહારી નટણીથી ન મ્હોવાઊં.
વારી જાઉંરે નાગર નટુવા. ૧૦
શરણ જાતાં આપી ભક્તિ જડી, દીધો મંત્ર હરિ નીજ નાંમ,
એ સાંધે માયાથી મ્હોવાશ નહીં, એમ કહે **દયારામ.**
વારી જાઊંરે નાગર નટુવા. ૧૧

---

## પદ જોટાનું.

તાદ્રશી જંન તેહેને જાંણીયે, કે જેહમાં એહેવા ગુણ હોય.
નિંદા સ્તુતિ નાં કરે કોઇની, સઘળે સમદ્રષ્ટિ જોય.
તાદ્રશીજન્ન તેહેને જાણીયે. ટેક

દરશન કરતા માત્રમાંરે, ભૂલાવે પ્રપંચનું ભાન;
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાડે અઘ અભિમાંન.
તાંદ્રશીજન્ન તેહેને જાણીયે.

સકળ ચરાચરને વિષેરે, વસ્યા દેખે ભગવાંન,
ા ઇંચ્છે સર્વ જકતનું, લેશ નહીં અભિમાંન.
તાદ્રશીજન્ન તેહેને જાણીયે. ૨

ગુણ ગાતાં ગોવિંદનારે, પુલકીત તનું થાય;
નેત્ર પ્રવાહ વહે પ્રેમનાં, હરખે હૃદય રૂંધાય.
તાદ્રશીજન્ન તેહેને જાણીયે. ૩

પરદુઃખે દાઝે ઘણુંરે, કરે કોઇનો નાં દ્રોહ.
ઇદ્રીજીત સાચા સદા, નાં પામે માયામાં મોહ;
તાદ્રશીજન્ન તેહેને જાણીયે. ૪

પ્રીત બહુ પર ઉપકારમાં, સદા પ્રસન્ન વદન.

તાદ્રશીજન્ન તેહેને જાણીયે. ૫

નટવર ઝળકે નેત્રમાંરે, કાન્તી કરૂણા મધ્ય હોય;
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇના ન જોય.

તાદ્રશીજન્ન તેહેને જાણીયે. ૬

વાહાલા લાગે સેહેજે સર્વનેરે, અતિ ઉદાર જેહેનું ચિત્ત;
અનન્ય ભાવે ભજે કૃષ્ણને, જેહેને વાહાલું નહિં વિત્ત.

તાદ્રશીજન્ન તેહેને જાંણીયે. ૭

હરિ ગુરૂ વૈષ્ણવને વિષેરે, જેહેને સદા અતિ વાહાલ;
દ્રઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રસાલ.

તાદ્રશીજન્ન તેહેને જાંણીયે. ૮

સેવા સ્મરણ સત સંગમાંરે, જેહની આસક્તિ અત્ય,
કપટનો લેશ નહિં હૃદે હરિ ચરણે સદા મત્ય,

તાદ્રશીજન્ન તેહેને જાંણીયે. ૯

વ્યસનાવસ્થા વિકુલેશ શુંરે, સદા મુખે કૃષ્ણ નાંમ,
તે ભગવદીતણા દાસનો, સદા દાસ દયારાંમ.

તાદ્રશીજન્ન તેહેને જાંણીયે. ૧૦

---

'સાચું તે સગપણરે સમજ મન શ્યામતણું.' એનો જોટો.

બાંનું બળીઉંરે શ્રીકૃષ્ણ શ્રીરાધાવરનું,
તો સાચેથી શું નાં થાયરે, આશ્રમ અભય ઠરતું. બાનું બળીયુંરે. ૧
અધમને ઉત્તમપદ આપ્યું, એક જોઇ નીજ બાંનું,
સાચાની તો જગજાહેર છે, ગાય સહુ કોઇ ગાંનું. ,, ૨
ભક્તિ પ્રભાવ અતુલિત જોઉં છું, તેથી દ્રઢતા માનું;
શંકા પડે તો ભક્તચરિત્ર સાંભળજો, નથી એ કાંઇ છાંનું. ,, ૩
શ્રીમદ્ ભાગવત ભક્તિવિજયાદિક જુઓ ગ્રંથપાંનું.
મર્યાદાભક્તથી વરિષ્ઠ જોજો, પુષ્ટિભક્ત ભાંનું, ,, ૪
તાદ્રશી વૈષ્ણવ નારાયણદાસ ત્યહીં ઠગ વૈષ્ણવ થઇ આવ્યા;
તેને પ્રેમ કરીને પાસે રાખ્યા, બાંનું જોઇ પધરાવ્યા.

ઉત્તમ પરચર્યા તેમની કીધી, ભગવદી જાણી ભાવ્ય.,
રાસધારી રાસમંડળ આડંબર, તદપિ તદ્રૂપતે કાહવ્યા. ,,
ઉદર પરાયણ હયે ભવૈયે, વૈષ્ણવ બાંનું લીધું;
હત્યા તતક્ષણ ગઇ તેની, નૃપ વૈષ્ણવે સન્માન કીધું. ,,
જયશ્રીકૃષ્ણ મુખવાણી ઉચ્ચરતો, હતી છાપ તિલકને જપ માળ,
તેટલેથી નૃપ રંજન થઇને ભગવદી માંન્યા રસાળ. ,,
અજામેળે સુત ભાવે સમર્યા, નારાયણ અવિનાશી,
નામમહાત્મ્ય સહુ સમજ્યા ત્યારે, થયો વૈકુંઠવાસી. ,,
માલ પારકો ખાય દ્રશપતિ, કૃતિ વિષયની કરતો,
ચક્રાંકિત દેખી સૌ કંપે હિંડે નિરભે ફરતો. ,,
ચોર લુંટારૂ કાળુ નાંમે ધાડ પાડી ધન લૂંટે;
તેને પકડવા વૈષ્ણવ નૃપ આવ્યો સૈન્ય સહિત અશ્વ ઉંટે. ,,
તે જોઇ કાલુ ભય પાંમીને ઉતરી પડયો ખો દર;
ત્યાં જઇ યોગીનો વેશ ધર્યાથી નૃપ નમ્યો ચરણપર. ,,
ખોટી મુદ્રા સાચી બનાવવા જોઇએ સૌ અલંકૃતભરપૂર,
બીન દ્રવ્યે સરાફી ખરી ચલાવવા રેહેવું વ્યવહારે અણીતુંર. ,,
બાહ્ય બાંનું રાખેથી કોઈ દિન અંતર સત્ય અભિલાષ,
જડ પ્રોહિતને યજમાન પોષશે, એ રાખવો દ્રઢ વિશ્વાસ. ,,
બાહ્યાભ્યંતર સાચોદાસ થયો, તે કદિ નહિં થાય નિરાશ;
વિશ્વંભર વ્યાપ્યા છે સઘળે, તેથી ફળિત સહુ આશ. ,,
બાહ્ય ચિન્હ ભગવદીનાં જોઇને, સૌ કોઇ ભકત પ્રમાંણે;
દિનતા ભાવ સ્નેહ અંતરનો, તેતો અંતર્યામિજ જાંણે. ,,
મિથ્યા વાસુદેવે ભગવત મનાવવા કર્યા સહુ અલંકાર;
તેહને પણ શ્રીકૃષ્ણે મહાપદ આપ્યું, એ કરવો નિર્ધાર. ,,
કૂડે કપટે કારજ સિધ્યાં, તો સત્યે શ્રીકૃષ્ણ જો સ્હાય.
અરે દયા તું નાથજી છોડી, આળગો શીદ અથડાય. ,,

૩૪૨૧૭



# શુદ્ધિપત્રક.

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ઠાંક. | પંક્ત્યંક. |
|---|---|---|---|
| સોચે | સોચે | ૩ | ૧ |
| જાને | જાંને | ૩ | ૫ |
| અદ્દે | એદ | ૫ | ૨૧ |
| લખવાનો | લખવાને | ૬ | ૩૦ |
| છે | કે | ૧૨ | ૧૫ |
| જાલમેં | સબમેં | ૧૩ | ૨ |
| બ્રહ્મદ્રુત | બ્રહ્મદ્વૈત | ૧૫ | ૧૨ |
| शत भजेत् | सतं भजेत् | ૧૬ | ૩ |
| છે જક્ત | એ જગત્ | ૨૩ | ૨૫ |
| સર્વે | સર્પે | ૨૪ | ૩ |
| આગળ | આગમ | ,, | ૨૭ |
| અપાઈકિ | અમાયિક | ૨૭ | ૧૬ |
| પાપ | પાય | ૩૦ | ૩ |
| એમ | ક્ષેમ | ૩૨ | ૪ |
| સેવ્યતી | સેવનીય | ,, | ૨૬ |
| હરી | કવિ હાર | ૩૩ | ૧ |
| રદમે | હૃદયામાં | ૩૫ | ૧ |
| તત્ત્વા | તત્ત્વ | ,, | ૪ |
| कौढि | कौठी | ,, | ૧૧ |
| હોય | જ્ઞેય | ,, | ૨૩ |
| ચક્રવૈરાજ; | ચક્રવે રાજ; | ૩૬ | ૯ |
| કયથી | કયેંથી | ,, | ૧૬ |
| દાર | દામ | ૩૮ | ૯ |
| અધમજી | અધમજડજી | ૩૯ | ૨ |
| પામે | વામે | ૪૦ | ૩ |
| સમય | સભય | ૪૧ | ૧૧ |
| तीर्यैविना | तीर्थैर्विना | ,, | ૨૨ |
| પાણિવદન | પ્રાણ વદન | ૪૨ | ૩ |
| કરે | કહે | ૪૪ | ૬ |
| કરેલા | કરેલી | ,, | ૧૦ |
| શ્રીકપિલદે-નજીયે | શ્રીકપિલદેવ-જીયે | ,, | ૧૨ |
| જહીં | જહી અપાર | ૪૬ | ૧૧ |
| આવ્યું | આલ્યું | ૪૬ | ૧૨ |
| અહિં | આહ | ૪૮ | ૧૪ |
| જો | તો | ,, | ૧૭ |
| હેન | રેન | ૪૯ | ૨ |
| અજોગ | અભંગ | ,, | ૪ |
| કરી | કહી | ,, | ૫ |
| ,, | ,, | ૫૦ | ૨ |
| દેશાલ. | દેશાખ | ,, | ૫ |
| રાખે | રાખેજતન | ,, | ૧૧ |
| મત્ય | ગત્ય | ,, | ૨૧ |
| કરતા | કહેતાં | ,, | ૨૫ |
| નાંખ્યા | છોડી નાંખ્યા | ,, | ૨૫ |
| સંગે | રંગે | ૫૨ | ૩ |
| મહાસર્મથ | મહાસમર્થ | ,, | ૬ |
| લેઇશે | લેઇશું | ૫૩ | ૧૨ |
| દેઇશે | દેઇશું | ,, | ૧ |
| વળી | વાણી | ,, | ૧૭ |
| વાણી | વળી | ,, | ૧૭ |
| સુખ્ય | મુખે | ૫૪ | ૧ |
| પાપીનું | પાપીનાં | ૫૫ | ૪ |
| આગ | રાગ | ૫૭ | ૩ |
| ચોરે એહ | ચોર અહિ | ,, | ૫ |
| અધ | અઘ | ૬૧ | ૧૧ |
| મુ | મુક્તિ | ૬૨ | ૮ |
| વાણીનો | કૃપાવાણીનો | ૬૨ | ૧૬ |
| મૂળ | સુખ | ૬૪ | ૫ |
| એમજ | તેણે એમજ | ૬૭ | ૨ |
| મુક્ત | યુક્ત | ૬૯ | ૪ |
| ગાય | થાય | ૭૦ | ૮ |
| પાસે | પાશ | ૭૧ | ૧ |
| ચર્મને | ધર્મને | ,, | ૧૯ |

૧૯મા પૃષ્ઠમાં ૨૪ લીટી અને તે પછી નીચે મુજબ વાચવું.

" પુત્ર ભાવે પણ કહ્યું નારાયણ, છુટયો હું તે જ પ્રતાપજી,
સુતનું નામ નારાયણ એહેવું, હરિભક્તે જે ધરાવ્યું જી;
આજ તેહેનું હું કારણ [illegible] અંતમાળે કામ આવ્યું."